ધ્યાનપૂર્વક અવશ્ય વાંચશો, વંચાવશો તેમજ લાભ લેશો.

# પ્રાચીન સાહિત્ય સંશોધક કાર્યાલય

: સંસ્થાપક : મંગળદાસ ત્રીકમદાસ ઝવેરી

નીડર લેખક, વક્તા અને કાર્યકર્તા

ટેંબીનાકા, થાણા

---

સુજ્ઞ મહાશય,

જૈન ધર્મ એ વિશ્વ ધર્મ બનવાને લાયક છે તે સબંધે હવે કોઇનો બેમત રહ્યો જ નથી પણ આ સબંધમાં માત્ર વાતો કર્યાથી કશુ વળે તેમ નથી. આ દિશામા અપૂર્વ ઉત્સાહ, અજોડ ખંત અને સતત જહેમતથી પ્રયાસ કરવામા આવે તો કાર્યસિધ્ધિ થઇ શકે. આપણા અપૂર્વ પ્રાચીન સાહિત્યને પ્રસિધ્ધિમા મૂકવુ જોઇએ અને તેનો સસ્તા મૂલ્યે પ્રચાર કરવો જોઇએ જેમ જેમ પ્રાચીન સાહિત્ય વિપુલ પ્રમાણમા બહાર આવતુ જાય છે તેમ તેમ અનાદિ કાળથી ચાલી આવતી મૂર્ત્તિપૂજાની તેમજ પ્રાચીન જૈન ઇતિહાસની પ્રમાણિકતા સિધ્ધ થતી જાય છે મૂર્ત્તિ પૂજા બાબતમા જૈન સમાજમા બેમત નથી જ પરન્તુ જેઓ આ સબધમા ભ્રમણા ઉપજાવે છે તેઓને સમ્રાટ્ સંપ્રતિનો ગ્રથ સચોટ પ્રત્યુત્તરરૂપે છે

ઇ સ ૧૯૩૮-૩૯ દરમિયાનમા એક એવી ચર્ચા ઉદ્દભવી કે જેણે જૈન જગતમા વંટોળ ઉત્પન્ન કર્યો. જેને માટે જૈન સમાજ ગૌરવ લે છે, જેણે અનાર્ય ક્ષેત્રોમા પણ જૈન ધર્મની સુવાસ ફેલાવી તેમજ ત્રણ ખંડ સામ્રાજ્યના જે સમર્થ ભોક્તા હતા તેવા સમ્રાટ્ સપ્રતિના અસ્તિત્વ સંબધી એક પક્ષે શકા ઉપસ્થિત કરી, જેના અગે હજી પણ 'સાંજ વર્તમાન' વિગેરે છાપાઓમા વિરોધાત્મક લેખો આવ્યા જ કરે છે. સવા કરોડ જિનબિબ ભરાવનાર, સવા લાખ નૂતન જિનમદિરો બધાવનાર અને છત્રીશ હજાર જિનપ્રાસાદનો જીર્ણોધ્ધાર કરાવનાર સમ્રાટ્ સપ્રતિ સબધી આવું વિકૃત લખાણ, વિપરીત પ્રરૂપણા અસહ્ય થઇ પડી મારા વાચન, પરિશીલન તથા અનુભવે સમજાયેલ સામગ્રીનો સદુપયોગ કરવાનો સુયોગ મળ્યો અને શાસનસેવાની ધગશે મેં પણ એવી વિકૃત લખાણોની સામે મારી કલમ ચલાવી. જેમા શાસન સ્તભ સૂરીશ્વરોએ અને મારા મિત્રવર્ગે મને સૂચના કરી કે આવી મહત્ત્વતાભરી ઘટનાઓને ગ્રંથનુ રૂપ અપાય તો તે અતીવ ઉપયોગી અને દીર્ઘ સમય પર્યત રક્ષણાત્મક બની શકે આ અત્યંત ઉપયોગી સૂચના મે વધાવી લીધી અને અતીવ મહેનત ને સતત કાર્યશીલતાને અગે વર્ષોથી તૈયાર કરેલ સામગ્રીના પરિપાકરૂપ "સમ્રાટ સંપ્રતિ યાને પ્રાચીન જૈન ઇતિહાસની પ્રમાણિકતા" નામનો સચિત્ર ગ્રથ ઐતિહાસિક જૈન દસ્તાવેજ તરીકે પ્રકાશિત કર્યો છે તેમા કઇ કઇ વસ્તુનો સમાવેશ કરવામા આવ્યો છે તે આ સાથેનો પરિચય વાચવાથી સમજાઇ જશે. આ ગ્રથમા શાસનસ્તભ ગણાતા સૂરીશ્વરો પાસેથી સમ્રાટ્ સપ્રતિ સબધી મેળવેલ અભિપ્રાયોનો પણ સમાવેશ કરવામા આવ્યો છે.

આ કાર્યાલયના સશોધનના કાર્યને વધુ વેગવત બનાવવા અને જૈનત્વનું અભિમાન સાચવી રાખવા ચતુર્વિધ સઘની સહાનુભૂતિ અને સહાયતાની જરૂર છે એક ધર્મપ્રેમી તરીકે

આપને નમ્રતાભરી રીતે જણાવું છું કે આ ગ્રંથની નકલો ખરીદી ધર્મગૌરવતા દીપાવશો, તેમજ આપના મિત્રવર્ગમાં પણ આ મહાન્ ગ્રંથને લગતો પ્રચાર કરશો. મને આશા છે કે આપ મને આ પ્રમાણેના સાહિત્યપ્રકાશનમાં ઉત્તેજન આપી આ કાર્યાલયના આવા અન્ય અમૂલ્ય પુસ્તકો બહાર પાડવા મદદભૂત બનશો. આ સાથે કુપન જોડેલું છે, જેમાં પ્રચાર અર્થે સારા પ્રમાણમાં નકલો ખરીદી કાર્યાલયને જરૂર પીઠબળ આપશો.

આ ગ્રંથમાળાના બીજા ભાગમાં વીર નિર્વાણ ૬૦૫ થી ગુજરાતના અંતિમ મહારાજા કરણ વાઘેલા સુધીનો (૧૦૦૦ વર્ષનો) ઇતિહાસ એવી પ્રમાણભૂત રીતે શાસ્ત્રોક્ત શહાદતો સહિત રજૂ કરવામાં આવશે કે જેના વાંચનથી આપને ખાત્રી થશે કે જ્ઞાનભંડારોમાં અપ્રગટ પ્રમાણભૂત પ્રાચીન સાહિત્ય કેટલું વિપુલ પડ્યું છે. અસ્તુ:

પિતૃભક્ત અંધ કુણાલે પોતાની પવિત્ર મઢૂલીમાં જન્મેલ સમ્રાટ્ સંપ્રતિના અર્થે સમ્રાટ્ અશોક પાસે કાંકણીની માગણી કરી તેવી જ રીતે લેખકની ઝુંપડીમાં ગુંથાયેલ 'સમ્રાટ્ સંપ્રતિ'ના આ અપૂર્વ ગ્રંથરત્નના પ્રચારાર્થે જૈન સમાજ, જ્ઞાનભંડારો, લાઇબ્રેરીઓ તેમજ વિદ્યાપીઠોને આ ગ્રંથ ખરીદવા મારી નમ્ર વિજ્ઞપ્તિ છે. લગભગ ૬૫ ફારમના આ દળદાર ગ્રંથની કીંમત પ્રચારાર્થે માત્ર રૂા. પાંચ અને પરદેશ માટે શીલીંગ આઠ રાખવામાં આવેલ છે. પોસ્ટેજ અલગ. સમ્રાટ્ સંપ્રતિ તેમજ અન્ય પ્રાચીન હકીકતને દર્શાવતા લગભગ ૩૦-૩૫ ફોટાઓ આ ગ્રંથમાં દાખલ કરી, સુંદર ત્રિરંગી જેકેટ સાથે આ ગ્રંથને અત્યંત શોભાસ્પદ બનાવવામાં આવ્યો છે.

લી૦ ભવદીય.

**મંગળદાસ ત્રીકમદાસ ઝવેરીના**

જયજિનેંદ્ર

# પરિચય

રજમિશ્રિત સુવર્ણને શુદ્ધ કરી અલંકાર બનાવવામાં આવે તો તે સુંદર શોભાને ધારણ કરે છે તેમ વેરવિખેર થયેલ ઇતિહાસ-પાંખડીઓને સંગ્રહિત કરી તેને કાળગણના પ્રમાણે ગુંથવામાં આવે તો તે અતિ ઉપયોગી થઇ પડે છે. શિશુનાગવંશી મહારાજા બિંબિસાર( શ્રેણિક )થી પ્રારંભી પરમાર્હત કુમારપાળ તેમજ ગુજરાતના અંતિમ હિંદુ રાજવી કરણ વાઘેલા સુધીનો લગભગ ૨૦૦૦) વર્ષનો આપણો જાહોજલાલીભર્યો ઇતિહાસ શૃંખલાબદ્ધ નથી. આ ત્રુટીને દૂર કરવા માટે **પ્રાચીન સાહિત્ય સંશોધક કાર્યાલય**ની સ્થાપના કરવામાં આવી છે. અને તેના પરિણામસ્વરૂપ યુગાદિનાથ શ્રીઋષભદેવથી માંડીને વી. નિ. ૬૦૫ એટલે કે શાલિવાહન શક સુધીનો સંક્ષિપ્ત ઇતિહાસ **"સમ્રાટ્ સંપ્રતિ યાને પ્રાચીન જૈન ઇતિહાસની પ્રમાણિકતા"** નામના આ ગ્રંથમાં રજૂ કરવામાં આવ્યો છે.

પ્રાથમિક વિચાર તો સમ્રાટ્ સંપ્રતિના જીવનને લગતો ઇતિહાસ રજૂ કરવાનો હતો પણ જેમ જેમ તે માટેના અન્વેષણમાં ઊતરતો ગયો તેમ તેમ વિશેષ સામગ્રી ઉપલબ્ધ થતી ગઇ. પ્રથમ તો આખા મૌર્ય વંશનો ઇતિહાસ તૈયાર કર્યો પણ નંદ વંશના ઇતિહાસ વિના તે અપૂર્ણ જણાયો. એટલે બીજું કાર્ય નંદવંશની વંશાવળી સંબંધી હાથ ધરતાં શિશુનાગ વંશનો ઇતિહાસ પણ આલેખવાની જરૂરિયાત ઊભી થઇ અને એમ એક એક પગથિયું આગળ વધતાં છેવટે યુગાદિનાથ શ્રીઋ-

ઋષિવના જીવન સુધી પહોંચવું પડયું જેમા ઇતિહાસવેત્તાઓ માટે ૪૫ આગમ ગ્રંથોનો ઉલ્લેખ કરવાની જરૂરિયાત જણાઇ કેટલોક ઇતિહાસ ઇરાદાપૂર્વક અતિ સક્ષેપમા લેવો પડયો છે, કારણ કે તે સંબધે વિસ્તૃત વર્ણન કરતા તેને માટે એક અલગ ગ્રંથ જ નિર્માણ કરવો જોઇએ અને તો જ તેને પૂરતો ન્યાય આપી શકાય વાચકવર્ગની સરલતાની ખાતર આ ગ્રંથને આઠ વિભાગમાં વહેંચી નાખવામા આવ્યો છે. વિભાગવાર સક્ષિપ્ત સમજ નીચે પ્રમાણે છે.

**પહેલો વિભાગ**—( પ્રકરણ ૭ ) યુગાદિનાથ શ્રી ઋષભદેવ પૂર્વેની સ્થિતિ, શ્રી ઋષભદેવનો સક્ષિપ્ત હેવાલ, પીસ્તાલીશ આગમોના નામો અને તેની ટૂંકી સમજ, શ્લોકસખ્યા વિગેરે, ત્રેસઠ શલાકા પુરુષોના નામો વિગેરેને લગતું વર્ણન કરવામાં આવ્યું છે.

**બીજો વિભાગ**—( પ્રકરણ ૨૩ ) શિશુનાગવંશી બિંબિસાર ( મહારાજા શ્રેણિક ), અજાતશત્રુ (કોણિક), તથા ઉદયાશ્વના જીવન–પ્રસગો, અભયકુમારની કુશળતાના પ્રસગો, ચરમતીર્થપતિ ભગવાન મહાવીર તથા ગૌતમ બુદ્ધની જીવનપ્રભા, બૌદ્ધ ધર્મની ઉત્પત્તિનું રહસ્ય, જૈન અને બૌદ્ધ ધર્મ વચ્ચેનું સામ્ય, પાટલિપુત્રની ઉત્પત્તિ વગેરે વગેરે વિષયો ચર્ચવામા આવ્યા છે. આ વિભાગ ઇતિહાસવેત્તાઓ માટે અતીવ ઉપયોગી છે, જેમાં ગૌતમ બુદ્ધનો ઇતિહાસ પ્રમાણભૂત રીતે આલેખવાના આવ્યો છે. સશોધકો માટે પણ આ વિભાગ ઘણો જ ઉપયોગી છે.

**ત્રીજો વિભાગ**—(પ્રકરણ ૧૮) નદવંશી રાજાઓનુ વિસ્તૃત બ્યાન, નદવશના રાજ્યામલના ૧૦૦ નહિ, ૧૫૫ નહિ પરતુ કાળગણનાના પ્રમાણભૂત આધારે ૧૫૦ વર્ષની સાબિતી, મગધનો ભયકર દુકાળ તથા ભદ્રબાહુસ્વામીનો સંશોધનપૂર્વકનો પરિચય, સ્થૂલભદ્રનું જીવનચરિત્ર, પરદેશી આક્રમણોની શરૂઆત, ચાણાક્યનું અપમાન અને તેની પ્રતિજ્ઞા, મૌર્યવંશી સામ્રાજ્યની સ્થાપનાના સૂત્રધાર ચાણાક્યની જીવનપ્રભા, નદવશનો અંત અને મૌર્ય સામ્રાજ્યની સ્થાપના વિગેરે વિષયોનો આ વિભાગમા સમાવેશ કરવામા આવ્યો છે. આ વિભાગ ઇતિહાસવેત્તાઓ તેમજ સાધુ સપ્રદાય માટે ખાસ રસપ્રદ છે.

**ચોથો વિભાગ**—(પ્રકરણ ૧૫) ચદ્રગુપ્ત અને ભદ્રબાહુસ્વામી સંબધી દક્ષિણમા ગયાની જે દતકથા રૂઢ સ્વરૂપ પકડી રહી છે તેનો નિરાસ, ચદ્રગુપ્ત, બિંદુસાર તથા અશોકના રસિક જીવનવૃત્તાતો અને ધાર્મિક કાર્યોની નોધ, સીકદર તેમજ સેલ્યુકસની ચઢાઇ, અશોકપુત્ર કુણાલનો અધાપો, સમ્રાટ્ સપ્રતિનો જન્મ અને કુણાલની કુનેહથી રાજ્યપ્રાપ્તિ વિગેરેને લગતા પ્રકરણો આ વિભાગમા દાખલ કરવામા આવ્યા છે. સમ્રાટ્ સંપ્રતિના અસ્તિત્વ સંબધમા શંકા ઉઠાવનારાઓ માટે આ અને આ પછીના વિભાગો સચોટ પુરાવારૂપ છે

**પાચમો વિભાગ**—( પ્રકરણ ૧૮ ) સપ્રતિનો રાજ્યાભિષેક અને પ્રસ્થાન, જીવતસ્વામીની પ્રતિમાનુ તલસ્પર્શી વર્ણન, રથયાત્રાનો વરઘોડો અને સંપ્રતિને જાતિસ્મરણજ્ઞાન, આર્યસુહસ્તિસૂરિએ કહેલ પૂર્વભવ, તેને લગતા *નિશીથચૂર્ણી, કલ્પદીપિકા, કલ્પલતા તથા નવાગી ટીકાકાર અભયદેવસૂરિ-રચિત સપ્રતિની સંસ્કૃત કથા વિગેરે શાસ્ત્રીય શહાદતો, +વત્સુલિયા જેવા પ્રાચીનતમ પુસ્તકની સાક્ષી, સંપ્રતિની તીર્થયાત્રા ને અશોકની સંમતિ, સભોગી ગોચરી સંબધી ભ્રમણાનો નિરાસ, અવંતીસુકુ-

---

* 'નિશિથચૂર્ણી' વી. નિ. આઠમા સૈકામા રચાયેલ છે એટલે કે આજે તેને લગભગ સોળસો વર્ષ વ્યતીત થઈ ગયા છે

+ વત્સુલિયા ભગવાન મહાવીરની પાચમી પાટે આવેલ શ્રી યશોભદ્રસ્વામીએ રચેલ છે. નિશીથચૂર્ણી કરતા પણ આ ગ્રથ પ્રાચીન મનાય છે.

માલતું વૃત્તાંત, રથયાત્રાનો અપૂર્વ મહોત્સવ અને સંપ્રતિનો સામંતો પ્રત્યે ઉપદેશ, જૈન ધર્મ પ્રત્યે અચળ–અતૂટ શ્રદ્ધા અને અનાર્ય દેશોમાં કરાવેલ વિહાર, હમેશાં એક જિનમંદિરના નિર્માણનો અભિગ્રહ, પાંચમા આરાનું સ્વરૂપ, મગધાધિપતિ બન્યા બાદ સંપ્રતિનો નેપાળ, ખોટાન, ભૂતાન, અફઘાનીસ્થાન આદિ પ્રાંતો પર વિજય, જૈન ધર્મના પ્રચાર માટે અવિરત શ્રમ અને શ્રદ્ધા, મૌર્યવંશી રાજ્ય કુટુંબમાં આંતરિક કલેશ ને પતન વિગેરે વિષયો સચોટ મુદ્દાઓ, પ્રાચીન આગમ સૂત્રો, ઐતિહાસિક ગ્રંથો, સનાતની તેમજ બૌદ્ધ સંપ્રદાયના ગ્રંથોના પ્રમાણો અને સમ્રાટ્ સંપ્રતિ–નિર્મિત વિદ્યમાન જૈન મંદિરો, મૂર્તિઓ તેમજ કૃતિયો જણાવી સમ્રાટ્ સંપ્રતિનું અસ્તિત્વ સિદ્ધ કરવામાં આવ્યું છે.

**છઠ્ઠો વિભાગ**—( પ્રકરણ ૪ ) અત્યાર સુધી અપ્રગટ રહેલ મુનિહંત ‘ કલંકી ’ સ્વરૂપ પુષ્યમિત્રની જીવનરેખા, તેના ૩૫ વર્ષના રાજ્યામલ દરમિયાન તેણે કરેલ નૃશંસ કાર્યોની નોંધ, બૌદ્ધગ્રંથ દિવ્યાવદાનની શહાદત, પાટલિપુત્રનું પતન અને પુષ્યમિત્રનો વિનાશ આ વિભાગમાં લેવામાં આવ્યો છે. સંશોધકો માટે આ વિભાગ નવીન ઘટના પૂરી પાડે છે.

**સાતમો વિભાગ**—( પ્રકરણ ૬ ) મહારાજા ખારવેલનો વૃત્તાંત અને ગુફાઓનું ટુંકું બ્યાન, ખારવેલની મગધ પર બે વાર ચઢાઇ અને સુવર્ણ પ્રતિમાની પુનઃ પ્રાપ્તિ, ગર્દભીલ્લ ને કાલકાચાર્યનો સંબંધ, રત્નસંચય ગ્રંથનો પાઠ રજૂ કરી ચારે કાલકાચાર્ય સંબંધી ચોખવટ, વિક્રમ સંવત્સરની શરૂઆત, નરવાહન ઉર્ફે નભસેનની હકીકત, શાલિવાહન શકની શરૂઆત વિગેરે વિષયોને લગતી સ્પષ્ટ બીના આ વિભાગમાં આલેખવામાં આવી છે. ઇતિહાસવેત્તાઓ માટે આ વિભાગ પણ અપૂર્વ પ્રકાશમય છે.

**આઠમો વિભાગ**—( પ્રકરણ ૪ ) મૌર્યવંશ તથા નંદવંશની રાજ્ય કાળગણનામાં ક્યાં અને કેવી રીતે ભૂલ થવા પામી છે તેનો સ્ફોટ ને આધુનિક વિદ્વાનોના કાળગણના સંબંધેના મતભેદોની પર્યાલોચના.

આ આઠે વિભાગોમાં જ્યાં જ્યાં યુગપ્રધાનોનો સંબંધ આવે છે ત્યાં ત્યાં તેમને લગતી હકીકત પણ દાખલ કરવામાં આવી છે. આ યુગપ્રધાનની પ્રણાલિકા સ્થવિરાવલી પરથી લેવામાં આવી છે.

આઠ વિભાગો ઉપરાન્ત જૈનાચાર્યોની સાહિત્ય સેવા સમજાવવા માટે તેમજ કયા કયા સંવત્માં શું શું બન્યું તેની સંક્ષિપ્ત સમજ માટે પાછળ ચાર પરિશિષ્ટો ઉમેરવામાં આવ્યા છે.

## પુસ્તક–પ્રાપ્તિસ્થાનો

**પ્રાચીન સાહિત્ય સંશોધક કાર્યાલય**
તેમજ
પ્રકાશક
**શા ખેંગારજી હીરાજીની કું.**
ટેંભી નાકા, થાણા.

**શ્રી આત્માનંદ જૈન સભા**
ભાવનગર.

**સારાભાઈ મણિલાલ નવાબ**
સાબરમતી, અમદાવાદ.

**મેઘરાજ જૈન પુસ્તક ભંડાર**
પાયધુની, ગોડીજીની ચાલ.
મુંબઇ.

**દાદર જૈન દહેરાસરની પેઢી**
સ્ટેશન રોડ—દાદર.

**શ્રી જૈન ધર્મ પ્રસારક સભા**
ભાવનગર.

**શા મોહનલાલ રૂગનાથ**
જૈન બુકસેલર–પાલીતાણા

આનંદ પ્રેસ–ભાવનગર.

## નવા થયેલા માનવંતા સભાસદો.

| | | |
|---|---|---|
| ૧. શેઠ હીરાલાલ સોમચંદ | ભાવનગર | લાઇફ મેમ્બર |
| ૨. શાહ જયંતિલાલ વિઠ્ઠલદાસ | " | " |
| ૩. શાહ રતનશી ગુલાબચંદ | " | વાર્ષિક મેમ્બર |
| ૪. શાહ બાલુભાઇ પ્રેમચંદ | " | " |

# શ્રી વીશ સ્થાનક તપ પૂજા ( અર્થ સાથે )

## ( વિસ્તારપૂર્વક વિવેચન તથા મંડળ સહિત )

વિસ્તારપૂર્વક વિધિવિધાન, નોટ, ચૈત્યવંદન, સ્તવનો, મંડળો વગેરે અને સાદી સરલ ગુજરાતી ભાષામાં અર્થ સહિત અમોએ પ્રગટ કરેલ છે. વીશ સ્થાનક તપ એ તીર્થંકરનામકર્મ ઉપાર્જન કરાવનાર મહાન્ તપ છે. તેનુ આરાધન કરનાર બહેનો તથા બંધુઓ માટે આ ગ્રંથ અતિ મહત્ત્વનો અને ઉપયોગી છે. શ્રી વીશ સ્થાનક તપનું મંડળ છે તેમ કોઇ અત્યાર સુધી જાણતું નહોતું, છતાં અમોએ ઘણી જ શોધખોળ કરી પ્રાચીન ઘણી જ જુની તાડપત્રની પ્રત ઉપરથી મોટો ખર્ચ કરી ફોટો-બ્લોક કરાવી તે મંડળ છપાવી આ બુકમાં દાખલ કરેલ છે. આ એક અમૂલ્ય ( મંડળ ) નવીન વસ્તુ જિનાલય, ઉપાશ્રય, જ્ઞાનભંડાર, લાઇબ્રેરી અને ઘરમા રાખી પ્રાતઃકાળમાં દર્શન કરવા લાયક સુંદર ચીજ છે.

ઊંચા કાગળો ઉપર સુંદર ગુજરાતી ટાઇપમાં છપાવી સુશોભિત બાઇન્ડીંગથી અલંકૃત કરવામાં આવેલ છે, છતા કિંમત બાર આના માત્ર રાખવામાં આવેલી છે. પોસ્ટેજ અલગ.

# શ્રી મહાવીર જીવનચરિત્ર.

## ( શ્રી ગુણચંદ્રગણિકૃત )

બાર હજાર શ્લોક પ્રમાણ, મૂળ પ્રાકૃત ભાષામાં, વિસ્તારપૂર્વક સુંદર શૈલીમાં, આગમો અને પૂર્વાચાર્યોરચિત અનેક ગ્રંથોમાંથી દોહન કરી શ્રી ગુણચંદ્ર ગણિએ સં. ૧૧૩૯ ની સાલમાં રચેલો આ ગ્રંથ, તેનું સરળ અને ગુજરાતી ભાષાંતર કરી શ્રી મહાવીર જીવનના અમુક પ્રસંગોના ચિત્રોયુક્ત સુંદર અક્ષરોમા પાકા કપડાના સુશોભિત બાઇન્ડીંગથી તૈયાર કરી પ્રગટ કરવામાં આવ્યો છે.

અત્યાર સુધીમા પ્રકટ થયેલ શ્રી મહાવીર ચરિત્રો કરતા વધારે વિસ્તારવાળો, જીવનના અનેક નહિ પ્રકટ થયેલ જાણવા જેવા પ્રસંગો, પ્રભુના પાંચે કલ્યાણકો, પ્રભુના સત્તાવીશ ભવોના વિસ્તારપૂર્વક વિવેચન અને છેવટે પ્રભુએ સ્થળે સ્થળે આપેલ વિવિધ વિષયો ઉપર બોધદાયક દેશનાઓનો સમાવેશ આ ગ્રંથમાં કરવામા આવેલ છે. કિંમત રૂા. ૩-૦-૦ પોસ્ટેજ જુદું.

લખો:—શ્રી જૈન આત્માનંદ સભા—ભાવનગર.

## નીચેના પ્રાકૃત-સંસ્કૃત ગ્રંથોની ઘણી અલ્પ નકલો જ સિલિકે છે. જેથી જલદી મંગાવવા સૂચના છે.

(૧) વસુદેવ હિંડિ પ્રથમ ભાગ રૂા. ૩-૮-૦
(૨) ,, દ્વિતીય ભાગ રૂા. ૩-૮-૦
(૩) બૃહત્કલ્પસૂત્ર ભા. ૧ લો રૂા. ૪-૦-૦
(૪) ,, ભા. ૨ જો રૂા. ૬-૦-૦
(૫) બૃહત્કલ્પસૂત્ર ભા. ૩ જો રૂા. ૫-૮-૦
(૬) ,, ભા. ૪ થો રૂા. ૬-૪-૦
(૭) ,, ભા. ૫ મો રૂા. ૫-૦-૦
(૮) શ્રી દેવેન્દ્રસૂરિકૃત ચાર કર્મગ્રંથ રૂા. ૨-૦-૦
(૯) ત્રિષષ્ઠિશ્લાકા પુરુષ ચરિત્ર પર્વ ૧ લું પ્રતાકારે તથા બુકાકારે રૂા. ૧-૮-૦

---

## ગુજરાતી ગ્રંથો.

નીચેના ગુજરાતી ભાષાના કથાના સુંદર પુસ્તકો પણ સિલિકે ઓછા છે. વાંચવાથી આહ્લાદ ઉત્પન્ન કરે તેવા છે. મનુષ્ય સંસ્કારી, ચારિત્રવાન બનતાં આત્મકલ્યાણ સાધી શકે છે. મંગાવી ખાત્રી કરો. બધા પુસ્તકો સુંદર અક્ષરોમાં સુશોભિત કપડાંના પાકા બાઇન્ડીંગથી અલંકૃત અને કેટલાક તો સુંદર ચિત્રો સહિત છે.

(૧) શ્રી ચંપકમાળા ચરિત્ર રૂા. ૦-૮-૦
(૨) શ્રી સમ્યક્ત્વ કૌમુદી રૂા. ૧-૦-૦
(૩) શ્રી ઉપદેશ સપ્તતિકા રૂા. ૧-૦-૦
(૪) સુસુખનૃપાદિ ધર્મ પ્રભાવકોની કથા રૂા. ૧-૦-૦
(૫) શ્રી નેમનાથ પ્રભુનું ચરિત્ર રૂા. ૨-૦-૦
(૬) શ્રી સુપાર્શ્વનાથ ચરિત્ર ભા. ૧ લો રૂા. ૨-૦-૦
(૭) ,, ભા. ૨ જો રૂા ૨-૮-૦
(૮) આદર્શ જૈન સ્ત્રી રત્નો રૂા. ૨-૦-૦
(૯) શ્રી દાનપ્રદીપ રૂા. ૩-૦-૦
(૧૦) કુમારપાળ પ્રતિબોધ રૂા ૩-૧૨-૦
(૧૧) જૈન નરરત્ન ભામાશાહ રૂા ૨-૦-૦
(૧૨) શ્રી વિમલનાથ ચરિત્ર રૂા ૧-૧૨-૦
(૧૩) શ્રી ચંદ્રપ્રભુ ચરિત્ર રૂા ૧-૧૦-૦
(૧૪) સુકૃતસાગર (પૃથ્વીકુમાર ચરિત્ર) રૂા ૧-૦-૦
(૧૫) શ્રી પ્રભાવક ચરિત્ર રૂા ૨-૮-૦
(૧૬) શ્રીપાળરાજાનો રાસ સચિત્ર અર્થ સહિત સાદું પૂંઠું રૂા ૨-૦-૦
,, રેશમી પૂંઠું રૂા ૨-૮-૦
(૧૭) સતી સુરસુંદરી ચરિત્ર રૂા ૧-૮-૦
(૧૮) શત્રુંજયનો પંદરમો ઉદ્ધાર રૂા ૦-૨-૦
(૧૯) ,, સોળમો ઉદ્ધાર રૂા ૦-૪-૦
(૨૦) શ્રી તીર્થંકર ચરિત્ર રૂા ૦-૧૦-૦
(૨૧) શ્રી મહાવીર ચરિત્ર રૂા ૩-૦-૦

## તૈયાર થતાં-છપાતાં ગ્રંથો.

(૧) કર્મગ્રંથ ભા. ૫-૬ ઠ્ઠો. (૨) શ્રી સંઘપતિ ચરિત્ર (ધર્માભ્યુદય) (૩) બૃહત્કલ્પસૂત્ર ભા. ૬ ઠ્ઠો. (૪) કથારત્ન કોષ શ્રી દેવભદ્રસૂરિકૃત (૫) શ્રી નિશીથચૂર્ણિ સૂત્ર ભાષ્ય સહિત (૬) વસુદેવ હિંડિ ભા. ૩ જો (૭) શ્રી ત્રિષષ્ઠિશલાકા પુરુષ ચરિત્ર પર્વ ૨-૩-૪-૫-૬ સાથે (૮) શ્રી મલયગિરિ વ્યાકરણ.

## તૈયાર થતાં ગુજરાતી ગ્રંથો.

(૧) શ્રી વાસુપૂજ્ય ચરિત્ર. (૨) શ્રી આદિનાથ ચરિત્ર. (શ્રી પદ્માનંદ મહાકાવ્ય) (૩) શ્રી સંઘપતિ ચરિત્ર.

# શ્રી આત્માનંદ પ્રકાશ

પુસ્તક ૩૮ મું.
અંક ૩ જો

સંવત ૧૯૯૭
આશ્વિન





પ્રકાશક:—
શ્રી જૈન આત્માનંદ સભા
ભાવનગર.

# વિષય-પરિચય



**આભાર**

ધર્મપ્રેમી બંધુ શ્રી વાડીલાલ ચત્રભૂજ ગાંધીએ હાલમાં શ્રી નવસ્મરણો સ્તવનો વિગેરેની એક બુક જૈન બંધુઓ તથા બ્હેનોને ઉપયોગમાં નિરંતર આવી શકે તેવી પોતાના ખર્ચે છપાવી છે અને તેઓ, તેના ખપી આત્માઓને ભેટ આપે છે. તે મુજબ આ સભાના પેટ્રન સાહેબ અને લાઇફ મેમ્બરોને પણ નિરંતર અભ્યાસમાટે ભેટ આપવાને બુકો અમોને મોકલી છે તે માટે આ સભા તેમનો આભાર માને છે.

---

**અમારા પેટ્રન સાહેબો અને લાઈફ મેમ્બરોને ભેટ આપવાના પુસ્તકો તૈયાર થાય છે. આવતા માસમાં વિશેષ હકીકત પ્રકટ કરવામાં આવશે.**

---




પુસ્તક : ૩૮ મું : આત્મ સં ૪૫ : વીર સં. ૨૪૬૬ : આશ્વિન :
અંક : ૩ જો : * * વિક્રમ સં. ૧૯૯૬ : ઓકટોબર :

નવી સાલ મુબારક. સર્વત્ર શાંતિઃ શાંતિઃ

નવું વર્ષ માંગલિક.

સં. ૧૯૯૬ ની દીપોત્સવી પ્રસંગે

## ૧૯૯૭ ની સાલનો "શાંતિપ્રદ સંદેશ"

દોહરો.

ભગવન્ મહાવીરસ્વામીજી, પદ પામ્યા નિર્વાણ;
ધન્ય દિવસ દીવાળીનો, જૈન શાસને જાણ. ૧

હરિગીત છંદ.

પ્રગટાવીયે દીપક વડો, સધ્ધર્મરૂપી જ્ઞાનનો,
આજે દિવસ દીવાળીનો, એ મહાપ્રભુના માનનો;
નિર્વાણ પામ્યા નાથ, તેનાં સૂત્ર વાક્ય ધરો હદે,
સદ્ધર્મનો જયઃ સત્યનો જય, એમ સત્તાણું વદે. ૧

છન્નું છલકતી મલપતી, આવી હતી આશા વડી,
પણ શું કરે ? જ્યાં વિશ્વમાં, વિપત્તિની વરસે ઝડી;



મનની બધી મનમાં રહી, ક્યાં જઇ દુઃખદ કથનો કહે,
સત્યં વદઃ ધર્મં ચરઃ ઉર ઊર્મિ, સત્તાણું કહે. ૨

"સત્તાણું કેરી સાલ," એવા નામથી હું આવું છું,
મારા મનોર્થો પૂરવા, એ મિત્ર સાથે લાવું છું;
મમ મિત્ર એ મહામંત્રરૂપે, વાસ સૌ હૃદયે રહે,
સદ્ધર્મનો જયઃ સત્યનો જયઃ, એમ સત્તાણું કહે. ૩

ચોતરફ લાગી લ્હાય ! દુનિયાં દુઃખમાં ડુબી રહી,
ક્રૂર કાળ સમ માનવ હણે, એ વાત કયમ જાએ સહી ?
ડાહ્યાતણું ડા'પણ ગયું ! સૌ વૈર વૈર ! મુખે કહે,
સત્યં વદઃ ધર્મં ચર ! એ બોધ સત્તાણું કહે. ૪

સૃષ્ટિતણી સૌંદર્યતા, અદ્‌ભુત કળા કારીગરી,
ભારે રચેલી ભવ્યતા, કોટીક દામો વાપરી;
એ ભસ્મીભૂત થયાં અરે ! મહાદુઃખ એ દિલમાં દહે,
સદ્ધર્મનો જયઃ સત્યનો જયઃ, એમ સત્તાણું કહે. ૫

ઇશ્વર નથી અન્યાય કરતો, કે દયા તજતો નથી,
માનવ સમાજ અરે ! અત્યારે સત્ય કૈં સજતો નથી;
અજ્ઞાન ને અભિમાનની, અતિ વિષમ સરિતાઓ વહે,
સત્યં વદઃ ધર્મં ચર, એ સૂત્ર સત્તાણું કહે. ૬

આખા ભૂમંડળકેરું ભાવિ, દુઃખદ અતિ દેખાય છે,
સત્શાસ્ત્રકેરાં અમર વચનો, આજ ક્યાં લેખાય છે ?
વાયો છે ઝેરી વાયરો, એ કષ્ટ જગ આખું સહે,
સદ્ધર્મનો જયઃ સત્યનો જય, એ જ સત્તાણું કહે. ૭

છે એક ધીંગી ઢાલ, ને બળવંત બખ્તર એક છે,
દુઃખસાગરેથી તરી જશે, જ્યાં ધર્મ-સત્યની ટેક છે;
જે જે પ્રજાને નૃપવરો, ઉન્મત્ત થઇ ભરીયા મદે,
તે સર્વને સદ્‌બુધ્ધિ દ્યો, હે ઈશ ! સત્તાણું વદે. ૮

લી. સધ્ધર્મ પ્રબોધક,
**રેવાશંકર વાલજી બધેકા**
નિવૃત્ત એજ્યુ૦ ઇન્સ્પે૦ ભાવનગર.

# ભક્તિ.

( મન્દાક્રાન્તા. )

પદ્મે ભૃંગો અરપણ કરે પ્રેમથી પ્રાણ મોંઘો,
ભક્તો સર્વે નિજ નવ ગણે, સર્વ અર્પે પ્રભુને;
નિર્મોહી જો જનગણ બને ને ત્યજે "મુજ છે આ,"
તો કો' ટાણે પરમપદની પ્રાપ્તિની થાય આશા. ૧

ભક્તિ જેવી અતુલ કરી છે **ગૌતમે વીર** માટે,
ને **શ્રેણિકે** પ્રખર વ્રતથી ગાળીયાં જે પ્રભાતો;
એવી ભક્તિ અચલિત કરે તો તરે ચક્રમાંથી,
જન્મો કેરો દુઃખમય બધો ભાર ટાળે સદાનો. ૨

સુશ્રાવિકા સરલ **સુલસા** વીર ધ્યાને જ મસ્ત,
સાચા ભાવે જીવન વિતવ્યું ભક્તિમાર્ગે સમસ્ત;
ભાવિકાલે જિનવરપણે શ્રાવિકા જન્મશે એ,
ભક્તિકેરા મધુર ફળનો સ્વાદ શો મિષ્ટ ભાસે ? ૩

કોલાપાકે ત્રિભુવર પૂજ્યા **રેવતી** શ્રાવિકાએ,
એવા ભાવો ભવિજન ધરે **વીર**ભક્તિ ક્રિયામાં;
નિઃશંકે તે અમરપદને પામશે આખરે તો,
સર્વે સ્થાને સમ રૂપ બને, વીરનો ભક્ત સાચો. ૪

તત્ત્વજ્ઞાને ભરપુર રચ્યા **હેમચન્દ્રે**ય શ્લોકો,
જુદા જુદા વિષય લઇને કોટિ સંખ્યા ધરંતા;
યોજી ભારે પ્રતિ ચરણમાં ભક્તિની ધ્યાન ધારા,
ગાનો ગાયાં જિનવરતણાં, ધર્મનાં સર્વ પ્યારાં. ૫

ધર્મે જ્ઞાને નિજ રચનની રેલવી તત્ત્વ શ્રોતો,
સર્વે રીતે જનગણ વિષે શ્રેષ્ઠતાથી પ્રકાશ્યા;
અધ્યાત્મી ને ઉપનિષદના, ન્યાયના ગ્રન્થ યોજ્યા,
એવા મોટા '**જસ**' વિજયજી, વિશ્વ તે સર્વ જાણે ૬

**ભીખ્ખુરાયે** ચરણ ભજિયા ભાવથી સાધુઓના,
ભક્તિમાં તે રસબસ થયા, શાસ્ત્રસંસ્કાર જોરે:
આણી મૂર્ત્તિ **ઋષભજિન**ની પૂર્વકેરી કલિંગે,
ઉદ્ધાર્યા કો’ વિવિધ રસના ગ્રંથ એ **ખારવેલે**. ૭

આજ્ઞા પાળી જિનવરતણી **સંપ્રતિ વિક્રમે** રે,
ન્યારી ન્યારી વિવિધ પ્રતિમા, મંદિરો યોજ્યાં રે;
પાળી આજ્ઞા અડગ પ્રણયી ભક્ત **કુમારપાળે**,
આજ્ઞા એ છે જીવનભરનો શ્રેષ્ઠ કો’ ધર્મ જાણી. ૮

**વસ્તુપાલે** જનહિતતણાં કાર્ય ઝાઝાં કરાવ્યાં,
વાપી કૂપો નહિ જ, બહુલાં મંદિરોયે રચાવ્યાં;
શાસ્ત્રો ગ્રંથો અમુલ સઘળા ભાવનાથી લખાવ્યા,
ભક્તિમાર્ગે જીવન વિતવ્યું પૂર્વજોને દીપાવ્યા. ૯

સર્વે ભક્તો પ્રભુમય બને, ભાન ભૂલે વપુનું,
એ ભક્તિથી વિભુવર રીઝે દુઃખ જાયે ભવોનું;
સ્પર્શે, દર્શે, સ્મરણથી વળી પૂજને મુક્ત થાઓ,
પ્રેમે ઐક્યે શુચિ હૃદયથી ભક્તિથી પાર થાઓ. ૧૦

અનુષ્ટુપ્

ભક્તિ એવી બને ત્યારે, તે ઘડી ગણું ધન્ય હું;
સ્મરણે **ભક્ત** એવાનાં, કરી હેમેન્દ્ર ધન્ય છે. ૧૧

**મુનિશ્રી હેમેન્દ્રસાગરજી મહારાજ.**



લેખકઃ—શાસનપ્રભાવક આ. શ્રીમદ્ વિજયમોહનસૂરીશ્વરજી પ્રશિષ્ય

પં. શ્રી ધર્મવિજયજી ગણિ.

# શ્રી શ્રુતજ્ઞાન.

[ ગતાંક પૃષ્ઠ ૧૫ થી શરૂ ]

[ પ્રાસંગિક સમ્યગ્દર્શનના પ્રકારોનું વર્ણન. ]

## વેદક સમ્યક્ત્વ—

સાસ્વાદન સમ્યક્ત્વનું સ્વરૂપ ઉપર જણાવ્યું. હવે 'વેદક' સમ્યક્ત્વનું સ્વરૂપ જણાવાય છે

આ વેદક સમ્યક્ત્વ વસ્તુતઃ ક્ષાયોપશમિક સમ્યક્ત્વનો જ એક ભેદ વિશેષ છે, એટલે કે ક્ષયોપશમ સમ્યક્ત્વમાં વર્તમાન આત્મા નિરંતર અધ્યવસાયની ધારાએ વૃધ્ધિ પામતો જાય અને ક્ષાયિક સમકિત પ્રાપ્ત કરવા માટે તૈયાર થાય તે અવસરે અનન્તાનુબન્ધિચતુષ્ક, મિથ્યાત્વ મોહનીય અને મિશ્રમોહનીયનો ક્ષય થયા બાદ સમકિતમોહનીયનો ક્ષય કરવાનો પ્રારંભ કરે છે. એ સમકિતમોહનીયનો ક્ષય કરતા કરતા સર્વથી છેલ્લો ગ્રાસકે જે ક્ષાયિક પ્રાપ્તિના સમયથી આગલા (પૂર્વ) સમયમાં ભોગવાય છે, અને તે ભોગવાઈ ગયા પછી દર્શનસપ્તકને અંગે કશું પણ ભોગવવાનું બાકી રહેતું નથી, એ છેલ્લા સમયના (ક્ષાયિક પ્રાપ્તિની અપેક્ષાએ તેની આગળના સમયના) ક્ષાયોપશમિક સમ્યક્ત્વને જ વેદક સમ્યક્ત્વ કહેવાય છે. આ કારણથી વેદક સમ્યક્ત્વનો જઘન્ય તેમજ ઉત્કૃષ્ટ કાળ એક સમયનો જ હોય છે.

ચોથા, પાંચમા, છટ્ઠા અને સાતમા એ ચાર ગુણસ્થાનકો પૈકી કોઇ પણ ગુણસ્થાનકે આ વેદક સમ્યક્ત્વ હોઇ શકે છે. એટલે કે જો ચોથે ગુણસ્થાનકે ક્ષાયિકની પ્રાપ્તિ થાય તો વેદક સમકિત ચોથે ગુણઠાણે હોઇ શકે, એમ પાંચમે ક્ષાયિકની પ્રાપ્તિ થાય તો વેદક પણ પાંચમે ગુણસ્થાનકે હોય. એ પ્રમાણે છટ્ઠા સાતમા ગુણસ્થાનક માટે પણ સમજવું. સાતમાથી આગળ ઉપશમ અથવા ક્ષપકશ્રેણિને યોગ્ય ગુણસ્થાનકો હોવાથી અને તે ગુણસ્થાનકોમાં ઉપશમ સમકિત અને ક્ષાયિક સમકિતવંત જ યથાસંભવ આરોહણ કરી શકતો હોવાથી વેદક સમકિત ક્ષાયોપશમિક સમકિતનો ભેદ વિશેષ હોઇ એ આગળના ગુણસ્થાનકોમાં સંભવી શકતું નથી.

## વેદક સમકિત ચારે ગતિમાં

આ વેદક સમકિત એક મનુષ્યગતિમાં જ હોય એમ સમજવાનું નથી, પરંતુ ક્ષાયિક સમકિતના નિષ્ઠાપકની અપેક્ષાએ ચારે ગતિમાં હોઈ શકે છે. અર્થાત્ ક્ષાયિક સમકિતના વર્ણનપ્રસંગે પ્રસ્થાપક અને નિષ્ઠાપકના જે વિભાગો આગળ જણાવેલા છે, તેમાં કૃતકરણાધ્ધાવસ્થામાં આયુષ્ય પૂર્ણ થાય તો ચાર ગતિમાંથી જે ગતિનું આયુષ્ય બાંધ્યું હોય તે ગતિમાં જઈ બાકી રહેલ સમ્યક્ત્વમોહનીયના પુંજનો ક્ષય કરી ક્ષાયિક સમકિત પ્રાપ્ત થઇ શકે છે. એ અપેક્ષાએ ચારે ગતિમાં વેદક સમકિત હોઇ શકે છે.

ક્ષયોપશમ તેમજ ઉપશમ સમકિતમાંથી આરોહણ તેમજ પતન અર્થાત્ દેશવિરત્યાદિ ગુણોની પ્રાપ્તિ તેમજ મિથ્યાત્વગમન બન્ને માર્ગો જેમ યથાયોગ્ય ખુલ્લા છે તે પ્રમાણે આ વેદક સમ્યક્ત્વમાં નથી; પરંતુ કેવલ વિશુધ્ધિની પ્રાપ્તિ એટલે

કે વેદક સમ્યક્ત્વમાં જે વિશુધ્ધિ છે તેના કરતાં અનન્તગુણુવિશુધ્ધિની પ્રાપ્તિ એ એક જ રાજમાર્ગ તેને માટે ખુલ્લો છે, તેને કોઇ પણ રીતિએ સંક્લિષ્ટ પરિણામ આવવાનો સંભવ જ નથી, કારણ કે વેદક સમકિત પછીના અવાન્તર સમયમાં અવશ્ય ક્ષાયિક સમકિતની પ્રાપ્તિ આપણે જણાવી ગયા છીએ.

## ક્ષયોપશમ એ જ વેદક-

કેટલાક આચાર્ય ભગવંતો ક્ષયોપશમ સમકિતને જ વેદક સમકિતના નામથી સંબોધે છે. એટલે કે ક્ષાયિકની પ્રાપ્તિ પહેલાંનો જે ક્ષયોપશમ સમકિતનો સમય તેનું જ નામ વેદક એમ નહિં, પરંતુ ક્ષયોપશમ સમકિતની કોઇ પણ અવસ્થામાં વેદક સમકિતનો વ્યપદેશ થઇ શકે છે. 'સમકિત મોહનીયના પુંજનું વેદન ' જ્યારે જ્યારે વર્તતું હોય ત્યારે ત્યારે વેદક (ક્ષયોપશમ) સમકિત હોય' એમ તે આચાર્ય ભગવંતો અર્થસમન્વય કરે છે. અપેક્ષાએ તે પણ બરાબર છે.

આ પ્રમાણે સમ્યગ્દર્શનના ઔપશમિક,ક્ષાયોપશમિક ક્ષાયિક, સાસ્વાદન અને વેદક એમ ક્રમશઃ પાંચ ભેદોનું વર્ણન કરવામાં આવ્યું તે ઉપરાંત કારક, રોચક અને દીપક એવા પણ ત્રણ ભેદો સમ્યગ્દર્શનને અંગે જણાવવામાં આવ્યા છે. અહિં એટલું અવશ્ય ધ્યાનમાં રાખવું કે-ઔપશમિક, ક્ષાયોપશમિક વિગેરે જે ભેદો અગાઉ બતાવવામાં આવ્યા છે તે દર્શનમોહનીયના ઉપશમ-ક્ષયોપશમ વિગેરેની અપેક્ષાએ બતાવવામાં આવ્યા છે. જ્યારે આ કારકાદિ ત્રણ ભેદોમાં દર્શનમોહના ઉપશમ-ક્ષયોપશમાદિની મુખ્યતાએ અપેક્ષા નથી, પરંતુ આત્માના તથાપ્રકારના પરિણામવિશેષની અપેક્ષા રહેલી છે. જે બાબત તે ત્રણેનું ક્રમશઃ સ્વરૂપ જાણવાથી સહેજે ખ્યાલમાં આવશે. તે ત્રણેયનું સ્વરૂપ અનુક્રમે આ પ્રમાણેઃ-

**કારક સમ્યક્ત્વ**-" जं जह भणियं तं तह करेइ सइ जम्मि कारगं तं तु।" ભાવાર્થ-'જિનેશ્વર ભગવંતોએ જે પ્રમાણે મોક્ષનો માર્ગ જણાવેલ છે તે પ્રમાણે જ જે અવસ્થાવિશેષમાં વર્તન થાય તેને કારક સમ્યક્ત્વ કહેવાય છે.' અર્થાત્ જગદ્બંધુ મહાનુભાવ તીર્થંકર મહારાજાઓએ ષટ્કાયના જીવોની ત્રિકરણયોગે રક્ષા કરવા માટે શ્રી આચારાંગાદિ સૂત્રોમાં-'सव्वे पाणा सव्वे भूआ सव्वे जीवा सव्वे सत्ता नो हंतव्वा' ઇત્યાકારક જે આજ્ઞા ફરમાવેલ છે તે આજ્ઞાનું યથાશક્તિ આરાધન કરવાની અભિલાષાથી સંસારના દુરન્ત મોહપાશને છેદીને જે ભાગ્યવાન્ આત્મા મોક્ષના અસાધારણ કારણભૂત સર્વવિરતિ-ચારિત્રનો ભાવથી સ્વીકાર કરે છે તે આત્મા આ કારક સમ્યક્ત્વનો અધિકારી છે, એટલે કે પ્રમત્ત-અપ્રમતાદિ (છઠ્ઠા સાતમા વિગેરે) ગુણસ્થાનકોની હદવાળા આત્માઓ જ આ સમ્યગ્દર્શનની યોગ્યતાવાળા હોઇ આ શકે છે. તેથી નીચેના અર્થાત્ દેશવિરતિ-અવિરતસમ્યગ્ દષ્ટિ આદિ ગુણસ્થાનવાળા આત્માઓ કારકસમકિતવંત ગણાતા નથી. મેઘકુમાર, જંબૂસ્વામી, વજ્રસ્વામી, સ્થૂલભદ્રસ્વામી વિગેરે સંખ્યાબંધ ભાવચારિત્રવંત આત્માઓ આ કારકસમકિતના દૃષ્ટાન્તરૂપે ગણી શકાય છે.

**રોચક સમ્યક્ત્વ**-" रोयगसम्मत्तं पुण रुइमित्तकरं मुणेयव्वं " ભાવાર્થ-' રોચકસમ્યક્ત્વ ચારિત્રાદિ ભાવોની રુચિમાત્ર કરનારું (કરાવનારું) જાણવું.' તાત્પર્ય એ છે કે-આ રોચક સમકિત આત્મભુવનમાં ઉત્પન્ન થવાથી જિનેશ્વરભગવંતોએ મોક્ષના અસાધારણ કારણરૂપે જણાવેલા ચારિ-

ત્રનું આરાધન યદ્યપિ આત્મા કરી શકતો નથી, તથાપિ એ ચારિત્રના માર્ગ ઉપર તે રોચક સમકિતવંત આત્માની રુચિ સંપૂર્ણ હોય છે. “આ સમગ્ર લોકમાં સારભૂત કોઇપણ ભાવ હોય તો તે ધર્મ છે. ધર્મ એ સમ્યગ્દર્શન-જ્ઞાન ચારિત્ર-સ્વરૂપ છે, એ સમ્યગ્દર્શનાદિ રત્નત્રયી સિવાય આ આત્માને મોક્ષપ્રાપ્તિ કોઇ પણ કાળે થવાની નથી. આવી ચિંતામણિરત્ન અને કલ્પતરુથી પણ અનન્તગુણ કિંમતી રત્નત્રયીનો હું કયારે આદર કરીશ? મારો આત્મા સર્વસાવદ્યનો ત્યાગ કરી સર્વવિરતિનો કયારે અધિકારી બનશે? આશ્રવના સ્થાનોનો પરિત્યાગ કરવાપૂર્વક હું કયારે સંવરની સેવના કરીશ? ઇત્યાદિ ઉચ્ચ ભાવનાઓ આ રોચક સમકિતવંત આત્માને થાય છે, છતાં અપ્રત્યાખ્યાનાવરણીય, પ્રત્યાખ્યાનાવરણીય કષાયોદયના પ્રભાવે વિરતિની આરાધના કરવા તે આત્મા ભાગ્યશાળી બની શકતો નથી

શ્રેણિક મહારાજા અવિરતિના ઉદયને અંગે સ્વયં તે ભવમાં ચારિત્રગ્રહણ કરી શકયા નથી, પરંતુ ભગવંત મહાવીર દેવના યોગે ચારિત્રધર્મ ઉપર તેમની એટલી તીવ્ર રુચિ થયેલી છે કે પરમાત્માની ધર્મદેશના સાંભળીને એક અભયકુમાર સિવાય મારા પરિવારમાંથી બીજા જે કોઇ આત્માને ચારિત્ર ગ્રહણ કરવાની ભાવના થાય તે સર્વને મારા તરફથી સંપૂર્ણ અનુજ્ઞા છે, ‘ મારી પ્રજામાંથી કોઇપણ ભાગ્યવાન્ આત્મા ભગવંતની ધર્મદેશના સાંભળી ચારિત્રગ્રહણ કરવા ઉત્સુક બને તો તેના કુટુંબપોષણ સંબંધી ચિંતા શ્રેણિક મહારાજા પોતે કરશે.’ આવા પ્રકારની ઉદ્ઘોષણા કરવાની આ શ્રેણિક રાજાને જે સદ્ભાવના થયેલ છે તે **રોચક** સમકિતનો જ પ્રભાવ છે.

**દીપક સમ્યક્ત્વ:—**

**‘सयमिह मिच्छद्दिट्ठि धम्मकहाईहिं दीवइ परस्स।**
**सम्मत्तमिणं दीवग-कारणफलभावओ नेयं ॥१॥’**

ભાવાર્થ—સ્વયંમિથ્યાદૃષ્ટિ હોવા છતાં ધર્મકથા-ધર્મદેશનાદિ દ્વારા અન્યને જે અજવાળું આપે છે અર્થાત્ સમ્યક્ત્વાદિ લાભો પ્રાપ્ત કરાવે છે તે [1]કારણફલભાવની અપેક્ષાએ દીપક સમ્યક્ત્વવંત કહેવાય છે.’

આ સમ્યક્ત્વનું નામ **દીપક** એટલા માટે જ રાખવામાં આવેલ છે કે જેમ દીપક (દીવો) પોતે પોતાની પ્રભાથી અન્ય જીવોને કયા પદાર્થો કયાં રહેલ છે તે બતાવી આપે છે, પરંતુ પોતાની પાછળ અંધારું હોય છે તેની માફક દીપક સમકિતવંત આત્મા પોતાની ધર્મદેશનાદિ શક્તિદ્વારા સંખ્યાબંધ જીવોને સમ્યગ્દર્શનાદિ લાભો પ્રાપ્ત કરાવે પરંતુ સ્વયં તો મિથ્યાત્વથી જ વાસિત હોય છે.

અભવી એવા **અંગારમર્દકાચાર્ય** સ્વયં મિથ્યાદૃષ્ટિ હોવા છતાં ધર્મદેશનાદિ શક્તિથી પોતાના ૫૦૦ શિષ્યોને યાવત્ મોક્ષપ્રાપ્તિમાં કારણભૂત બન્યા છે. આ કારણભાવની અપેક્ષાએ જ ઔપશમિકાદિ ત્રણે ય પ્રકારના સમ્યક્ત્વમાંથી એક પણ સમ્યક્ત્વ ન હોવા છતાં તેમને દીપક સમકિતવંત કહેવામાં આવે છે. વસ્તુતઃ દીપક સમકિત એ સમકિત છે જ નહિં.

કારક સમકિતવંતને છઠ્ઠું સાતમું વિગેરે ગુણસ્થાન હોય છે. રોચક સમકિતવંતને ચતુર્થ ગુણસ્થાનક હોય છે અને દીપક સમકિતવંતને પ્રથમ

૧. સમ્યક્ત્વ-દેશવિરતિ-સર્વવિરતિરૂપ ફળની પ્રાપ્તિમાં તેઓ કારણ હોવાથી.

મિથ્યાદષ્ટિ ગુણસ્થાનક હોય છે. દીપક સમકિતવંત તો ઉપર જણાવ્યા પ્રમાણે તત્ત્વદષ્ટિએ મિથ્યાદષ્ટિ જ છે. પરંતુ કારક તેમજ રોચક સમકિતવંત ઔપશમિકાદિ ત્રણ પ્રકારના સમકિતમાંથી અમુક સમકિત હોય તો જ તે હોઇ શકે એવો નિયમ નથી, ત્રણ પ્રકારના સમકિતમાંથી અન્યતમ કોઇ પણ સમકિત હોય તો પણ વિચારદષ્ટિએ કારક તથા રોચક સમકિત હોવામાં બાધા જણાતી નથી.

ચાલુ—

આચાર્ય શ્રી વિજયકસ્તૂરસૂરિજી મહારાજ

( કવ્વાલી )

## ' વિષમ છે વાટ શિવપુરની '

અનાદિ કાળની ટેવો, ટળે નહીં જ્યાં સુધી સઘળી;
મળે નહીં ત્યાં સુધી મુક્તિ, વિષમ છે વાટ શિવપુરની. ૧

કષાયો ચાર લુટારા, પ્રમાદી પથિક જન લૂંટે;
લુંટાઇને વળે પાછા, વિષમ છે વાટ શિવપુરની. ૨

સરિતા ઊંડી તૃષ્ણાની, પડી છે વાટમાં આડી;
ડૂબતા પ્રાણીઓ પુષ્કળ, વિષમ છે વાટ શિવપુરની. ૩

રાગ ને દ્વેષના ડુંગર, ગગનચુંબી શિખરવાળા;
ઓળંગીને જવું મુશ્કિલ, વિષમ છે વાટ શિવપુરની. ૪

વેદનો તીવ્ર દવ વહ્નિ, બળે છે વાટમાં સઘળે;
બળ્યા છે પ્રાણીઓ તેથી, વિષમ છે વાટ શિવપુરની. ૫

વિલાસોની ઘટાવાળાં, વિષય વિષવૃક્ષની ઝાડી,
મુંઝાવીને હરે શુધ્ધિ, વિષમ છે વાટ શિવપુરની. ૬

હર્ષ ને શોક લુતારા, બતાવીને ક્ષણિક વસ્તુ;
ઠગી લે જ્ઞાનદર્શનને, વિષમ છે વાટ શિવપુરની. ૭

અહંતા ને વળી મમતા–તણું જ્યાં ઘોર અંધારું;
ભૂલે છે પ્રાણીઓ રસ્તો, વિષમ છે વાટ શિવપુરની. ૮

ભયંકર વાટમાં દર્શન, મોહનો કેસરી બેઠો;
જવા દેતો નથી કોઇને, વિષમ છે વાટ શિવપુરની. ૯

હાસ્ય ને ભયતણા કાંટા, વેરાયા છે ઊભે રસ્તે;
નથી જગ્યા જરા ખાલી, વિષમ છે વાટ શિવપુરની. ૧૦

તજીને વાટ શિવપુરની, વિષય વાટે વળ્યા પ્રાણી:
સુગમ સીધી સરળ જાણી, વિષમ છે વાટ શિવપુરની. ૧૧

# 'વિચારશ્રેણી'

(૧) માણસને પોતાની ભૂલની ત્યારે જ ખબર પડે છે કે જ્યારે ઠોકર ખાઇને હેઠો પડે છે.

(૨) સ્નેહનું વિષપાન કરનારાઓએ સુખ–શાંતિની આશા છોડી દઇને મૃત્યુની વાટ જોવી જોઈએ.

(૩) જે માણસ પોતાને મનગમતું કરતા હોય તો છેવટે અણગમો ન થવો જોઇએ અને જે પ્રવૃત્તિમાં પરિણામે અણગમો થાય તો મનગમતું કરવાની ભ્રમણા જ કહી શકાય.

(૪) જે સુખશાંતિમાં પરાધીનતા છે તે સાચી સુખશાંતિ જ નથી.

(૫) જેમ ફૂલને સુગંધી તથા સાકરને મીઠી બનાવવા બીજી વસ્તુની જરૂરત પડતી નથી તેમ આત્માને સુખી બનાવવા કોઇ પણ વસ્તુની જરૂરત નથી.

(૬) મોટા બનવું હોય તો નાનાઓનો, આદર સત્કાર કરો, કારણ કે મોટા બનાવવું નાનાઓના હાથમાં છે.

(૭) દંભી માણસ વિશ્વાસઘાતી હોવાથી કોઇનો પણ પ્રેમ મેળવી શકતો નથી. ચાહતાં શીખશો તો ક્લેશ કરમાઈ જશે.

(૮) પૌદ્‌ગલિક સુખમાં ટેવાઇ ગએલાને આત્મિક સુખ ગમતું નથી.

(૯) પોતાને ઓળખ્યા સિવાય પરમાત્મા ઓળખાય નહિ અને પરમાત્માને ઓળખ્યા સિવાય પરમાત્મા બની શકાય નહિ

(૧૦) પુદ્‌ગલોના વિનાશ સિવાય આત્માનો વિકાસ થઈ શકતો નથી.

(૧૧) જેમ કાંટાથી કાંટો નીકળે છે તેમ પ્રશસ્ત રાગથી અપ્રશસ્ત રાગ નીકળી જાય છે.

(૧૨) પોતાને મનગમતું કરવું હોય તો બીજાને મનગમતું કરો.

(૧૩) જેને માનસિક સુખ નથી તે ચક્રવર્તિ કેમ ન હોય? તો પણ દુ:ખી જ છે.

(૧૪) આત્મા ઇન્દ્રિયોથી અપરાધી બનતો નથી, પણ મનથી બને છે.

(૧૫) પ્રેમની પરાકાષ્ઠા તન્મય થઈ જઈ એકનિષ્ઠપણામાં જ છે.

(૧૬) પૂર્ણ પ્રેમમાં હૃદયભેદ હોતો નથી અને જ્યાં હૃદયભેદ છે ત્યાં પૂર્ણ પ્રેમ નથી; પણ તુચ્છ સ્વાર્થ છે

(૧૭) અંતરમાં અંતર રાખી સાચા સ્નેહીનો ડોળ કરનાર વિશ્વાસઘાતી દાનવ છે પણ માનવ નથી.

(૧૮) બે હૃદયવાળા માણસોમાં વિશ્વાસ રાખનાર ભૂલનો ભોગ બને છે.

(૧૯) પરમાત્માનો પૂર્ણ પ્રેમી તેમની આજ્ઞાઓનો અનાદર કરતો નથી.

(૨૦) હસવું તે આનંદનો ઉભરો છે અને રડવું તે શોકનો ઉભરો છે.

(૨૧) કુદરત જે કંઈ તમને આપે તેમાં સંતોષ માની આનંદથી જીવો. પસંદ પડે

અથવા ન પડે કુદરત પાસેથી આપેલું જ લેવું છે, માટે બીજાની પાસે વધુ સારું જોઈને નારાજ થશો નહિ.

(૨૨) ક્ષમા, સરળતા, નમ્રતા, શાંતિ, સમતા આદિ મળવાં તે પ્રભુસેવાનો બદલો છે, અને રૂપ, વય, ધન, સુંદરતા આદિ મળવાં તે પણ પ્રભુભક્તિનો બદલો છે; માટે તમને શું ગમે છે તેનો સાચી રીતે વિચાર કરીને પ્રભુની સેવામાં અર્પણ કરજો.

(૨૩) વર્ણ, ગંધ, રસ આદિ જડના ધર્મો છે. તે દેહને પોષે છે. અને જ્ઞાન, દર્શન, ચારિત્ર આદિ આત્માના ધર્મો છે. તે આત્માને પોષે છે. માટે તમે આત્મા છો કે જડ છો તેની ઓળખાણ કરીને તમને યોગ્ય લાગે તે ધર્મોનો ઉપયોગ કરશો.

(૨૪) તમે તમારું જ મેળવો. પારકું મેળવવા જશો તો પોતાનું પણ ખોઈ બેસશો અને પ્રયાસ વ્યર્થ જશે.

(૨૫) ભિખારીની સેવા કરવાથી શ્રીમંત બની શકાતું હોય તો જ જડની ઉપાસના કરવાથી સુખી બની શકાય.

(૨૬) સુંદર સુંદર મકાનો, ઘરેણાં, વસ્ત્રો, ભોજન આદિ જડ વસ્તુઓને વિકૃત બનાવી તેની પાસે સુખ તથા આનંદની ભીખ માગતાં જિંદગી વહી ગઈ છતાં કોઈએ કાંઈ પણ મેળવ્યું નહિ.

(૨૭) સાચો માર્ગ ઓળખી ગમન કરનાર લોકનો ભય રાખશે તો ભૂલો પડશે.

(૨૮) સાચું જાણવા છતાં પણ લોકને સારું લગાડવા ખોટું આદરનાર હાથમાં દીવો લઈ કૂવામાં પડે છે.

(૨૯) ક્ષુદ્ર તૃષ્ણાઓ તથા તુચ્છ સ્વાર્થ સંતોષવાને લોકનો જેટલો ભય રાખવામાં આવે છે તેનાથી હજારગણો ઓછો ભય પોતાના શ્રેયને માટે પરમાત્માનો રાખવામાં આવે તો પરમ કલ્યાણ થઈ જાય.

(૩૦) કોઈ પણ સ્વાર્થ માટે પેટમાં દગો રાખીને સ્નેહ કરનાર સ્નેહી નથી પણ પરમ શત્રુ છે.

(૩૧) બીજાના જીવનમાં જીવવાની ઇચ્છા થાય તે પહેલાં તેની ઉપયોગીતા અને ઉત્તમતાનો સારી રીતે વિચાર કરી લેવો જોઈએ.

(૩૨) સુખ-શાંતિ તથા આનંદ મેળવવાની ઇચ્છાવાળાની જીવનયાત્રા સાદી અને સરળ હોવી જોઈએ.

(૩૩) પ્રારબ્ધની પ્રેરણા પ્રમાણે પ્રવૃત્તિ કરતાં જગત ઉપર અણગમો લાવી દુઃખી ન થશો.

(૩૪) આત્મવિકાસની ઇચ્છાથી જ પૌદ્ગલિક વસ્તુઓનો ત્યાગ કરશો પણ છોડેલી વસ્તુઓ પાછી મેળવવાની ઇચ્છાથી ત્યાગ કરશો નહિ; કારણ કે છતી વસ્તુઓ છોડીને પાછી તેની આશા રાખવી તે અજ્ઞાનતા છે.



લેખકઃ-મુનિશ્રી હંસસાગરજી મહારાજ.

## પ્રભુ મહાવીરે મોહમસ્ત જગતને

# ત્યાગધર્મ જ કેમ આપ્યો ?

[ એક ધર્માત્માની કરુણ આત્મકથા. ]

( ગતાંક પૃ૪ ૪૧ થી શરૂ )

### મહાનિપુણ વૃદ્ધ વણિક.

કોઈ એક નગરમાં અતિ વૃદ્ધ સુજ્ઞ વણિક રહેતો હતો. પોતે બુદ્ધિમાન છતાં પૂર્વ દુષ્કૃતના યોગે આજન્મ નિર્ધન હતો, ગરીબ હતો, દુઃખી હતો, તેમાં પણ વૃદ્ધાવસ્થામાં અંધ થયો. આ રીતે એ ચોતરફ દુઃખથી ઘેરાયો. ખૂબ મહેનત કરીનેય મેળવતો તે પણ અંધ સ્થિતિમાં બંધ થયું. પોતાને એક સ્ત્રી હતી, તે પણ વૃદ્ધા બની અશક્ત થઈ. દુર્ભાગ્યે ડોસાને સંતતિ પણ નહોતી. ફક્ત પગ વાળીને પડ્યા રહેવાં જૂનું પુરાણું જીરણ ઝૂંપડું હતું. ક્રમે કરીને બંનેને ફાટલતૂટલ કપડાં, ઘટી, ખાણીયો અને તાવડીપાટીયો એ જ એનાં મરણ-મૂડી રહ્યાં. હવે ખાવું શું ? એ વિચારે એક દિન ડોસાને ખૂબ અકળાવ્યો. એક દિવસે 'कार्यं साधयामि वा देहं पातयामि' એવો મનમાં નિરધાર કરીને પોતાના ઈષ્ટદેવને પ્રસન્ન કરી ચિરપરિચિત કંગાળીયતતા દૂર કરવાનું એણે નક્કી કર્યું આથી દેવના આવાસે જઈ દેવ સન્મુખ બેસીને દેવ પ્રસન્ન ન થાય ત્યાં સુધીનું એ વૃદ્ધ વણિકે અનશન આદર્યું. દિવસો પર દિવસો જતાં ઉપવાસ-માં એકવીશ દહાડા વીત્યા. પરમ દુઃખી હાલતમા પણ દેવે વણિકને મહાન્ ટેકવાળો જોઈને, તેમજ દારિદ્ર ફેડવા માત્રની જ એની વૃત્તિ જાણીને દેવે પ્રસન્ન થઈ એ વૃદ્ધ વણિકને જોઈએ તે માગી લેવાનું મહમા વચન આપ્યું. આથી એ બુદ્ધિમાન વૃદ્ધે વિચાર્યું કે દેવનું દર્શન પણ મોઘ (નિષ્ફળ) જતું નથી તો વચન તો મોઘ જાયજ કેમ ? માટે આવો સુંદર અવસર પ્રાપ્ત થયો છે તો-જે કાંઈ માગું તે એવું માગું કે જગતના સર્વ પ્રાણીઓ કરતા સર્વ વાતે સમૃદ્ધ અને સુખી થાઉં. ભાગ્યવાન્! વિચાર કરો કે આ અવસરે કોઈ નિર્બુદ્ધિ હોય તો જગાય થંભે ? અને ઉતાવળે માગે તે પણ બુદ્ધિની ગેરહાજરીમાં કેવુંક માગે ? અસ્તુ. દેવે પણ જાણ્યું કે આ વૃદ્ધને પહેલાં તો દારિદ્ર ફેડવા માત્ર જ વૃત્તિ હતી, અને એ જોઈને તો મેં વચન આપ્યું પણ હવે તો ખૂબ જ લોભે તણાયો, તેમાં પણ એ જાતિનો પણ વણિક છે જેથી યાચનામાં કશી કમીના નહિ રાખે. એ વખતે દેવને વણિક સંબંધી એક લોકોક્તિ યાદ આવી; તે એ કે-"બ્રહ્માએ સૃષ્ટિ રચી ત્યારે બ્રાહ્મણ, વણિક, કુંભાર, કડીઆ, ભવાટ, લુહાર, સુથાર, દરજી, મોચી વિગેરેને તેમણે સ્વર્ગમાં જ બનાવ્યા. બ્રાહ્મણને કહે તમે પૃથ્વી ઉપર જઈને ઘેર ઘેર માગી ખાવ ! વણિકને કહે તમે કોથળો કરી ખાવ ! કુંભારને કહે તમે હામ પકવી ખાવ ! એમ સહુને પૃથક્ પૃથક્ કાર્ય સોંપી પૃથ્વી ઉપર ચાલ્યા જવાની આજ્ઞા કરી. સહુ તો ગયા, પણ પેલો વણિક ઊઠે નહિ ! બ્રહ્માએ કહ્યુઃ અલ્યા, સહુ ચાલ્યા ગયા અને તું કેમ બેઠો છે? વણિક કહે મારે તો આપની સેવા કરવા અહિં જ રહેવું છે. વળી ત્યાં જઈને મારે કોથળો (થોડાં થોડાં વસાણાં કોથળામાં ભરીને દરરોજ બે ત્રણ ગામ ફરી વેચવાં તે) કરીને ખાવું એનાં કરતાં આપની સેવામાં બેઠાં બેઠાં સ્વર્ગનાં સુખ શું ખોટાં છે ? બ્રહ્મા કહે પણ ભાગ્યવાન્ ! મનુષ્યથી સ્વર્ગમાં રહેવાય નહિં માટે તું જા. વણિક કહે ગમે તેમ થાય, હું તો ત્યાં દુઃખી થવા નહિ જાઉં. બ્રહ્મા મુંઝાયા

હવે આનું કરવું શું ? આને ક્યાં સર્જ્યો ? એ વિચારમાં પડ્યા. છેવટે કહ્યું કે કોઈ વાતે જાય છે કે નહિં ? વણિક કહે આપ પરમ પિતા હું અહિં રહું એમાં નાખુશ જ હો તો હું તો આપની આજ્ઞા મસ્તકે ચઢાવીને પૃથ્વી ઉપર જાઉં, પણ તે એક શરતે અને તે એ કે–'માલીકીની દુકાનમાં ગાદી તકીએ બેઠો બેઠો ઘરના ઘરમાં ઘરની સ્ત્રીના હાથની ઘઉંની ઘીથી ચોપડી ઉની રોટલી અને દૂધ ભાત, લીલાં શાક, ચટણી, રાયતું, અથાણાં અને પાપડ સાથે નિત્ય તાજાં ખાઉં.' બ્રહ્માએ વિચાર્યું કે આણે તો હદ કરી ! બધું માગ્યું તે પણ વગર મહેનતે જ અને બેઠાં બેઠાં પગ પર પગ ચઢાવીનેય નિત્ય તાજું માગ્યું; પણ હવે આ શલ્ય અહિં કેમ રખાય ? આ વિચારથી થાકીને કંટાળીને બ્રહ્માએ પણ વણિકને કહ્યું કે જા ભઇ જા ! ભલો થઇને જા ! તને એવું મળો ! આમ બ્રહ્માએ કહ્યું ત્યારે એ વણિક પૃથ્વી ઉપર આવ્યો !!!" આમ વિચારી તે દેવે વણિકને છેવટ કહ્યું કે 'ભાઇ તારે જે જોઇએ તે માગ. એ મેં આપેલું વચન મિથ્યા નહિં થાય પણ તારી સાથે શરત એટલી કે તને એક જ વચનથી માગી લેવાનું કહું છું.' વણિકે કહ્યું કે 'ભલે કૃપાળુ, આપ તેમ પ્રસન્ન હો તો તેમ.' દેવ કહે છે કે 'તો ઢીલ ન કર, જે જોઇએ તે એક વચનથી જલ્દી માગી લે.' વણિક કહે–મારા સાતમા છોકરાની વહુને મારી સાતમી હવેલીના સાતમે માળે કાયમ સોનાની ગોળીએ છાશ ફેરવતી મારી આંખે જોઉં.' આ કથનથી દેવ તો હેરત પામી ગયો, કારણકે એક જ વચનમાં પણ સહુ કરતાં સરસાઈ અને સર્વ કાંઇ માગી લીધા. પણ વચન આપ્યું ત્યાં થાય શું ? દેવ કહે તથાસ્તુ. વિચારો, ભાગ્યવાન બુદ્ધિમાન આ વૃધ્ધે શું શું માગ્યું ? ડોસાડોસી બંનેની યુવાવસ્થા માગી ! સાત સાત પુત્ર અને તે પણ પરણેલાં ! એ પુત્રો ઘરેબારે થાય ત્યાં સુધીનું પોતાનું આયુષ્ય માગ્યું ! સાતે છોકરાને અલગ અલગ રહેવા સાત હવેલી માગી અને તે પણ સાત સાત માળની ! વહુરોનાં આભૂષણો પણ સુવર્ણ-જડિત હીરા, માણેક અને મોતીનાં માગ્યાં, કારણ કે જેને ઘેર છાશ કરવા પણ સોનાની ગોળી હોય તેને ત્યાં ઋદ્ધિ પણ તે પ્રમાણમાં જ હોયને ! પોતાનું અંધપણું ટાળી જિંદગીભર સુખી કરનાર ચક્ષુ પણ માગ્યાં ! કશું બાકી રાખ્યું ? આ સ્થાને કોઇ અન્ય હોત તો શું માગત ? આ બધો કોનો પ્રતાપ ! કહો કે વિદ્યાદેવીનો જ ! વિદ્યા જ હૈયામાં હાજર ન હોત તો દેવ શું આપત ! આથી પણ વિદ્યા એ શ્રેષ્ઠ દેવ છે એ વાત સિદ્ધ જ છે. (ચાલુ)

## મહાવીર પ્રભુની સ્તુતિ

(રાગ–યા ઈલાહી મીટ ન જાએ દર્દે દિલ)

વીરના દર્શન અહો આજે થયાં,
દર્શથી પાપો અમારાં ધો ગયાં;
મૂર્ત્તિમાં સ્ફૂર્તિ દિસે છે આ સમે,
આજ વીરજિણંદ અમને તો ગમે. ૧

પ્રેમથી હું દર્શ વીરતણું કરું,
અન્ય ભાવોને સદાયે પરિહરું;
છે નિરંજન શાંતભાવોથી ભરી,
દોષ રોષ ન ભાસતો જેમાં જરી. ૨

પૂર્ણત્રાતા છો સદા દાતા તમો,
રાગરૂપી આગમાં જલતા અમો;
હું ન માગું મોક્ષપદને નાથજી,
માત્ર મુજને વીર ! રાખો સાથજી. ૩

મુક્તિ નારીની મ્હને પરવા નથી,
ચરણમાં રાખો એ વાણી મેં કથી;
અર્જ આજ સુણી વિભુ આવો હવે,
સેવક "લક્ષ્મી"આપનો આખર સ્તવે. ૪

મુનિરાજ શ્રી લક્ષ્મીસાગરજી મહારાજ

મહાકવિ શ્રી હરિચંદ્રવિરચિત

# શ્રી ધર્મશર્માભ્યુદય મહાકાવ્ય

સમશ્લોકી અનુવાદ ( સટીક )

[ ગતાંક પૃ૪ ૩૩ થી શરૂ ]

વંશસ્થ.

તત્સંગમે યુદ્ધ-ગૃહે જયશ્રીએ, કૃપાણુ કર્ણોત્પલ શું નિયોજિને;
પ્રતાપ-દીપો રિપુના બુઝાવિયા, અહો સલજ્જા નવસંગમે સ્ત્રીઓ. ૧૨

આકારના દર્શનમાત્રથી પળે, ઇષ્ટાર્થથી અર્થિ કૃતાર્થ જે કરે;
તે ભૂપના કર્ણ અતિથિ ના હવા, દુરક્ષરો બે કદી 'દેહિ' એહવા. ૧૩

બલે કરી તે નૃપને ઉપાસવા, પ્રકંપવંતા કુલપર્વતો સમા;
ભૂપોતણા ભેટરૂપી ગજેશ્વરા, દ્વારે ઊભા તાસ મદાંબુ સારતા. ૧૪

રુધિર માતંગ ઘટાગ્રનું પીતી, ભેટાતી'તી જે સુરતાર્થિ યોધથી;
એવી અસિ ત્હેની સ્વશુદ્ધિ કારણે, ભજે પ્રતાપાગ્નિ સમૃદ્ધ જે રણે. ૧૫

૧૨. યુદ્ધરૂપ ગૃહમાં તેનો સંગમ થતાં જયલક્ષ્મીએ કર્ણોત્પલ ( કમલ ફૂલ ) જેમ તરવારનો વ્યાપાર કરી શત્રુઓના પ્રતાપરૂપ દીવા બૂઝાવી નાખ્યા. (રૂપક અલંકાર.) આનું અર્થાંતરન્યાસથી સમર્થન કરે છે: અહો! નવીન સંગમવેળાએ સ્ત્રીઓ લજ્જાયુક્ત હોય છે '

૧૩. આકારના લેશ દર્શન માત્રથી જ જે ક્ષણમાં અર્થિજનને ઇષ્ટ પદાર્થવડે કૃતાર્થ કરતો, એવા તે રાજાને 'દેહિ—આપ' એ બે દુષ્ટ અક્ષરો કદી પણ કાનનું અતિથિપણું પામતા નહિં-સંભળાતા નહિં. તાત્પર્ય—માગ્યા પહેલાં તે ઇષ્ટ પૂરતો, એવો તે દાનેશ્વરી હતો.

૧૪. બલપ્રયોગે કરી તે રાજાને ઉપાસવા માટે રાજાઓ તરફથી ભેટરૂપે આવેલા મદઝરતા માતંગો તેના દ્વારે ઝૂલતા હતા: અને તે પ્રકંપમાન થતા કુલપર્વતો જેવા લાગતા હતા. —ઉપમા.

૧૫. માતંગ-ઘટાગ્રનું રક્ત પીતી અને સુરતાર્થી સુભટોથી આલિંગન કરાતી, એવી તે રાજાની તલવાર પોતાની શુદ્ધિને અર્થે, રણસંગ્રામમાં સમૃદ્ધ-પ્રદીપ્ત થયેલ પ્રતાપરૂપ અગ્નિનો આશ્રય કરતી. શ્લેષ:—

માતંગ=(૧) હાથી, (૨) ચંડાલ. ઘટા=સમૂહ; ઘટ=ઘડો.

સુરતાર્થી=સુરત+અર્થી, ક્રીડાર્થી; સુરતા+અર્થી=દેવપણાના અર્થી.

શ્રુતાબ્ધિ પારંગત તે નરેંદ્રથી, જાણે પરાભૂતિ જ શંકી ભારતી;
વિશેષ પાઠાર્થ હજુય ધારતી, સ્વહસ્તથી પુસ્તક ના જ છોડતી! ૧૬

શસ્ત્રપ્રહારે તસ દંતથી ક્ષણે, અગ્નિકણો ઊછળતા રણાંગણે;
જાણે દીસે તે રિપુના ગજેંદ્રના, જીવો ઊડયા હોયની! રક્ત સાથમાં. ૧૭

સત્શ્રુત ને શીલ બલ ત્રિપુટીને, સાંધે સદા તેહ ઉદારતા ગુણે;
ચતુષ્ક તે મંગલ પ્હેલું પૂરતું, દિગ્જીત કીર્ત્તિપૂર જ્યાં પ્રવર્ત્તતું. ૧૮

ગળી જતો ઉદ્યત રાજમંડલો, તેનો ઉલસ્યે અસિ-રાહુ ચંડલો;
નિમજ્જી ધારા-જલમાં રિપુ સ્વને, પ્રવિભજી આપી દીએ જ દ્વિજને! ૧૯

---

માતંગ ઘટા(ચંડાલના ઘડા)ના રુધિરપાનની શુદ્ધિ પ્રતાપ-અગ્નિમાં કરી એમ ભાવ છે.- તાત્પર્ય-તે મહાપ્રતાપી હતો.

૧૬. શ્રુતસમુદ્રનો પાર પામેલા તે રાજાથી જાણે પરાભવની શંકા પામી, સરસ્વતીએ વિશેષ અભ્યાસ અર્થે હાથમાં પુસ્તક ધારણ કર્યું તે હજુ પણ છોડતી નથી!—ઉત્પ્રેક્ષા.

૧૭. રણાંગણમાં તેના શસ્ત્રપ્રહારવડે કરીને હાથીદાંતમાંથી ઉછળતા અગ્નિકણો, જાણે લોહી સાથે શત્રુ-હાથીઓના જીવ ઊડી ગયા હોયની! એમ ક્ષણભર ભાસતા હતા.—ઉત્પ્રેક્ષા.

૧૮. શ્રુત, શીલ અને બલ એ ત્રિપુટીને તે રાજા સદા ઉદારતા ગુણથી સાંધતો; અને તે ચારેય-દિગ્વિજયની તેની કીર્ત્તિ પ્રવર્ત્તતાં,-પ્રથમ સુમંગલરૂપ થતા.

ગુણ-શ્લેષ: (૧) ગુણ, (virtue); (૨) દોરી.

૧૯. ઉદ્યત રાજમંડલને ગળી જતો એવો તેને પ્રચંડ અસિરૂપ રાહુ જ્યારે ઉલસતો, ત્યારે શત્રુઓ ધારા-જલમાં નિમજ્જન કરી, સ્વને પ્રવિભજીને દ્વિજને આપી દેતા.

અત્રે શ્લેષ આ પ્રમાણે યથાસંભવ ઘટાવવા—

ઉદ્યત-(૧) લડવા તત્પર (રાજા પક્ષે); (૨) ઉદયપ્રાપ્ત (ચંદ્ર પક્ષે).

રાજમંડલ-(૧) નૃપસમૂહ; (૨) ચંદ્રમંડલ.

જલ-(૧) પાણી; (૨) તરવારનું પાણી.

સ્વને-(૧) પોતાને; (૨) ધનને, વૈભવને.

પ્રવિભજી-(૧) ભગ્ન થઈ-ભાંગી જઇ, (૨) પ્રવિભાગ કરી વ્હેંચી દઇ.

દ્વિજ-(૧) બ્રાહ્મણ; (૨) પક્ષી.

ચંદ્રગ્રહણ વેળાએ દ્વિજને દાન દેવાનો રિવાજ છે તેને અનુલક્ષીને આ કથનનો ભાવ વિચારવો. તાત્પર્ય રાજમંડલને ગળી જતી તેની તલવાર જ્યારે ઉપડતી ત્યારે તે શત્રુઓ ભગ્ન થઇને દ્વિજનો-પક્ષીનો ભક્ષ થઇ પડતા.

[ લેખકઃ—મુનિશ્રી લક્ષ્મીસાગરજી મહારાજ ]

# પ્રભુના જ્ઞાનનો પ્રકાશ.

જગદ્‌ગુરુ પ્રભુના જ્ઞાન સ્વરૂપી છે. સર્વ જમાના અને દેશોના મનુષ્યોએ જ્ઞાનને શોધ્યું છે કારણ કે જ્ઞાન પ્રાપ્ત કરવું એ પોતાના આત્મા ઉપર અને પોતાના સ્વભાવ ઉપર કાબૂ મેળવવારૂપ છે. મનુષ્યોના હૃદયમા સત્ય પામવાની તીવ્ર આતુરતા રહેલી છે અને અજ્ઞાન અને માયા ગમે તેટલાં મિષ્ટ હોય તો પણ કોઈ પણ આત્મા લાંબા વખત સુધી તેમાં રહેવા ખુશી હોઈ શકે નહિ. મનુષ્યો પોતાની હયાતીનાં રહસ્યો સમજવાને ઇચ્છે છે, કારણ કે તેઓ અનુભવથી જાણે છે કે તેમણે શોધેલું દરેક નવું સત્ય જીવનના પ્રશ્નોનો ઊકેલ આણવાને જોઈતું બળ તેમના હૃદયમાં અને મનમાંથી પ્રકટાવે છે. જેમ જેમ મનુષ્યોએ જ્ઞાન પામવાને પ્રયત્ન કર્યો છે તેમ તેમ જુદાં જુદાં વિજ્ઞાનશાસ્ત્રો મનુષ્યોના મનને સમૃદ્ધ બનાવવાને હયાતીમાં આવ્યાં છે. અત્યારે આપણને ધર્મ, વિજ્ઞાન, દયા, કાયદા, અર્થશાસ્ત્ર, સમાજશાસ્ત્ર અને વિદ્યાના બીજા અનેક ખાતાઓનું જ્ઞાન છે. જ્ઞાનનું દરેક ખાતું મનુષ્યમાં રહેલી નિરાધારતા અને અજ્ઞાનને ઓછાં કરે છે. દરેક પ્રકારનું જ્ઞાન મનુષ્યસ્વભાવના ક્ષણિક ભાવોને પવિત્ર બનાવવાને, પ્રબળ બનાવવાને અને તેને આધ્યાત્મિકરૂપ આપવાને પ્રયત્ન કરે છે. અને જ્ઞાનની વૃદ્ધિ થવાથી તે આસપાસોની હકીકતોને સદ્‌જ્ઞાનના રૂપમાં ફેરવી નાખે છે અને તે તેના સ્વભાવનુ એક અંગ બની જાય છે. જ્ઞાનમાં જેમ મનુષ્ય આગળ વધતો જાય છે તેમ દરેક પગથિયે તેની દૃષ્ટિ-મર્યાદા વિશાળ બનતી જાય છે, એટલું જ નહિ પણ તેના પ્રેમની મર્યાદામાં વિશાળ દુનિયા આવતી જાય છે. અને તે વિશાળ દુનિયાને તે પોતાના જ્ઞાનનો અનુભવ અનુભવી રહ્યા છે.

---

શ્રી વક્ર જાણી સ્ત્રીસ્વભાવથી અતિ, વિશ્વાસ જાણે ધરતો ન ભૂપતિ;
બલે હરેલી રિપુઓની લક્ષ્મીને, બહારે જ દેતો નિજ માન્ય લોકને ૨૦

ભેદેલ શત્રુ ગજ ગંડમાં બલે, સમુલ્લસંતા શિલીમુખના છલે;
એની અસિ કેશ ગ્રહી જયશ્રીને, શું ક્રોધથી ખેંચતી જેમ દાસીને. ૨૧

---

૨૦. લક્ષ્મીને સ્ત્રીસ્વભાવથી અત્યંત વાંકી જાણીને, તે રાજા જાણે વિશ્વાસ ન ધરતો હોય એમ, શત્રુઓની બનાત્કારે હરેલી લક્ષ્મી બહારો બહાર જ પોતાના માનીતા જનોને આપી દેતો' —ઉત્પ્રેક્ષા.

૨૧. શત્રુ-ગજોના બળે કરી ભેદાયેલા કપોલ સ્થલમા સમુલસતા શિલીમુખના (બાણ અથવા મધુકર) બહાને, એ રાજાની તલવાર જાણે ક્રોધથી કેશ પકડીને, જયલક્ષ્મીને પદાનુચરી-કિંકરીની જેમ ખેંચતી હતી! —ઉત્પ્રેક્ષા+અપહ્નુતિ

—લે. રાયચંદ મૂળજી પારેખ—

# વ્યવહાર વચન યાને ક્ષમાપના.

મનુષ્ય માત્ર શાંતિને ઇચ્છે છે. પશુ-પક્ષી પણ શાંતિ જ ઇચ્છે છે. વળી દરેક જીવ પોતે પોતાના માટે સુખશાંતિ ઇચ્છે છે; પરંતુ તારે તો सर्वत्र सुखी भवतु लोकाः નો જ પાઠ ઉચ્ચારવો. દરેક પશુ-પક્ષીથી માંડી પ્રાણી માત્રની શાંતિ ઇચ્છી તારા મિત્રો, તારા કુટુંબ,કબીલા, સગા-સ્નેહીઓ સાથે મિત્રાચારી વધારી દરેક સાથે મિત્રાચારી વધે,કાયમ રહે તે જ તારા માટે શોભે, અને એવી જ હમેશાં શુભ ભાવના ભાવ.

દરરોજ પ્રભાતના સમયમાં વહેલા ઊઠી પરમ કૃપાળુ પરમાત્માનું સ્મરણ કર અને સાથે સર્વ જગતના લોકોના દુઃખ દૂર થાય તેવી પ્રાર્થના હંમેશ કર.

શું જગતના સર્વે પ્રાણી તારા મિત્રો, તારા સ્નેહીઓ નથી? રંકથી રાય સુધી તારે તો સમદૃષ્ટિથી જોવાની ટેવ રાખવી. અને વિશાળ હૃદય રાખી તુચ્છ ભાવનાને તજી દેવી.

કલેશ-કંકાસ, મારામારી, ગાળાગાળી આવા કામો તને શોભે નહી. તે જેને પસંદ હોય તે ભલે આચરે. તારે તો પરદુઃખે દુઃખી થવું જોઈએ અને પરસુખે સુખી થવું તે જ હિતકારી છે અને તો જ તારા આત્માનું ભલું થશે તે યાદ રાખ.

"પ્રભાતે વહેલા ઊઠી કર સ્મરણ કીરતારનું રે" તે જ પાઠનું રટણ કર અને પારકી નિંદા તજી દે, કારણ કે તેમાં મહાપાપ છે કારણકે અણજોઇ-અણદીઠી એવી નરકગામી વાતોથી તું હમેશાં દૂર રહે.

સુજ્ઞને વધારે કહેવાનું હોય જ નહી. તારા પોતાના આત્માનું ભાન કર અને જાગૃત દશામાં આવ. શું જગતની લીલા છે! અને પાપ-પુણ્ય સિવાય તારા માટે કાંઈ જ નથી. જડ વસ્તુનો મોહ ઓછો કર. કુટુંબ પરિવાર પણ તારા નથી. મોહદશા દૂર થશે તો આત્મા જાગૃત દશામાં આવશે, માટે હે ભાઈ! તારા આત્માનું કલ્યાણ થાય તે જ ખરો રસ્તો શોધી લે.

ભુંડાઈમાં ભાગ લેશો નહીં, બુરાઈના બણગા ફૂંકશો નહીં અને કોઈને દુઃખ દેવા તત્પર થઈશ મા. કૃપણતામાં કટાઈ જઈશ નહીં.

જ્યારે કામ તારા અંગ ઉપર પવનરૂપી વાથી ઝડપવા આવે તે પહેલાં તેને ખંખેરી નાખ, અને શુદ્ધ ચારિત્ર બનાવી દરેક કલંક દૂર કર અને ભારતભૂમિનું, સર્વ પ્રાણીનું અને દુનિયાભરનું સારું ઇચ્છ અને એવી ઉચ્ચ ભાવના કાયમ રહે તેવી પ્રગતિ કર. અને સુગંધી પુષ્પ જેવા દરેકને બોધ ઇચ્છા રાખ.

તારું નાનું ચરિત્ર પણ સારા વર્તુલ પર હશે તો તું ઉચ્ચ પ્રગતિ પર ચડી શકીશ. આ જગતમાં ત્રસ. સ્થાવરથી માંડી દરેક જીવોમાં પ્રશંસા રહે અને શાંતિ ફેલાય તે જ ધ્યેય, તે જ પાઠ તારા માટે ઉચ્ચ દશા સૂચવે છે.

હે પરમ કૃપાળુ દેવાધિદેવ! સર્વેનું ભલું કરો. એમ શાંતિ શાંતિ શાંતિનો પાઠ સર્વદા શિખ—પરમાત્મા તારું ભલું કરશે.

તે જ ખરી ક્ષમાપના શુદ્ધ કહેવાય.

( લે૦ ચો ક સી. )

# સૂત્ર અનુસારી ક્રિયા.

પ્રગતિના પેંગડામાં પગ ભેરવી ગતિ કરી રહેલ મુમુક્ષુ આત્મા અનંતજિનના સ્તવનમાં જૈનેતર દર્શનો પ્રતિ ઘડીભર કાન બંધ કરી, ખુદ જૈન ધર્મમાં પ્રવર્તી રહેલ સ્થિતિનો વિચાર કરે છે. થઇ ગયેલા અનંત તીર્થંકરોએ જે વાત પર ભાર મૂકયો છે એ વાત ચૌદમા જિનપતિ શ્રી અનંતનાથના સ્તવનમાં અવલોકે છે. જાણે કે પૂર્વ થયેલા અરિહંતોના કથનના નિચોડરૂપે-આ ચોવીશીના ચૌદમાં તીર્થપતિ-નામે પણ અનંત અને વસનાર પણ ચૌદ રાજલોકના અંતભાગે અનંતાકાળ સુધી-ઉક્ત સર્વ જિનોના પ્રતિનિધિ તરિકે શ્રીમદ્ યોગીરાજ આનંદઘનજીના મુખે દર્શાવી રહ્યા હોય એમ જણાય છે!

પ્રથમ કડીમાં જ શુધ્ધ ચારિત્રપાલનની દુષ્કરતા દેખાડતાં વદે છે કે-તીર્થંકર પ્રભુ અનંતનાથે ચારિત્ર યાને સંયમની જે વ્યાખ્યા બાંધી છે તે પ્રમાણે ચાલવું અર્થાત્ એ જાતનું સંયમમય જીવન બનાવવું એ કંઇ બચ્ચાંના ખેલ નથી. તરવારની ધાર કરતાં પણ ઉક્ત ચારિત્રની ધાર વધારે તીખી છે અર્થાત્ લોખંડના ખડ્ગની ધાર પર તો યુક્તિ લગાડી નાચતા બાજીગર દૃષ્ટિગોચર થાય છે પણ ભગવાનના સંયમ-પંથે શુધ્ધ રીતે ચાલવામાં તો ભલભલા મહાશક્તિવંત દેવોની શક્તિ પણ કામ આવતી નથી અર્થાત્ હૃદયના સાચા રંગ વિના નિરતિચારપણે ચારિત્રનું પાલન મુશ્કેલ છે.

અન્ય મતવાળાઓની વાત જવા દઇ કેવળ શ્રી વીરપ્રભુના શાસનમાં પડેલા મતમતાંતરો તરફ મીટ માંડતા કેટલી બધી વિલક્ષણતા ને વિચિત્રતા નજરે ચઢે છે? કોઇ નાયક અથાત્ ગચ્છપતિ કેવળ ક્રિયામાં રાચી રહેલા જણાય છે. જાતજાતની તપસ્યા કે ભાતભાતની કરણીઓ પાછળ આંધળીયા કરાવે રાખે છે. એ સર્વ પાછળ રહેલ ઉમદા રહસ્યને પિછાનવાની કે કરનારાને એનું સ્વરૂપ સમજાવવાની તસ્દી સરખી પણ લેતા નથી. અરે! એટલું પણ વિચારતાં નથી કે જેમ ક્રિયા ભિન્ન ભિન્ન તેમ તેનાં ફલ પણ જુદા જુદા બેસવાના; અને આ જાતની ફલપ્રાપ્તિથી તો કેવળ સંસારભ્રમણની વૃદ્ધિ જ થવાની. એથી ચાર ગતિનો રેંટ કેવી રીતે ઘટવાનો? આત્માનું જે મુખ્ય ધ્યેય આત્મસિધ્ધિ તે કેવી રીતે સધાવાનું. ક્રિયા-ફળપ્રાપ્તિ અને ભોગવૃત્તિ-'પુનરપિ જનનં, પુનરપિ મરણં, પુનરપિ જનનીજઠરે શયનમ્' માફક ચાલુ જ રહેવાનું!

ત્યાં તો બીજા ગચ્છવાળાઓની સાઠમારી નજરે ચઢે છે! જે નામો વિશિષ્ટ ને પ્રતિભાસંપન્ન વિભૂતિઓના તેજબળે જનસમૂહમાં પ્રસિધ્ધિને પામેલા તે વાડારૂપે પરિણમતા જોઇ, હૈયું દ્રવી ઊઠે છે. આ પ્રકારની દળબંધી કે તડાવૃત્તિ વીતરાગ પ્રભુના માર્ગમાં, અરે! અહિંસા જેનો પાયો છે અને અનેકાંતદ્રષ્ટિ જેનો મુખ્ય ભારવટ છે એવા અનુપમ પ્રાસાદમાં એ શકય છે ખરી? તેથી એ જોતાં જ અધ્યાત્મમાં એકતાન રહેનાર મહાત્મા સ્પષ્ટપણે બોલી નાખે છે—

**ગચ્છના ભેદ બહુ નયણ નિહાળતાં,**<br>
**તત્ત્વની વાત કરતાં ન લાજે,**<br>
**ઉદર ભરણાદિ નિજ કાજ કરતાં થકાં,**<br>
**મોહ નડિયા કલિકાલ રાજે.**

તાત્ત્વિકદૃષ્ટિ જ જેના હાડોહાડમાં થનગનતી હોય અને જેને કેવલ સ્વરૂપ સાક્ષાત્કાર સિવાય અન્ય ભાવના જ ન હોય. સાંસારિક માનપાનની લોલુપતા ન હોય કે ભક્તોની વાહવાહની અગત્ય ન હોય તે આ જાતનું નિતરું સત્ય ઉચ્ચારતાં કેમ પીછેહઠ કરે ? એને મન તપા, ખરતર, અંચળ કે પુનમિયા વા લોંકા આદિ ગચ્છો કરતાં પ્રભુ શ્રી મહાવીરનો સંદેશ જ અતિ કિંમતી હોય. મમત્વ અને તત્ત્વને મેળ બેસે જ કેવી રીતે ? એ મહત્ત્વનો સવાલ જુદા જુદા ચોકા જમાવી બેઠેલા અને પરસ્પરની ત્રૂટી જોવાનું કામ કરી રહેલા ગચ્છનાયકોને એ પૂછે છે અને જ્યારે જવાબ મળતો નથી ત્યારે રોકડું પરખાવી દે છે કે ઉત્તમ પુરુષ તો લાખમાં કોઇક જ હશે, બાકી બીજા તો વેશધારી ને પેટભરા જ કહેવાય. આટલું કહ્યા પછી તાત્ત્વિક મુદ્દો નિમ્ન ત્રણ કડીમાં સામે ધરે છે–

**વચન નિરપેક્ષ વ્યવહાર જૂઠો કહ્યો,**
**વચન સાપેક્ષ વ્યવહાર સાચો;**
**વચન નિરપેક્ષ વ્યવહાર સંસાર ફલ,**
**સાંભળી આદરી કાંઈ રાચો. ૪**
**દેવગુરુધર્મની શુદ્ધિ કહો કેમ રહે ?**
**કેમ રહે શુદ્ધ શ્રદ્ધા ન આણો;**
**શુદ્ધ શ્રદ્ધાન વિણ સર્વ કિરિયા કરી,**
**છાર પર લીંપણો તેહ જાણો. ૫**
**પાપ નહીં કોઇ ઉત્સૂત્રભાષણ જિસ્યો,**
**ધર્મ નહીં કોઇ જગસૂત્ર સરિખો;**
**સૂત્ર અનુસાર જે ભવિક કિરિયા કરે,**
**તેહનું શુદ્ધ ચારિત્ર પરખો. ૬**

સ્વમંતવ્યનો મમત્વ જ્યાં થયો ત્યાં અપેક્ષાયુક્ત વચનની આશા શી રીતે સંભવે ? ત્યાં તરત જ એકાંતવાદ દોડી આવે અને જ્યાં એકાંત ત્યાં અનંતજિનનો માર્ગ સંભવી જ કેમ શકે ? અપેક્ષા રહિત વચન વદનાર પછી ભલેને કઠિન વ્રતો આચરતો હોય કિંવા પૂરણ તાપસ માફક આહારને સાવ નિરસ ને શુષ્ક બનાવી વાપરતો હોય કિંવા દેહને કષ્ટ આપવામાં આકરી કસોટીમાંથી પાસ થતો હોય, છતાં વ્યવહારથી ખોટો છે અર્થાત્ આજ્ઞાથી વિરુધ્ધ વર્તનાર છે. ધર્મ અમુક કરણી માત્રમાં નથી સમાયો. એનું મૂળ તો જિન આજ્ઞામાં રહેલું છે. તેથી તો जिणआणाए धम्मो એ ટંકશાળી વચન છે. નિશ્ચય સંબંધી વચન વ્યવહારની વાંછા રાખે છે અને જ્ઞાનક્રિયા સહિત તેમજ ઉત્સર્ગ ને અપવાદ યુક્ત સાપેક્ષ વચનમાં વ્યવહાર રહેલો છે; અને તે રીતે ચારિત્રનું પ્રવર્તન એ જ સાચું ચરિત્ર છે અર્થાત્ એ જ સિદ્ધાંત અનુયાયી વ્યવહાર છે. પ્રભુ આજ્ઞાથી અવિરુધ્ધ હોવાથી તે સાચું છે. અપેક્ષા પ્રતિ સદાકાળ જાગૃતદૃષ્ટિ રાખવાની છે. જૈન દર્શનનો એ મર્મ છે. અપેક્ષા વગરનું એટલે કે નિરપેક્ષ વચન અને એને અનુરૂપ કરણી જૈન મતથી વિરુધ્ધ જ છે. કહ્યું છે કે—

**ભાખે નિરપેક્ષક વચન,**
**ક્રિયા દેખાવે ક્રૂર;**
**વાકો તપ સંયમ સરવ,**
**કર્યો કરાયો ધૂર.**

તેથી જ એકાંત ક્રિયાપક્ષી, એકાંત ભક્તિપક્ષી, એકાંત ગુરુપક્ષી અથવા તો કેવલ એક તંત પકડી, અન્ય બાબત તરફ સાવ દુર્લક્ષ્ય દાખવી વર્તનારા ચાર ગતિમાં ભટકનારા જ છે. એકાંતવાદથી નથી શુધ્ધ દેવ–ગુરુ–ધર્મની પિછાન થતી. વળી પિછાન અને પરીક્ષાના અભાવે નથી સાચી શ્રધ્ધા બંધાતી અને સાચી પ્રતીત પ્રગટ્યા વગરની કરણી એ તો રાખ કે ખાતર ભરી જમીન પર લીંપણ કરવા તુલ્ય નિરર્થ... શ્રીમદ

લે. કનૈયાલાલ જગજીવન રાવળ બી. એ.

# વિજેતા કોણ?

માણમને જીતવા માટેનો સરલ ઉપાય કયો? ઘણાય ઉપાયો છે એમ જવાબ મળશે; પરંતુ એક અકસીર ઇલાજ તો એ છે કે તેને મિત્ર બનાવો. દુશ્મનનો નાશ કરવાની સરસ રીત એ છે કે તેને મિત્ર બનાવવો. એ સિવાય દુશ્મન ઉપર વિજય મેળવી શકાતો નથી; એ સિવાય માણસ જીતાતો નથી. કહેવાય છે કે માણસનો દુશ્મન માણસ જ છે, પણ મારું કહેવાનું એ છે કે આપણે પોતે પોતાની જાતના જ દુશ્મન છીએ; આપણે જ આંધળુકીયા કરી આપણું બૂરું કરીએ છીએ. માનવચિત્ત એટલે સુવૃત્તિ અને દુર્વૃત્તિની સંગ્રામભૂમિ; મનમાં અનેક મંથનો-તાંડવો મચી રહેલાં છે. એ તાડવમાં માનસિક સ્થિરતા-Balance of mind-સુરક્ષિત રાખવા પ્રયત્ન કરવો જોઇએ અને મનને કાબૂમાં રાખવું જોઇએ, પણ તે કરતાં જરૂરી એ છે કે પાશવી અને દૈવી બળોમાંથી દૈવીને, રજસ્, તમસ્ અને સત્ત્વની પ્રકૃતિ ત્રિપુટીમાંથી સત્ત્વને જેમ બને તેમ કેળવવા અને પોષવા ખડે પગે તૈયાર રહેવું જોઇએ. તે સાથે તામસી તેમજ પાશવીવૃત્તિને બને તેટલા સંયમથી કુંઠિત કરી દેવી જોઇએ એ જ હિતકર છે.

આ વૃત્તિ પર પ્રહાર થતાં જ મનુષ્યમાં સુષુપ્ત રહેલો અસુર વિફરી બેસે છે અને આપણે માનીએ છીએ કે 'માણસ' દુશ્મન બની ગયો છે. ખરું જોતાં મનુષ્ય કોઇનો દુશ્મન નથી, તેનું

---

દેવચંદ્રજી પણ અંતિમ જિનના સ્તવનમાં એ જ વાત કહે છે—

**આદર્યું આચરણ લોક ઉપચારથી-**
**શાસ્ત્ર અભ્યાસ પણ કાંઇ કીધો;**
**શુદ્ધ શ્રદ્ધાન વળી આત્મ અવલંબ વિનુ,**
**તેહવો કાર્ય તેણે કો ન સિદ્ધયો.**

ઉત્સૂત્રભાષણ કરવું એ મોટામાં મોટું પાપ છે. ખુદ પરમાત્મા શ્રી મહાવીરદેવને મરિચી ભવમાં એ વાતનો સાક્ષાત્કાર થયેલ છે અને શ્રી કલ્પસૂત્રમાં એ વાત પ્રતિવર્ષ શ્રવણ કરાય છે. તેથી સૂત્રમાં જે પ્રમાણે વચન હોય-જે અપેક્ષાથી વાત કહી હોય તે તરફ સતત લક્ષ્ય રાખી ભાષણ કરવું ઘટે. એને અનુસરતો માર્ગ ચીંધવો વ્યાજબી છે. કેવળ મતિકલ્પનાના ઘોડા દોડાવવામાં તો ભયંકર જોખમ છે. એનો પરિપાક તો પથ્થરની નાવ સમાન છે. જે પોતે ડુબે છે અને પોતાનો આશ્રય લેનારને પણ ડુબાડે છે. તેથી સૂત્ર અનુસારે તપ-સંયમ આદિ જે કોઇ કરણી કરાતી હોય તે જ લેખે સમજવી જુદી જુદી દિશાઓમાં--જાતજાતના પ્રરૂપકોદ્વારા થઇ રહેલા પ્રવચનોમાં કે ઊભા કરેલા પ્રલોભનોમાં જરાપણ મુંઝાયાં વગર મુમુક્ષુ આત્માએ આગમદ્રષ્ટિ નજર સન્મુખ રાખી પ્રયાણ ચાલુ રાખવું.

અનંતપ્રભુ અર્થાત્ ચૌદમા અનંતજિનનો અથવા તો પૂર્વે થયેલા અનંત અરિહંતોનો ભિન્નભિન્ન કાળે થયેલ ઉપદેશ પ્રાંતે એ જ સારમાં પરિણમે છે. યોગી આનંદઘન પણ કાયમી આનંદઘન રાજ્યની પ્રાપ્તિ સારુ એ જ માર્ગની ભલામણ કરે છે.

ચિત્ત પણ દુશ્મન નથી; ફક્ત તેમાં અગોચરે રહેલી દુર્વૃત્તિજ, તેના ચિત્તની પારાશિશિ છે. એ દુર્વૃત્તિને સતેજ ન કરતાં દાબથી ડારી રાખવી એ સર્વોત્તમ ધર્મ છે.

આ દુર્વૃત્તિ જ મનની વિકૃત જન્માવે છે. વિકૃતિ ઉત્પન્ન થયા પછી પણ ઉપાય હાથથી જતો રહેતો નથી. એક લેખક કહે છે કે વિકારોને સ્વેચ્છાપૂર્વક વહેવા દો; બીજા એક વિદ્વાન કહે છે કે વિકારોને દાબી દો અને એક ત્રીજા લેખક કહે છે કે વિકારોને વાળી લ્યો પરંતુ વિકારોને વાળતા પહેલાં તેને ધોઇ નાખ્યા હોય તો ઇચ્છીત શુભ પરિણામ હાથવેંતમાં જ રહેશે એમાં શક નથી.

આ વિકાર ઉપરનો વિજય એટલે સંયમ. ઇન્દ્રિયોનો સંયમ, એ સાથે શુધ્ધિકરણ એ અત્યારનો વૈજ્ઞાનિક ઉપચાર છે. અને આ વિકારો ઉપર વિજય મેળવવો હોય તો દમનનું પગલું આઘા જઇને પાછા પાડનારું છે. હિંસક પશુઓ પણ પ્રેમથી વશ કરી શકાય છે, તો મનુષ્ય તે કોણ માત્ર ? પ્રેમથી માણસ વશ થતો નથી એમ કોઇ કહે તો કહેવું પડે કે આ જગત ઉપર માણસો વસતા નથી. મનુષ્યને પ્રેમથી જીતવો દુર્ઘટ નથી. પ્રેમમાં વશીકરણ છે, મૈત્રીમાં પ્રેમ છે. દુશ્મનની પ્રત્યે પણ પ્રેમ નજરે જોવાથી એની દુશ્મનાવટનો ઉકાળો શમી જશે.

મનુષ્યના ષડ્રિપુઓનો આવેશ દૂધના ઉભરા જેવો છે. તેને સહેજ ઠંડા પાણીની ઝાલક મારશો કે: તે નીચે બેસી જશે; તેઓ લાંબો વખત સુધી ટકી શકતા જ નથી. અને એ વૃત્તિઓ વસ્રછીછરી છે, પાતાળફોડેરો તેમનો દયાવાસ નથી. એટલા જ માટે આવા દુશ્મનો સહેલાઇથી અંકુશિત થાય છે. પ્રેમ એ એનું એક માત્ર ઔષધ છે. સૌમ્યતા ધારણ કરી શાંતિ જાળવી રાખો. નમ્રતા દાખવીને પ્રેમનું નિર્મળ શીતળ જળ છાંટો એજ જરૂરી છે

પણ સર્વસામાન્ય બનાવો જોઈએ છીએ તો લાગે છે કે જ્યાં ને ત્યાં બળની સામે બળના અખતરાઓ થઇ રહ્યા છે. વજ્રે વજ્ર અથડાય તો શું પરિણામ આવે ? ત્રિભુવનવિનાશક વિદ્યુત્‌જવાળા જ એમાંથી પ્રગટે છે. બળથી લીધેલું કામ વ્યર્થ નીવડે છે, પરંતુ બળને સ્થાને કળને સ્થાપો અને જુઓ શું પરિણામ આવે છે તે. સોએ સો ટકા સફળતા મળ્યા વગર નથી રહેતી. જગતમાં ભલે બળ સર્વોપરી સાધન ગણાતું હોય, ભલે તે વિજય મેળવે છે એમ મનાતું હોય; પરંતુ તે વિજય ક્ષણિક છે; તેની અસર લાંબી ચાલતી નથી; દુશ્મન પૂરેપૂરો જીતી શકાતો નથી. દુશ્મનનો હૃદયપલટો થતો જ નથી. ચાવી દીધેલી કમાનની જેમ તે બીજી જ ક્ષણે છટકે છે; ચોટ ખાધેલા કાળા નાગની જેમ તે તરત ફુંફાડો મારશે. જગતમાં બળ, બળવાન કે બળવત્તર માનવીઓના રાક્ષસી કામોથી કાર્ય સાધી શકાતું નથી.

બળમાં નાશ છે; પ્રેમમાં સંજીવની છે. બળ દુશ્મનાવટ વધારનાર છે: પ્રેમ દુશ્મનાવટનું મારણ છે. બળ એ વ્યક્તિઓને જુદી કરી નાખે છે; પ્રેમ તેમનું સુખદ મિલન કરાવે છે. પ્રેમમાં આકર્ષણ છે, ઐક્ય સ્થાપવાની ચાવી છે. બળથી એક રીતે નૈતિક હાર પામવાનું છે; પ્રેમથી વિજયનો માર્ગ ખુલ્લો થાય છે. પ્રેમમાં નૈતિક વિજય છે. કલાપીએ અન્યોક્તિથી કહ્યું છે કે–'મૃગની પાછળ કલ્લોલ કરતું પક્ષી મેળવવું હોય તો તેને તીર મારીને મેળવી શકશો નહિ; તીરથી તો તેનો મૃતદેહ જ હાથ લાગશે.'

"સૌન્દર્યો વેડફી દેતાં, ના ના સુન્દરતા મળે;
સૌન્દર્યો પામતા પહેલાં, સૌન્દર્ય બનવું પડે."

આ તેની સુન્દર ભાવ દર્શાવતી પંક્તિઓ છે.

રાણી પદ્મિનીને પામવાને માટે અલ્લાઉદ્દીને ખુનરેજી ચલાવી, પણ પદ્મિની મળી ?

એક બીજું દષ્ટાંતઃ શત્રુવટ રાખી સિધ્ધરાજ જયસિંહે રાણકદેવીને કબજે કરવા આકાશ-પાતાળ એક કર્યાં; પરંતુ એ સિધ્ધરાજને રાણકના આત્માને બદલે, અરે ! તેના દેહને બદલે ફક્ત મળી સ્મશાનની રાખોડી જ. આત્માને તો અસુર પણ હણી કે જીતી શકતો નથી.

દુશ્મનની સામે દુશ્મન બનવાનું, હથિયારની સામે હથિયાર ખેંચવાનું પરિણામ કુરુક્ષેત્રનો પ્રથમ વિગ્રહ બતાવે છે. અને તેમાં જીતેલા પાંડવો સુખે રાજ્ય કરી શકયા ? એ જીતમાં પણ એક પ્રકારનો પરાજય રહેલો છે.

બળની સામે બળ અજમાવવા જતા હિન્દુસ્તાનમાં હિન્દુપત જીતનાં સ્મશાનો વચ્ચે જ સુતું. સો સો સામંતો છતાં પીથલનો (પૃથ્વીરાજનો) વિજય સંયુક્તાની ચિતામાં જ પોઢયો.

ઇસુ ખ્રિસ્ત કહે છે–Love thy neighbour–તારા પડોશી સાથે પ્રેમથી હળીમળીને રહે. તદુપરાત પણ ખ્રિસ્તે કહ્યું છે કે–જો કોઇ તારે એક ગાલે તમાચો મારે તો તું તારો બીજો ગાલ ધરજે. સામા માણસની હિંમત કયાં સુધી ચાલે ? આ સહનશીલતામાં જ વિજય રહેલો છે. To forgive is divine–ક્ષમા આપવી એ દૈવી ગુણ છે પ્રેમ એક જ તત્ત્વ એવું છે કે જે આપણને સહનશીલતા ને ક્ષમાવૃત્તિ શીખવે છે. પ્રેમ એ જ જગત સમસ્તનો–વિશ્વનો જીવન-મંત્ર છે.

પ્રેમથી વિજય મેળવવાનું એક દષ્ટાંત. એક વાર એક લોઢાના કટકાને જીતવાને માટે કેટલાક બળુકા અણીદાર હથિયારો વચ્ચે હરીફાઇ જામી. પ્રથમ આવ્યો ઘણઃ ધડાક કરતો તેણે એક ફટકો લગાવ્યો ત્યાં તો હાથામાંથી તે છુટો થઇ દૂર ગબડી પડયો. બીજી આવી કુહાડી. એક ઘા, અને તેની પાણીદાર ધાર ખરી પડી. ત્રીજી આવી કરવત. પણ તેનાં એકે દાંતા સાજા ન રહ્યા. એમ સૌ પછી છેવટે આવ્યો અગ્નિ. તેણે પ્રેમજ્વાળાથી લોઢાના કટકાને વીંટી લીધો અને તે ધીમે ધીમે તેમાં ઓગળી એકરસ બની ગયો.

પણ માનવસ્વભાવ જ અવળચંડો છે. તે જેવાની સાથે તેવો થઇ બેસે છે. કોઇ વેંત નમે તો તે હાથ નમે છે; પણ કોઇ એક તમાચો લગાવે તો તે સામા ચાર લગાવી દે છે. કોઇ એક ગાળ દે તો તે સામી છ ચોડી દેતા અચકાય નહિ. માણસનો મૂળ સ્વભાવ પાણીની જેમ નીચાણમાં જવાનું પસંદ કરે છે, પરંતુ જીવન એટલે મંથન, સુવૃત્તિ, દુર્વૃત્તિને ગજગ્રાહ ( સતત વિગ્રહ ). જીવનને આદર્શ તરફ દોરવું અને તે આદર્શ આકાશના તારા જેટલો ઉન્નત હોવો જોઇએ. મનુષ્ય પોતાની દષ્ટિ જેમ ઊંચી રાખે તેમ તેને તે વધુ લાભદાયી થશે.

કહે છે કે હિન્દુસ્તાનને પશ્ચિમે જીત્યું, પણ આ તો ભૌતિક જીત છે. હિન્દુસ્તાને તેનાં પર ઓછો વિજય નથી મેળવ્યો ! દેખીતી રીતે રોમે ગ્રીસને જીતેલું પણ ખરું જોતાં તો ગ્રીસે જ રોમને જીત્યું હતું. કેવી રીતે ? ગ્રીસની સંસ્કૃતિ, કલા, સાહિત્ય રોમન પ્રદેશે ફરી વળ્યાં. આવી જ રીતે હિન્દુસ્તાન ઉપર આક્રમણ કરનારાઓને હિન્દુસ્તાને ઉદારતા દાખવી પોતાનામાં સમાવ્યા છે, પોતાના કર્યા છે અને એમ કરતાં વ્યાપક એવો નૈતિક, સાંસ્કારિક, અભૌતિક વિજય મેળવ્યો છે. આર્યાવર્તના ધર્મ ભાવના, નીતિ સિધ્ધાંતો, ગહન તત્ત્વચિંતનો બીજા એકે દેશે નહિ મળે. દૃઢતા,

(લેખક: જૈન)

# છાત્રાલયો

કેળવણીના ચાલુ જમાનામાં, જ્યારે કેળવણીમાં રસ લેતા, જુદા જુદા પ્રકારે કેળવણીની આવશ્યકતા સ્વીકારી તેનો વધુ પ્રમાણમાં લાભ કેમ લેવાય, તે સંબંધી યથાશક્તિ કોશેસો દરેક કોમ યા તો જ્ઞાતિ કરી રહેલી છે તેવે વખતે કેળવણીને લગતી થતી પ્રગતિમાં બોર્ડિંગો અથવા છાત્રાલયો પણ અગત્યનો ભાગ ભજવે છે તે ભૂલી જવા જેવું નથી. કેળવણીનો વિચાર કરતી વખતે આવી જાતના બોર્ડિંગ હાઉસો કેવી રીતે જન-સમાજને ઉપયોગી થઇ પડે છે તે વિચાર કરવાનું કાર્ય પણ ઘણું જ જરૂરી છે, કારણ કે આપણી કોમના મધ્યમ અને સાધારણ સ્થિતિનો મોટો ભાગ આવી સંસ્થાઓ મારફતે કેળવણી લે છે; એટલે ભવિષ્યની પ્રજાનો શહેરી તરીકે થવાનો સઘળો આધાર આવા કોમના યુવાનોથી લેવાતી કેળવણી ઉપર હોવાથી આવી સંસ્થાઓનો પણ વિચાર કર્યા વિના આપણને ચાલે તેમ નથી; કારણ કે ગામડામાં પ્રાથમિક શિક્ષણનું સાધન હોવાથી શરૂઆતની કેળવણી લઇ શકાય છે પરંતુ આગળ અભ્યાસનું સાધન નહિ હોવાથી, ગામડાઓના આપણા ભાઇઓને પોતાના બાળકોને શહેરમાં તથા કેળવણીનું સાધન હોય છે ત્યાં મોકલવા પડે છે. શહેરના બાળકોને રહેવા તથા ખાવાપીવાનો ખર્ચ અતિશય બોજારૂપ થવા છતાં બાળકોને જોઇએ તેવો ખોરાક અને જોઇએ તેવી સગવડતાવાળા સ્થળો મળી શકતા નથી. વળી પોતાના વતનમાં જેમ તેમની સંભાળ રાખનાર મા-બાપો હોય છે તેમ શહેરમાં તેમની સંભાળ રાખનાર કોઇ મળે નહિ. પરિણામે બાળકો શહેરની લાલચોમાં ફસાય છે અને અભ્યાસ કરવાને બદલે આડે રસ્તે ચડી જવાનો સંભવ રહે છે. આવા કારણોને લીધે જ્યાં વિદ્યાર્થીઓને ઓછા ખર્ચે સારી રીતે રહી શકે તે માટે છાત્રાલયો અથવા યોગ્ય બોર્ડિંગોની અનિવાર્ય જરૂરીઆત છે. મોટા શહેરોમાં ઘણીખરી જ્ઞાતિ અથવા કોમોની આવી સંસ્થાઓ હૈયાતિમાં આવેલ છે; અને આવી રીતે થએલ સગવડોથી વિદ્યાર્થીઓની ઉપર દર્શાવેલ અગવડો દૂર થઇ શકે છે; એટલું જ નહિ પણ બીજા ઘણા લાભો આપે છે. સ્કુલની કેળવણીમાં તો ફક્ત માનસિક અને જરૂરીઆતી વ્યવહારિક કેળવણી મેળવી શકાય છે ત્યારે બોર્ડિંગોમાં તેમને

---

સહિષ્ણુતા અને પ્રેમભાવે દરેક ઉપર વશીકરણની જાળ પાથરી છે.

જે જે સંસ્કૃતિઓએ આપણી પર આક્રમણ કર્યું છે તેણે આર્યાવર્તની જગત પાવનકારિણી જાહ્નવીમાંથી પીવાય એટલું જળપાન કર્યું છે ને તરસ છીપાવી છે. હિન્દ ઉપર ચડી આવનારા દરેકને હિન્દે શત્રુ નથી ગણ્યા; તેઓ શત્રુભાવે આવેલા પણ આવ્યા પછી મૈત્રિભાવે જ રહેતા આવ્યા છે.

આવી રીતે નિઃસ્વાર્થવૃત્તિ વગર, આત્મ-ત્યાગ વગર, ઔદાર્ય વગર, પ્રેમ ભાવના-બંધુત્વની ભાવના જાગ્રત થતી નથી અને પ્રેમ ભાવના જાગ્રત થાય કે તરત મનુષ્ય અને દુશ્મન તો શું પણ પશુઓ પણ દિલોજાન મિત્ર થઇને રહે છે. કહેવાય છે કે રજપૂતની શત્રવટ ફક્ત રણમેદાન સુધી જ હતી; પછી તે કોઇનો દુશ્મન ન હતો. માનવધર્મનો એ આ સિધ્ધાંત આર્યાવર્ત્ત જગતને આજ આપી રહ્યું છે.

શારીરિક અને નૈતિક કેળવણી આપી તેમની શક્તિઓનો વિકાસ કરે છે. જે માબાપો જાતે જ અજ્ઞાન હોય તે કેળવણીની બાબતમાં બાળકોને ભાગ્યેજ મદદગાર થઇ શકે છે. જ્યારે આવી સંસ્થાઓમાં વસનારા નિરંતર અભ્યાસનાં વાતાવરણમાં રહેતા હોવાથી તેમના શિક્ષણમાં ઘણી જ સહાય મળે છે. આવી સંસ્થામાં રહેનારનું ધ્યાન સંસારની અન્ય પ્રવૃત્તિઓથી દૂર રહે છે અને અનેક વિદ્યાર્થીઓના પરસ્પર સહવાસથી પોતાના જ્ઞાનમાં વધારો કરી શકે છે. હુશિયાર બાળકો નબળાને શિક્ષણ આપી આગળ વધારવા મદદ કરે છે.

વિદ્યાર્થીઓ સાથે રહી અભ્યાસ કરે અને પોતાનું જીવન આવી સંસ્થાઓમાં પસાર કરે તેમાં અનેક જાતના લાભો સમાયેલ છે. તેઓની માનસિક શક્તિ કેળવવા માટે શાળાઓમાં ઘણો જ ટૂંક સમય મળતો હોવાથી પરીક્ષા પસાર કરવા પૂરતોજ અભ્યાસક્રમ ગોઠવવામાં આવે છે જ્યારે આવા સ્થાનોમાં માનસિક ઉપરાત શારીરિક અને ધાર્મિક અભ્યાસનો પણ પ્રબંધ કરવામાં આવેલ હોવાથી આવી સંસ્થાઓ ખાસ ઉપયોગી છે. આ ઉપરથી એમ જણાય છે કે દિનપ્રતિદિન કેળવણી એટલી બધી મોંઘી થતી જાય છે કે સામાન્ય અને મધ્યમ વર્ગને તો શું પરંતુ લક્ષ્મીને પોતાનું ધ્યેય માનનારા જૈન શ્રીમંતોને પણ પોતાના બાળકોને કેળવણી આપવા સારુ આવી સંસ્થાઓની શોધ કરવી પડશે; એટલા જ માટે આવી જાતના છાત્રાલયોની આવશ્યકતાનો પ્રશ્ન ઘણો જ મહત્ત્વનો છે.

દિલગીરીની વાત તો એટલી જ છે કે આપણા કેળવાયેલ વર્ગનું આવી સંસ્થાઓની વ્યવસ્થા તરફ જોઇએ તેવું લક્ષ દોરાયું નથી તેથી આજની જૈનામાં જૂની ગણાતી બોર્ડિંગો અથવા છાત્રાલયો હજુ સુધી પગભર થઇ શક્યા નથી, જો સમાજના કેળવાએલ તથા શ્રીમંત વર્ગની આવી સંસ્થાઓ તરફ કૃપાદૃષ્ટિ હોય તો, અત્યારસુધી સંસ્થાઓને નિભાવફંડ માટે સમાજ પાસે હરહંમેશ માંગણી કરવી પડે છે તેવો વખત રહે નહિ. ઉપર પ્રમાણે સ્થિતિ હોવા છતાં દિનપ્રતિદિન આવી જાતની બોર્ડિંગોની આવશ્યક્તા સ્વીકારનારાઓની સંખ્યા વધતી જ જાય છે અને નવા નવા સ્થળોમાં બોર્ડિંગો ખુલ્લી મૂકવા જવાના સમાચારો સાંભળીએ છીએ. આવી સંસ્થાઓની આવક જે થાય તે તેના બીજરૂપે હોવાથી ફંડો ઊભા કરવામાં આવે છે, પરંતુ આવી રીતે કેળવણીના પ્રચારાર્થે દાન કરનારા શ્રીમંતો ઘણે ભાગે કેળવણીથી અજ્ઞાન તેમજ વ્યાપારીદૃષ્ટિથી જોનાર હોવાથી આવી સંસ્થાઓમાં જે પ્રકારની કેળવણીની દૃષ્ટિ આવવી જોઈએ અથવા તો આદર્શ સંસ્થા ગણાવી જોઇએ તેવી ગણતરીઓમાં આવી શકતી નથી; અને તેથી જ કરીને પુષ્કળ દ્રવ્ય સામગ્રી હોવા છતાં, અને બાહ્ય દેખાવ પણ ગમે તેવો કરવામાં આવતો હોવા છતા, આવી સંસ્થાઓ કેળવણીની બાબતમાં પછાત રહી છે અને આવી સ્થિતિમાંથી કયારે બહાર આવશે તે જ જોવાનું રહે છે. આવી જાતની બોર્ડિંગો કે ઠેકાણે જુદા જુદા ગામોના સેંકડો વિદ્યાર્થીઓ સાથે રહી શિક્ષણ લે તેનો હેતુ શું હોવો જોઇએ? તે ખાસ વિચારવા લાયક પ્રશ્ન છે. આવી સંસ્થાઓ મારફત શિક્ષણ લેવાનો મુખ્ય ઉદ્દેશ દરેક વિદ્યાર્થીને લગતા ચારિત્રવિકાસનો હોવો જોઇએ. પછી ભલે આ મુખ્ય હેતુની સાથે બીજા નાના મોટા હેતુઓ હોય. જો કુમળી વયમાં વિદ્યાર્થીનું ચારિત્ર બંધાય તો કુદરતી રીતે ભવિષ્યમાં તેઓને માથે આવતી ગમે તેવી ફરજો હોય તો તે વ્યાજબી રીતે બજાવી શકે તે બનવાજોગ છે. કેળવણી લેવાનો પણ મુખ્ય ઉદ્દેશ એ હોવો જોઇએ કે પોતાની

જાત તરફ, કુટુંબ તરફ અને દેશ તરફ પોતાનું કર્તવ્ય બરોબર રીતે અદા કરી શકે અને તે ફક્ત આવી સંસ્થાઓ મારફત થઇ શકે છે. જો આવી જાતનો ઉદ્દેશ સિધ્ધ કરવા કોઇ પણ સંસ્થા પ્રયત્ન ન કરે તો એ સંસ્થાની ઉપયોગીતા રહેતી જ નથી. આપણી ઘણીખરી સંસ્થાઓમાં આ વિચાર લક્ષબહાર રહી જતો હોવાથી જ આવી બોર્ડિંગો જેવી જોઇએ તેવી પ્રગતિ કરી શકતી નથી.

**સેવા, સંયમ અને સ્વાશ્રય** એ વિદ્યાર્થીઓના જીવનનો વિકાસ થવા માટે આવી સંસ્થાઓમાં મુખ્ય મંત્રો તરીકે હોવા જોઇએ અને જ્યારે આવી ત્રણે બાબતોની બરોબર સિધ્ધિ થઇ શકે ત્યારે જ સંસ્થાનું કાર્ય સફળ થાય તેટલા માટે આવી જાતની વ્યવસ્થા કરી આપવી એ બોર્ડિંગોના સંચાલકોનું ખાસ કર્તવ્ય છે.

છાત્રાલયો સ્થાપનારાઓનો મૂળ હેતુ વિદ્યાર્થીઓ સારા થાય અને ચારિત્રવાન થાય તેવી શુભ ભાવના સહિત જ હોય છે, પરંતુ તે ભાવના ઉપર જોઇએ તેવું લક્ષ આપવામાં આવતુ હોય તે શંકા ભરેલું છે, કારણ કે આવી જાતની બોર્ડિંગોની વ્યવસ્થા રાખવા માટે અને ચારિત્ર વિકાસના ઉદ્દેશની સિધ્ધિ માટે સંસ્કારી માણસની દેખરેખનીચે એ સંસ્થા મૂકવી એ વિચાર સરખો પણ ભાગ્યેજ આવતો હોય છે. આવી બોર્ડિંગોની વ્યવસ્થા પ્રાયે કરીને શ્રીમંતોના હાથમાં જ હોયછે અને તેઓ મોટે ભાગે વ્યાપારી લાઇનના હોવાથી ઘણે ભાગે જેવા જોઇએ તેવા કેળવાએલ સત્તાધિકારીના હાથમાં આવી સંસ્થાઓનો કારોબાર હોતો નથી; છતાં હિસાબ, રોજમેળ, વીઝીટ બુક, ડેડ સ્ટોક વગેરે વગેરે બાબતોની ચોખવટ હોય છે તે પણ સંસ્થાની કાર્યવાહીને અંગે ખાસ ઉપયોગી અને જરૂરીઆતવાળી બાબત છે એમ સ્વીકારતા અને ગમે તેવો બાહ્ય આડંબર ક્ષણિક મુલાકાતે આવનારાઓની દૃષ્ટિ અને ફંડની રકમ મેળવવાની આતુરતાએ થતાં પ્રયત્નો ગમે તેવા હોય છતાં કેળવણીની આવી સંસ્થાની પાછળ જે દૃષ્ટિ ( Spirit ) કાર્ય કરતી હોય તે દૃષ્ટિની જ કિંમત છે તેટલા માટે બાહ્ય સ્વરૂપની દૃષ્ટિની પાછળ પોતે જાતદેખરેખ રાખી શકે અને બીજાના જીવનમાં તે દૃષ્ટિ ઉતારી શકે તેવા માણસોની દેખરેખ નીચે આવી બોર્ડિંગો મૂકાય તો જ સંસ્થાની હૈયાતીની કાંઇક કિંમત છે. બાકી તો ફંડ હોય અને સંસ્થા નિભાયા કરતી હોય તેથી તે આદર્શ છે તેમ માનતાં હરકોઇનું મન અચકાય એ સ્વાભાવિક છે, તેથી સંસ્કારી માણસોના જ અને સંચાલકોના હાથ નીચે આવા ખાતા મૂકાવા જોઇએ.



લે. પંન્યાસ શ્રી સમુદ્રવિજયજી મહારાજ.

## વર્તમાન યુગના અજોડ કેળવણીપ્રચારક-નવયુગપ્રવર્તક જૈનાચાર્ય

# શ્રીમદ્વિજયવલ્લભસૂરીશ્વરજી મહારાજ.

પૂજ્યપાદ આચાર્ય મહારાજ શ્રીમદ્વિજયવલ્લભસૂરીશ્વરજી મહારાજનો જન્મદિવસ મહોત્સવ કા. શુ. ૨ તા. ૧ લી નવેમ્બરના શુભ દિવસે ગુજરાવાલા આદિ શહેરોમાં ઉજવવામાં આવનાર છે તેને અંગે આ ઉપકારી મહાપુરુષનું જીવનવૃત્તાંત સંક્ષિપ્તમાં અત્રે રજૂ કરવામાં આવે છે.

જિનશાસન-ગગનાંગણમાં જે સૂરિપુંગવો ઝળહળી રહ્યા છે તેમાં આચાર્ય શ્રીમદ્વિજયવલ્લભસૂરીશ્વરજી મહારાજ સમાજ ઉપરના અનેક ઉપકારો કરવા વડે પ્રકાશમાન છે.

સૂરિપુંગવ **શ્રી વિજયવલ્લભ**સૂરિજી મહારાજ શુદ્ધ ચારિત્રપાત્ર, બાળબ્રહ્મચારી, શાસનપ્રભાવક, કેલવણીપ્રચારક, અનેક ગામોમાં જિનાલયો, વિદ્યાલયાદિ સ્થાપન કરાવનાર, સેંકડો જૈનેતરને જૈન બનાવનાર, રાજામહારાજાઓને ધર્મોપદેશ આપનાર, ઉગ્ર વિહારી ગુરુભક્ત, ન્યાયામ્ભોનિધિ જૈનાચાર્ય શ્રીમદ્વિજયાનંદસૂરિજી મહારાજના બાદ પંજાબ દેશમાં જૈનધર્મનો ઝંડો ફરકાવનાર આ પ્રતાપી પુરુષ છે.



જૈનાચાય શ્રીમદ્વિજયવલ્લભસૂરીશ્વરજી મહારાજ

આપણા ચરિત્રનાયકનું ચારિત્ર એટલું તો વિશુદ્ધ-નિર્મળ છે કે દર્શન કરનાર ભાવિકનું મન પ્રસન્ન થઈ જાય છે. આચાર્ય મહારાજનું સંપૂર્ણ ચરિત્ર આલેખવાની વાત મારી શક્તિ બહારની વાત છે; પરંતુ ૧૯૯૭ ના કા. સુદ ૨ તા. ૧ લી નવેમ્બર અને ૧૯૪૦ ના માંગલિક દિવસે આપણા ચરિત્રનાયક ૭૦ વર્ષ પૂરા કરી ૭૧ માં વર્ષમાં પ્રવેશ કરે છે, તેમના ભક્તજનો આ શુભ દિવસ ઠેર ઠેર ઉજવે છે. આ શુભ પ્રસંગે ભાવિકો આપણા ચરિત્રનાયક સૂરિજી મહારાજનું જીવનચરિત્ર વાંચી આત્માને નિર્મળ બનાવે એવા આશયથી સંક્ષિપ્તમાં આલેખવા મારો વિચાર છે.

વિસ્તારથી જાણવાની જિજ્ઞાસાવાળાઓને આદર્શ જીવન, કલિકાલકલ્પતરુ હિન્દીમાં અને ગુજરાતીમાં પ્રકટ થયેલ ગ્રંથો વાંચી જવા ખાસ ભલામણ કરું છું.

## જન્મસ્થાનાદિ.

આ પ્રતાપી પુરુષનો જન્મ ગરવી ગુજરાતની રાજધાની, શ્રી આત્મારામજી મહારાજના સમુદાયનું મુનિસંમેલન ભરવાનું અને આત્માનંદ જન્મશતાબ્દિ મહોત્સવ ઉજવ્યાનું તેમજ જેમાં પ્રવર્ત્તક શ્રી કાંતિવિજયજી મહારાજ તથા શાંતમૂર્તિ શ્રી હંસવિજયજી મહારાજ જેવા સાધુરત્નો જન્મ્યા છે એવા વીરક્ષેત્ર વડોદરા શહેરમાં વીશાશ્રીમાળી જાતિના પુણ્યાત્મા શેઠ દીપચંદભાઇની ધર્માત્મા ધર્મપત્ની શ્રીમતી ઇચ્છાદેવી(બાઇ)ની શુભ કુક્ષીથી વિક્રમ સંવત ૧૯૨૭ ના કા. શુ. ૨ શુભ દિવસે શુભ ચંદ્રમા અને નક્ષત્રના યોગમાં થયો હતો, માતાપિતાએ એમનું નામ **છગનલાલ** રાખ્યું: **કોને ખબર છે કે આજનો આ છગનલાલ ભાવિમાં જગતપૂજ્ય ન્યાયામ્ભોનિધિ જૈનાચાર્ય શ્રીમદ્વિજયાનંદસૂરીશ્વરજી મહારાજની જમણી ભૂજા બની એઓશ્રીજીના પટ્ટધર થઇ પંજાબમાં ધર્મરક્ષક થઇ જૈનધર્મની ધ્વજા ફરકાવશે.**

છગનલાલની અભ્યાસ લાયક ઉમર થતાં નિશાળમાં ગુજરાતી આદિનો અભ્યાસ કરવા લાગ્યા. નવ વર્ષની ઉમર થતા પિતાનો અને ૧૧ વર્ષની ઉમર થતાં માતાનો વિયોગ થઇ ગયો જેથી છગનલાલને સંસાર અસાર ભાસવા લાગ્યો અને વૈરાગ્ય થયો; કેમકે માતા ઇચ્છાદેવીએ પોતાના લઘુપુત્ર છગનલાલના હૃદયમાં પહેલાથી ધાર્મિક સંસ્કારો નાંખી મજબૂત કરી દીધા હતા. મુનિશ્રી ચંદ્રવિજયજીના સંસર્ગથી આપણા ચરિત્રનાયક છગનલાલની વૈરાગ્યભાવના વધી અને દીક્ષા લેવાનો સંકલ્પ થયો.

## શ્રી ગુરુદેવનો મેલાપ.

દરમ્યાન સદ્ભાગ્યે એ સમયે ન્યાયાંભોનિધિ જૈનાચાર્ય શ્રીમદ્વિજયાનંદસૂરીશ્વરજી ( આત્મારામજી ) મહારાજનું વડોદરા શહેરમાં પધારવું થયું. એઓશ્રીના ઉપદેશામૃતનું પાન કરી છગનલાલનું મન ઉલ્લસિત થયું. એને જૈનેશ્વરી દીક્ષા લેવાની ઉત્કટ ભાવના થઇ.

એક દિવસે વ્યાખ્યાન થઇ રહ્યા પછી બધા શ્રોતાઓ ચાલ્યા ગયા છતાં છગનલાલને ઉપાશ્રયમાં શાંત ચિત્તે ચુપચાપ ઊભેલા જોઇ શ્રી ગુરુદેવે પૂછ્યું કે–કેમ ભાઇ, તમો કેમ ઊભા રહ્યા છો કંઇ કામ છે કે? વિનીતભાવે છગનલાલે જવાબ આપ્યો કે–'**ગુરુદેવ મારે ધન જોઇએ છે.**' ગુરુદેવે કહ્યું: '**તમારે ધન જોઇએ તો કોઇ શેઠીયાને આવવા દો.**' **છગનલાલ હસીને શ્રી ગુરુદેવના ચરણને પકડી બોલ્યા કે–'ગુરુદેવ, મારે તો આ નશ્વર સંસારની વૃદ્ધિ કરવાવાળા ધનની જરૂર નથી, મને તો અખંડ શાશ્વત આત્મિક ધન જોઇએ છે તે આપો.'** મહારાજશ્રી છગનલાલનો આશય સમજી ગયા અને સ્મિત વદને કહ્યું: ' ભાઇ, શાશ્વત ધનની જરૂર છે તો વડીલ બંધુની આજ્ઞા મેળવો.'

## આજ્ઞા અને દીક્ષા.

ગુરુદેવ કેટલાક દિવસ પછી વડોદરાથી વિહાર કરી ગયા અને શ્રી હર્ષવિજયજી મહારાજ તબીયતના કારણે વડોદરા રોકાઇ ગયા હતા, તે પણ તબીયત સુધર્યા પછી અને છગનલાલ પણ વડીલ બંધુની આજ્ઞા લઇ સાથે જ ચાલી નીકળ્યા. થોડાક દિવસ પછી શેઠ ખીમચંદભાઇ ( છગનલાલના મોટાભાઇ ) પોતે જાતે

જઇ છગનલાલને પાછાં વડોદરા લઇ ગયાં અને સંસારની મોહજાળમાં ફસાવવા લાગ્યા, પણ છગનલાલ સંસારમાં ફસાયા નહિં. ખીમચંદભાઇ છગનલાલને દુકાને બેસાડી કયાંક જતા ત્યારે છગનલાલ વેપારધંધો કરવાને બદલે ગલ્લામાંથી પૈસા વિગેરે લઇ ગરિબોને આપી દેતા. અંતમાં છગનલાલ મહારાજશ્રી પાસે પાલીતાણે પહોંચી ગયા અને પોતાનો અભ્યાસ ચાલુ કર્યો.

ચાતુર્માસ પછી શ્રી ગુરુદેવ વિહાર કરી રાધનપુર પધાર્યા. છગનલાલ પણ મહારાજશ્રીજીની સાથે રાધનપુર પહોંચી, એક પત્ર પોતાના વડીલ ભાઇ ખીમચંદભાઇને લખી જણાવ્યું કે મારી દીક્ષા થવાની છે માટે આપ જલદી પધારો. આ પત્ર પહોંચતાં જ ખીમચંદભાઇ રાધનપુર પહોંચ્યા અને તપાસ કરતાં જણાવ્યું કે છગનલાલે છાનોમાનો મહારાજશ્રીજીને પૂછ્યા વિના જ પત્ર લખ્યો હતો. ખીમચંદભાઇએ કોઇપણ રીતે છગનલાલ ફસાશે નહી એમ જાણી શ્રી ગુરુદેવ આત્મારામજી મહારાજને વિનંતિ કરી કે આપ ખુશીથી છગનને દીક્ષા આપો. છગનલાલને **પણ મીઠા સ્વરે કહ્યું કે-ભાઇ, ખુશીથી દીક્ષા લે. આપણા કૂળને દીપાવજે. શાસનનો સાચો સુભટ બની શાસનની રક્ષા કરજે. જૈન ધર્મનો ઝંડો ફરકાવજે. પરિષહોને સહન કરી શ્રી ગુરુદેવની ચરણોપાસના કરી આત્મકલ્યાણ કરજે.**

વિ. સં. ૧૯૪૩ના વૈશાખ શુદિ ૧૩ના શુભ દિવસે ઘણી જ ધામધૂમથી ન્યાયામ્ભોનિધિ જૈનાચાર્ય શ્રીમદ્વિજયાનંદસૂરીશ્વરજી (આત્મારામજી) મહારાજે છગનલાલને દીક્ષા આપીને પોતાના પ્રિય શિષ્ય મુનિરાજ શ્રી હર્ષવિજયજી મહારાજના શિષ્ય બનાવી **મુનિ શ્રી વલ્લભવિજયજી** નામ રાખ્યું, કેમકે એઓ પોતે વિનય, બુધ્ધિ, ધર્મભાવના આદિ ગુણોથી સૌને પ્રિય (વલ્લભ) થઇ પડ્યા હતા. આથી અને ભવિષ્યમાં મહદ્ કાર્યો કરી જગતને વલ્લભ થશે એમ જાણીને જ ગુરુદેવે આ સાર્થક નામ રાખ્યુ. હવેથી છગનલાલને આપણે મુનિશ્રી વલ્લભવિજયજી મહારાજના નામથી ઓળખીશું. આ દીક્ષા મહોત્સવને હજી સુધી રાધનપુર યાદ કરે છે.

## ગુરુસેવા અને વિદ્યાધ્યયન.

મુનિ શ્રી વલ્લભવિજયજી મહારાજ જન્મથી જ સસ્કારસંપન્ન હોવાથી એમનામાં વિનય, લઘુતા, નમ્રતા, ક્ષમા આદિ શિષ્ય યોગ્ય ગુણો પ્રાપ્ત થઇ ચૂકયા હતા. સમર્થ મહાપુરુષ ન્યાયામ્ભોનિધિ જૈનાચાર્ય શ્રીમદ્વિજયાનંદસૂરીશ્વરજી (આત્મારામજી) મહારાજ જેવા ગુરુદેવની સેવામાં ઓતપ્રોત થવાથી એમનામાં મહાપુરુષને લાયક ગુણો પ્રાપ્ત થવા લાગ્યા અને શ્રી ગુરુદેવની કૃપાથી વ્યાકરણ, કાવ્ય, કોષ, અલંકાર, સાહિત્ય અને પ્રકીર્ણ ગ્રંથ તેમ જ આગમ આદિ તેમ જ સ્વ અને પર શાસ્ત્રોનું અધ્યન કરી વિદ્યાઓ પ્રાપ્ત કરવા લાગ્યા.

## શ્રી ગુરુદેવની સાથે પંજાબમાં.

ગુરુકૃપાથી વિદ્વત્તા પ્રાપ્ત કરી શ્રી ગુરુદેવને હરએક કાર્યમાં સહાયક થવા લાગ્યા. ગુરુદેવ પણ પોતાના પ્રિય પ્રશિષ્યની વિદ્વત્તા, કાર્યદક્ષતા વાક્ચાતુર્યતા, સહનશીલતા, વિનય ઇત્યાદિ ગુણોથી પ્રસન્ન થઇ પોતાનો કાર્યભાર એમને સોંપ્યો, અને મુનિ શ્રી વલ્લભવિજયજી મહારાજે પણ ગુરુદેવના સોંપેલા કાર્યભારને બરોબર ઉઠાવી લીધો.

## ગુરુવિરહ.

શ્રી ગુરુદેવ વિચરતાં વિચરતાં ઘણા સમય પછી ગુજરાનવાલા પધાર્યા. અહીં ભાવિકો અનેક પ્રકારના શુભ કાર્યો કરવાના મનોરથો સેવી રહ્યા હતા, પણ કોઇને ય સ્વપ્નમાં ખ્યાલ ન હતો કે આ અમારા મનોરથો અમારા મનમાં જ રહી જશે. ભાવિભાવ બનનાર હશે તેથી સં. ૧૯૫૨ના જેઠ શુદ સાતમની મધ્યરાત્રિએ શ્રી ગુરુદેવ શ્રીમદ્ વિજયાનંદસૂરીશ્વરજી મહારાજ અચાનક સ્વર્ગે સિધાવી ગયા. આથી જૈન સમાજમાં હાહાકાર મચી ગયો. આપણા ચરિત્રનાયકને ગુરુવિરહનો જે આઘાત થયો તે તો એઓ જ જાણે, પણ જ્ઞાનબલ અને ધૈર્યબલથી એ આઘાતને સમતાભાવે સહન કરી પંજાબ શ્રી સંઘને શાન્તવન આપી, શ્રી ગુરુદેવનું નામ અમર રહે અને પંજાબ શ્રી સંઘની ઉન્નતિ થતી રહે એવી યોજનાઓ ઘડી કાઢી અને શ્રી સંઘની સમક્ષ મૂકી.

## યોજનાઓ.

૧. શ્રી ગુરુદેવના નામનો આત્મ સંવત ચલાવવો.

૨. શ્રી ગુરુદેવનું સમાધિ-મંદિર અહિં બનાવવું.

૩. શ્રી ગુરુદેવના નામની પ્રત્યેક ગામમાં શ્રી આત્માનંદ જૈન સભાઓ, પાઠશાળાઓ, કેળવણી સંસ્થાઓ આદિ સંસ્થાપન કરવી.

૪. શ્રી ગુરુદેવના નામનું કોઇપણ પત્ર જૈન સમાજની સેવા માટે પ્રકાશિત કરવું.

૫. પાઇ ફંડ ચાલુ કરવું અને શ્રાવક-શ્રાવિકા-ક્ષેત્રને તેવડે ઉન્નત બનાવવું.

આ યોજનાઓને પંજાબ શ્રી સંઘે સહર્ષ વધાવી લીધી અને બધી અમલમાં મૂકી; શ્રી આત્મ સંવત બરોબર ચાલી રહ્યો છે. ગુજરાંવાલામાં શ્રી ગુરુદેવનું સમાધિમંદિર દેવભુવન સમાન શોભી રહ્યું છે અને ઠેર ઠેર શ્રી ગુરુદેવની પ્રતિમા અને ચરણપાદુકાઓ સ્થાપન થઇ ચૂકી છે. પંજાબના દરેક ગામ-નગરમાં શ્રી આત્માનંદ સભા, પાઠશાળા, સ્કુલ, લાયબ્રેરી વિગેરે ચાલી રહેલ છે; તેમજ મારવાડ, ગુજરાત, કાઠિયાવાડ, દક્ષિણાદિ પ્રાંતોમાં પણ ગુરુદેવના નામની સંસ્થાઓ ચાલી રહેલ છે. શહેર ભાવનગરમાં તો તરતજ ગુરુદેવના ભક્તોએ તેઓશ્રીના નામની સંસ્થા સ્થાપન કરી, જે અત્યારસુધી ચાલતાં દરેક પ્રકારે ઉન્નતિ પામતી જાય છે. લાહોરથી બાબુ જશવંતરાય જૈને શ્રી આત્માનંદ પત્રિકા કાઢી વર્ષો સુધી સેવા કરી. કમનસીબે પછી બંધ પડી ગઇ. એના પછી શ્રી આત્માનંદ જૈન ટ્રેકટ સોસાયટી-અંબાલામાં સ્થાપન થઇ અને હિંદિમાં સુંદર સુંદર ટ્રેકટો કાઢી હિન્દી ભાષાભાષીઓની સેવા કરી. શ્રી આત્માનંદ પ્રકાશ આદિ માસિકો પ્રગટ થયાં. પાઇ ફંડમાંથી અનેક વિદ્વાનો તૈયાર થયા.

## વાદવિવાદ અને ઉપદેશશક્તિ.

શ્રી ગુરુદેવના સ્વર્ગ સિધાવ્યા પછી વાદવિવાદ કરવા આવનાર સાથે ધર્મ સંબંધી વાતચીત કરવી સાધુઓને પઠનપાઠન કરાવવું, શ્રી સંઘની સારસંભાળ લેવી, શ્રી જૈન ધર્મ ઉપરના આક્ષેપોનો રદીયો આપવો વિગેરે સર્વ ભાર આપણા ચરિત્રનાયક ઉપર આવી પડયો. આપણા ચરિત્રનાયક તો પહેલેથી જ ગુરુકૃપાથી તૈયાર થયેલાં હતાં. જે કોઇ વાદવિવાદ કરવા આવે એમને બરોબર રીતસર જવાબ આપી સંતુષ્ટ કરતા. નાભાનરેશ શ્રીમાન

હીરાસિંહજી બહાદુરના દરબારમાં સ્થાનકવાસી સાધુ ઉદયચંદજીની સાથે શાસ્ત્રાર્થ કરી, સ્થાનકવાસી મતનો પરાજય કરી, અસલ જૈન ધર્મનો શ્રી ગુરુદેવના નામનો વિજયનો ડંકો વગાડયો. એમની ઉપદેશશક્તિ પણ પ્રભાવશાળી છે–જાદુઇ કામ કરનાર છે. જે માણસ એક વખત વ્યાખ્યાન સાંભળવા આવે તે ફરી બીજે દિવસે આવ્યા સિવાય રહે જ નહિ. આપણા ચરિત્રનાયકના ધર્મોપદેશથી પંજાબ જેવા દેશમાં સેંકડો હિન્દુ મુસલમાનોએ માંસાહારનો પણ ત્યાગ કર્યો છે અને ધર્મોપદેશના પ્રભાવથી અનેક મહાન્ કાર્યો થયા છે તે સમાજને વિદિત છે. ૭૦ વર્ષની ઉંમર થવા છતાં ૧૦–૧૫ માઇલનો વિહાર હિસાબમાં નથી ગણતા. **વંદન હો કોટીશઃ વંદન હો આવા સદ્દગુરુદેવના ચરણમાં.**

મહારાજા નાભા, મહારાજા વડોદરા, મહારાજા નાંદોદ, મહારાજા ઉદેપુર, મહારાજા જેસલમીર, મહારાજા લીંબડી, મહારાજા વઢવાણ, મહારાજા પાલીતાણા, નવાબ સાહેબ પાલણપુર, નવાબ સાહેબ માંગરોલ, નવાબ સાહેબ સચીન, નવાબ સાહેબ રાધનપુર ઇત્યાદિ રાજા–મહારાજાએ આપણા ચરિત્રનાયકના ધર્મોપદેશામૃતનુ પાન કરી પ્રસન્ન થયા અને ઘણી જ પ્રશંસા કરી હતી. આપણા ચરિત્રનાયકે પંજાબ, મારવાડ, ગુજરાત, કાઠિઆવાડ, દક્ષિણ, માલવા, મેવાડ આદિ દેશોમાં કેટલેક સ્થળોએ ઘણા સમયની ભભૂકતી કુસંપરૂપી જ્વાલાઓ ઉપદેશામૃતનો વરસાદ વરસાવી શાંત કરી છે.

મુંબઇ શ્રી મહાવીર વિદ્યાલય જે મશહુર કેળવણીના ઉત્તેજનાર્થે થયેલ સંસ્થા છે તે આચાર્ય મહારાજશ્રીના ઉપદેશને જ આભારી છે.

### વિહારભૂમિ.

આપણા ચરિત્રનાયકની વિહારભૂમિ મુખ્ય પંજાબ હોવા છતાં ૧૯૬૫ના વરસે પંજાબથી વિહાર કરી મારવાડ, ગુજરાત, કાઠિઆવાડ આદિ દેશોમાં ૧૩–૧૪ વર્ષ વિચરી મહાન્ સંસ્થાઓ સ્થાપન કરાવી, અનેક જિનાલયોની પ્રતિષ્ઠાઓ કરાવી, ઉપધાન, ઉજમણા કરાવી સં. ૧૯૬૮માં વડોદરા શહેરમાં આચાર્ય શ્રીમદ્ વિજયકમલસૂરિજી મહારાજની અધ્યક્ષતામાં આત્મારામજી મહારાજના સમુદાયના મુનિઓનું મુનિ સમ્મેલન વિગેરે મહત્ત્વના કાર્યો કરાવી પાછા સં. ૧૯૭૮ માં પંજાબ પધાર્યા. ૧૩–૧૪ વર્ષો સુધી આ તરફના શ્રી સંઘોને લાભ મળ્યો છતાં આપણા ચરિત્રનાયકને પાછા પંજાબ આવવા નહોતા દેતા ત્યારે આપણા ચરિત્રનાયકે પંજાબ જવા માટે પ્રતિજ્ઞા કરી કે જ્યાં સુધી પંજાબના કોઇ શહેરમાં ન પહોંચી જાઉં ત્યાં સુધી આઠ દ્રવ્યથી વધારે વાપરવા નહી અને દરરોજ એકાસણા કરવા. આનું નામ પંજાબ–પ્રેમ, આનું નામ ગુરુપ્રેમ, આનું નામ ગુરુભક્તિ.

### આચાર્યપદવી.

પંજાબમાં ગુરુદેવશ્રી આત્મારામજી મહારાજ વિચરતા હતા ત્યારે પંજાબના આગેવાન શ્રાવકોએ એક વખતે અવસર જોઇને ગુરુદેવને વિનંતિ કરી કે–'હે ગુરુદેવ, આપ ચિરાયુ હો પરંતુ જિંદગીનો પણ ભરોસો નથી, તો આપ કૃપા કરીને ફરમાવો કે આપના બાદ અમારી પંજાબની સારસંભાળ કોણ લેશે ?' ગુરુદેવે સ્મિત વદને આપણા ચરિત્રનાયક તરફ આંગળી (દૃષ્ટિ) કરીને કહ્યું કે–'તુમારી (પંજાબકી) સારસંભાળ વલ્લભ લેવેગા.' શ્રી ગુરુદેવને આપણા ચરિત્રનાયક ઉપર કેટલો પ્રેમ, કેટલી શ્રદ્ધા, કેવું પ્રભાવશાળી વચન ! આજ આપણા ચરિત્રનાયકે તે સાર્થક કર્યું છે. પંજાબમાં જૈનધર્મનો ધ્વજ ફરકાવ્યો

છે. પંજાબને ધર્મમય વિશેષ બનાવ્યું છે. ગુજરાંનવાલામાં જ્યારે સનાતનીઓએ ખોટો ઝગડો ઊભો કર્યો ત્યારે છેક દિલ્હી પાસે ખીંવાઇ ગામથી સખ્ત ગરમી પડવા છતાં દરરોજ ૨૦ થી ૨૫ માઇલનો વિહાર કરી ગુજરાંવાલે પહોંચ્યા. પગોમાં સોજા આવી ગયા, પગોમાંથી લોહી ટપકવા લાગ્યું પણ આ સાચા ગુરુભક્તે ચૂં કે ચાં કર્યા વિના ગુરુદેવના નામ પર આવા કષ્ટોની પરવા ન કરી. ધન્ય છે, વંદન છે આ સાધુરત્નને !

શ્રી ગુરુદેવ સ્વર્ગે સિધાવ્યા કે પંજાબ શ્રી સંઘે આપણા ચરિત્રનાયકને આચાર્યપદવી આપવા વિનતી કરી આપણા ચરિત્રનાયકે સાફ શબ્દોમાં સંભળાવી દીધું કે સમુદાયમાં મારાથી ઘણા મોટા છે એમને આપો. સાદડીમાં શ્રી જૈન કોન્ફરન્સ પર પરદેશ-દેશાવરોથી એકત્રિત થએલા હજારો ભાવિકોએ આચાર્યપદવી આપવા પ્રયત્ન કર્યો ત્યારે પણ સ્પષ્ટ શબ્દોમાં ના પાડી દીધી. સાચી ભાવના આખરે સફળ જ થાય છે જેથી સં. ૧૯૮૧ માગશર શુદ પાંચમના દિવસે લાહોર નગરમાં શ્રી શાંતિનાથ પ્રભુની પ્રતિષ્ઠા પ્રસંગે પંજાબ-મારવાડ-ગુજરાત-કાઠિયાવાડ આદિના પધારેલા હજારો ભાવિકોએ શ્રી ગુરુદેવના સમુદાયના માનનીય અગ્રગણ્ય સાધુમહાત્માઓની પ્રેરણાથી સવારના સાડાસાત વાગે આપણા ચરિત્રનાયકને આચાર્ય પદવીથી વિભૂષિત કરી શ્રી ગુરુદેવના પટ્ટધર સ્થાપન કર્યા. આથી પંજાબ શ્રી સંઘને આનંદનો પાર ન રહ્યો. હવે આપણે આપણા ચરિત્રનાયકને જૈનાચાર્ય શ્રીમદ્વિજયવલ્લભસૂરિજી મહારાજ નામથી ઓળખીશું.

## ગુરુકુલની સ્થાપના.

આપણા ચરિત્રનાયક જૈનાચાર્ય શ્રીમદ્વિજયવલ્લભસૂરિજી મહારાજ ગુરુભૂમિ શ્રી ગુજરાંવાલા પધાર્યા. આચાર્યપદવી લઇ પ્રથમ વાર જ પધારતા હોવાથી ગુજરાંવાલા શ્રી સંઘે તેઓશ્રીનું અપૂર્વ સ્વાગત કર્યું. અને ગુરૂદેવે અત્રે શ્રી ગુરુદેવના સમાધિમંદિર ઉપર શ્રી આત્માનંદ જૈન ગુરુકુલની સ્થાપના કરાવી પોતાની કરેલી ભીષ્મ પ્રતિજ્ઞા પૂરી કરી.

અત્રે સૂચિત કરવું અપ્રાસંગિક નહી ગણાય કે આપણા આચાર્ય મહારાજે સં. ૧૯૭૮ માં જ્યારે હોંશીયારપુરમાં પ્રવેશ કર્યો તે સમયે પંજાબનો સમસ્ત શ્રી સંઘ ( હજારો માણસો ) એકત્રિત થયો, ત્યારે આચાર્યશ્રીજીએ શ્રી ગુરુદેવના શુભ નામથી એક મહાન્ સંસ્થા સ્થાપન કરવાનો ઉપદેશ આપ્યો. શ્રી સંઘે આ મહામૂલ્ય ઉપદેશને વધાવી લઇ નાણાંનો વરસાદ વરસાવ્યો અને બાઇઓએ ઘરેણાંઓનો વરસાદ વરસાવ્યો. પણ ભાવિ પ્રબલ કે ગમે તે કારણે આ યોજના માટે આચાર્યશ્રીજીએ કરેલી પ્રતિજ્ઞા મિષ્ટાન્ન અને ખાંડ, સાકર, ગોળ, પતાસા વિગેરેનો સદંતર ત્યાગ, ચૌદશ પુનમનો છઠ્ઠ, ૧૨ તિથિ મૌનધારણ કરવું-આ ભીષ્મપ્રતિજ્ઞા ગુજરાંવાલામાં પૂર્ણ થઇ. આચાર્યશ્રીજીને કાર્યમાં તેઓના શિષ્યરત્ન સ્વ. ઉપાધ્યાયજી શ્રી સોહનવિજયજી મહારાજ અને આચાર્યશ્રી વિજયલલિતસૂરિજી મહારાજ પંજાબમાં સંસ્થા સ્થાપવાની બાબતમાં ઘણા સહાયક બન્યા.

ગુજરાંવાલાના ચોમાસામાં ઘણો જ લાભ થયો, પરંતુ કમનશીબ એક અતિ દુઃખદ બનાવ એ બની ગયો કે આચાર્યશ્રીના શિષ્યરત્ન અને મારા ગુરુદેવ ઉપા. શ્રી સોહનવિજયજી મહારાજનો અણધાર્યો સ્વર્ગવાસ થઇ ગયો આચાર્યશ્રીજીની એક ભૂજા લોપ થઈ ગઇ. પંજાબ શ્રી સંઘે એક મહાન્ ધર્મપ્રચારક ખોયો ઉપાધ્યાયજી મહારાજે પંજાબ શ્રી સંઘના સંગઠનરૂપ શ્રી આત્માનંદ જૈન મહાસભાની સ્થાપના કરી હતી.

## મારવાડ તરફ વિહાર.

ચોમાસું પૂર્ણ કરી આપણા ચરિત્રનાયકે મારવાડ તરફ વિહાર કર્યો. મારવાડ, ગુજરાત, કાઠિયાવાડ, દક્ષિણ, માલવા, મેવાડ આદિ દેશોમાં વિચરી અનેક સંસ્થા સ્થાપન પ્રતિષ્ઠાદિ મહત્ત્વનાં કાર્યો કરાવી એઓશ્રીની કૃપાથી સં. ૧૯૯૨ ના ચૈત્ર શુદ ૧ ના શુભ દિવસે વડોદરા શહેરમાં સ્વર્ગસ્થશ્રી ગુરુદેવ ન્યાયાંભોનિધિ જૈનાચાર્ય શ્રીમદ્વિજયાનંદસૂરીશ્વરજી (આત્મારામજી) મહારાજનો જન્મશતાબ્દિ મહોત્સવ સમારોહપૂર્વક ઊજવાયો.

## પંજાબમાં શ્રી આત્માનંદ જૈન કોલેજની સ્થાપના.

શ્રી સિદ્ધાચલજી આદિ અનેક તીર્થોની યાત્રા કરી, અમદાવાદમાં મુનિસંમેલનમાં ભાગ લઇ ખંભાતમાં જ્ઞાનભંડારનો ઉદ્ધાર અને પ્રતિષ્ઠા વિગેરે કાર્યો કરાવી, રાધનપુરમાં દાનવીર રાવસાહેબ શ્રીમાન્ શેઠ કાંતિલાલ ઇશ્વરલાલના તરફથી એઓના મર્હૂમ પિતાશ્રી શેઠ ઇશ્વરલાલ મોરખીઆના સ્મરણાર્થે બોર્ડિંગહાઉસની ઉદ્ઘાટન ક્રિયા સમયે પધારી, પાટણમા પ્રવર્તકજી મહારાજ આદિને મળી, શ્રી હેમચંદ્રાચાર્ય જ્ઞાનમંદિર માટે ઉપદેશ આપી, નક્કી કરાવી, ઉમેદપુર, શ્રી પાર્શ્વનાથ જૈન ઉમેદ બાલાશ્રમમાં અંજનશલાકાદિ કાર્યો કરાવી, ઘણે ઠેકાણે સંપ કરાવી સં. ૧૯૯૪ ના જેઠ વદ ૭ તા. ૨૦-૬-૩૯ ના શુભ દિવસે ઘણીજ ધામધૂમથી અંબાલા શહેરમાં પ્રવેશ કર્યો, અને અમદાવાદનિવાસી શેઠ આણંદજી કલ્યાણજીની પેઢીના પ્રમુખ શેઠ કસ્તૂરભાઇ લાલભાઇના અધ્યક્ષપણા નીચે આચાર્યશ્રીજીના સમક્ષ શ્રી **આત્માનંદ જૈન કોલેજ**ની ઉદ્ઘાટન ક્રિયા અંબાલા શહેરમાં કરી અને દાનવીર રાવસાહેબ શેઠ કાંતિલાલ ઇશ્વરલાલ, શેઠ રતીલાલ વાડીલાલ, શેઠ સેવંતીલાલ બકોરદાસ આદિના શુભ હસ્તે શ્રી આત્માનંદ જૈન લાઇબ્રેરી આદિ સંસ્થાઓનુ ઉદ્ઘાટન થયું.

## વલ્લભ દીક્ષાર્ધ શતાબ્દિ.

અષાડ શુદ ૯ તા. ૨૨-૬-૩૯ ના દિવસે દાનવીર શેઠ મોતીલાલ મૂળજીભાઇના સુપુત્ર શેઠ સકરચંદની અધ્યક્ષતામાં આપણા ચરિત્રનાયકને દીક્ષા લીધાને ૫૦ વર્ષ પૂરા થયા હોવાથી એની ખુશાલીમાં વલ્લભ દીક્ષાર્ધ શતાબ્દિ મહોત્સવ ઊજવાયો. ચોમાસું પણ અંબાલામાં થયું.

## પ્રતિષ્ઠાઓ

અંબાલાથી વિહાર કરી અંબાલા છાવણી પધાર્યા. શેઠ શીબામલજી આદિ અત્રેથી સાઢોરા પધાર્યા. ત્યાં માગશર શુદ ૧૦ ની પ્રતિષ્ઠા કરાવી ગામાનુગામ વિચરતા બડૌત પધાર્યા (જીલ્લા મેરઠ) અત્રે ગુરૂજીના સદુપદેશથી નવીન શ્રાવકો અને દહેરાસર ઉપાશ્રયાદિ બનેલાં ત્યાં સં. ૧૯૯૫ના માહ સુદ સાતમે પ્રતિષ્ઠા કરાવી કે જ્યાં મહોત્સવ પ્રસંગે શ્રી આત્મવલ્લભ નગરની સુંદર રચના કરવામાં આવી હતી.અહીં જ વ્યાખ્યાનો, પૂજાઓ વિગેરે કાર્યો થયા હતા. અહીંથી વિહાર કરી બીનોલી, સરધના, મેરઠ, શ્રી હસ્તિનાપુર આદિ થઇ પાછા અંબાલા પધાર્યા.

## રાયકોટ.

અંબાલાથી વિહાર કરી પતીઆલા,સમાણાદિમાં ધર્મોપદેશામૃતનું પાન કરાવતા સુનામ પધાર્યા. રાયકોટના લગભગ ૨૦૦ અજૈન સદ્ગૃહસ્થોની સહીઓ સાથે આવેલ વિનતિપત્ર તરફ વિચાર કરી માલેરકોટલા પધાર્યા. માલેરકોટલામાં શ્રી સંઘમાં કુસંપ હતો તે દૂર થયો અને શ્રી આત્માનંદ જૈન હાઇસ્કુલને માટે ટીપ થઇ.અત્રે હિન્દુ

ન્યાયાંભોનિધિ આચાર્ય શ્રીમદ્વિજયાનંદસૂરીશ્વરજી (આત્મારામજી) મહારાજ પોતાને (પંજાબ શ્રી સંઘને) આવા પ્રતાપશાળી સમર્થ ધર્મપ્રભાવક અને વિદ્વાન મહાત્મા અર્પી ગયેલ હોવાથી શ્રી સંઘને આ વાતનું ગૌરવ છે, અભિમાન છે. પંજાબ શ્રી સંઘ ગુરુદેવ ન્યાયાંભોનિધિ જૈનાચાર્ય શ્રીમદ્વિજયાનંદસૂરીશ્વરજીને માને છે; પૂજે છે અને એઓશ્રીજીની આજ્ઞા પ્રમાણે વર્તે છે.

ચરિત્રનાયક આચાર્યમહારાજે કેળવણીની જે જે સંસ્થાઓ ઉપદેશદ્વારા સ્થાપી છે તે નીચે મુજબ છે

૧ શ્રી આત્માનંદ જૈન ગુરુકૂળ, ગુજરાંવાલા
૨ " " " કન્યાશાળા, "
૩ " " " સ્કુલ, "
૪ શ્રી આત્માનંદ જૈન લાયબ્રેરી, અમૃતસર
૫ " " " મીડલસ્કુલ, જંડીઆલાગુરૂ
૬ " " " " હોશીઆરપુર
૭ " " " " લુધીઆણા
૮ " " " કોલેજ, અંબાલા શહેર
૯ " " " હાઇસ્કુલ-મીડલસ્કુલ, "
૧૦ " " " કન્યાપાઠશાળા, "
૧૧ " " " લાયબ્રેરી, "
૧૨ " " " હાઇસ્કુલ, માલેરકોટલા
૧૩ " " " વિદ્યાલય, સાદડી (મારવાડ)
૧૪ " પાર્શ્વનાથ જૈન વિદ્યાલય, વરકાણા "
૧૫ " મહાવીર જૈન વિદ્યાલય, મુંબાઇ
૧૬ " આત્માનંદ જૈન ઔષધાલય, વેરાવળ
૧૭ " આત્મવલ્લભ જૈન કેળવણી ફંડ, પાલણપુર
૧૮ " આત્માનંદ જૈન લાયબ્રેરી, પુના
૧૯ " " " " જુનાગઢ
૨૦ " " " વનિતાવિશ્રામ, સુરત

વિગેરે વિગેરે અનેક મહાન સંસ્થા સ્થાપન કરાવી કેળવણીનો ખૂબ પ્રચાર કર્યો છે.

## શ્રી તીર્થોના સંઘો.

ધાર્મિક સંસ્કાર દઢ રાખવા માટે અને દર્શન (સમ્યક્ત્વ)શુધ્ધિ માટે શ્રી તીર્થોના મોટા મોટા સંઘો પણ કઢાવ્યા છે, અને સંઘોની સાથે તીર્થયાત્રાઓ કરી છે. અનેક સ્થળે પ્રતિષ્ઠાઓ, ઉપધાનો ઉદ્યાપનો કરાવી શાસનોન્નતિ કરાવી છે.

૧ રાધનપુરનિવાસી દાનવીર શેઠ મોતીલાલ મૂળજીભાઇએ શ્રી સિદ્ધાચલજી તીર્થનો સંઘ કાઢયો તેમાં

૨ વડોદરાનિવાસી શેઠ ખીમચંદ દીપચંદે કાવી-ગંધારનો સંઘ કાઢયો તેમાં

૩ શિવગંજનિવાસી શેઠ ગોમરાજજી ફતેહચંદ શ્રી કેશરીયાનાથજીનો સંઘ કાઢયો તેમાં

૪ ફલોદિનિવાસી શેઠ પાંચુલાલજી વૈદે જેસલમેરનો સંઘ કાઢયો તેમાં

૫ અમદાવાદનિવાસી મણી બ્હેને (સ્વર્ગસ્થ શેઠ સાક્ષર ડાહ્યાભાઇ ધોળશાજી ઝવેરીની વિધવા પત્ની) નરોડાનો સંઘ-કાઢયો તેમાં

૬ હુશીયારપુરનિવાસી લાલા હીરાલાલ તથા નાનકચંદજી નાહરે શ્રી કાંગડા તીર્થનો સંઘ કાઢયો તેમા

વિગેરે વિગેરેમાં સાથે પધાર્યા હતા.

પંજાબ ઉપરાંત મુંબઇ, સુરત, પાલણપુર, કચ્છલીયા, ડભોઇ, યેવલા, આકોલા, ખંભાત, વિગેરે સ્થળોએ પ્રતિષ્ઠા, જંડીઆલા, બીનોલી, અને ઉમેદપુરમાં અંજનશલાકા કરાવી છે, અનેક ગામોએ ઉપધાન તપ પણ કરાવ્યા છે.

## ઉપસંહાર.

જૈનભાનુ, ભીમજ્ઞાન, ત્રિંશિકા આદિ ગ્રંથો રચી,




### શ્રી હીરવિજયસૂરીશ્વરજી મહારાજની જયંતિ અને ગુજરાનવાલામાં ૧૫૦ કતલખાના બંધ.

ભા. શુ. ૧૧ તા. ૧૨–૯–૪૦ ગુરુવારે ગુજરાંવાલા (પંજાબ)માં જગદ્‌ગુરુદેવશ્રી વિજયહીરસૂરીશ્વરજી મહારાજની જયંતિ લાલા **નિરંજનદાસ** બગ્ગા એડવોકેટની અધ્યક્ષતામાં સમારોહપૂર્વક ઊજવવામાં આવી હતી.

શ્રી જગદ્‌ગુરુદેવની મનોહર છબી ઉચ્ચાસન પર બિરાજમાન કરવામાં આવી હતી. સાડાસાત વાગે સભાની શરૂઆત થતાં આચાર્યશ્રી વિજયવલ્લભસૂરીશ્વરજી મહારાજે પ્રથમ મંગળાચરણ કર્યું.

શ્રી આત્માનંદ જૈન ગુરુકુળના વિદ્યાર્થી અને વર્તમાનમાં અધ્યાપક લાલા પૃથ્વીરાજજી એમ. એ. તથા પંડિત સરસ્વતીનાથજી, પંડિત હંસરાજજી, લાલા બિહારીલાલજી બગ્ગા, લાલા હજુરીમલજી માધુરી, લાલા હરનામનાથજી બગ્ગા આદિએ શ્રી જગદ્‌ગુરુદેવના જીવન ઉપર સુંદર વિવેચનો કર્યા હતા.

દિલ્હીથી ખાસ આવેલ આચાર્ય ચંદ્રશેખર શાસ્ત્રીજીએ પણ કેટલુંક વિવેચન કર્યું હતું.

અધ્યક્ષ લાલા નિરંજનદાસ એડવોકેટે મનનીય ભાવવાહી ભાષણ આપી સભાને મુગ્ધ કરી દીધી હતી. લાલા શાદીલાલ અને લાલા દેવરાજના મનોહર ભજનોએ જનતાના ચિત્ત આકર્ષી લીધા હતા.

આચાર્યશ્રીજીએ વ્યાખ્યાનપીઠ ઉપરથી જયંતિનાયકના વિષયમાં પ્રભાવશાલી વ્યાખ્યાન આપ્યું હતું. સંવત્સરીના દિવસે કસાઇ લોકોએ કતલખાનું અને શહેરની તમામ દુકાનો (લગભગ ૧૫૦ દુકાનો) બંધ રાખી. ઝાટકાવાળાઓ (શીખ કસાઇઓ)એ કામ બંધ રાખ્યું તે બદલ આભાર માનતો એક ઠરાવ કરવામાં આવ્યો.

#### ઠરાવ.

તા. ૫–૯–૪૦ ભા. શુ. ૪ ગુરુવારે શ્રી શ્વેતામ્બર મૂર્તિપૂજક જૈનોના સંવત્સરી જેવા ધાર્મિક દિવસને માન આપી મુસલમાન ભાઇઓએ (કસાઇઓએ) જે ઉદાર અને હમદર્દી (સહાનુભૂતિ)થી જીવહત્યા બીલકુલ બંધ રાખી, અને ઝાટકાવાળાઓએ (શીખ કસાઇઓએ) આ કામ બંધ રાખ્યું

---

પંચપરમેષ્ઠી બ્રહ્મચર્યાદિ અનેક પૂજાઓ રચી સાહિત્યની સેવા પણ કરી છે. અંતમાં એ જ શુભ ભાવના કે આપણા ચરિત્રનાયક અમર રહે, શાસનોન્નતિના કાર્યો કરતા રહે અને એમના દેદીપ્યમાન પ્રકાશથી ભારતવર્ષિય સમસ્ત શ્રી જૈનસંઘ તરફથી ઘણી મહદ્ સંસ્થાઓ સ્થાપન થાય, જિનશાસનોન્નતિ–ધર્મપ્રભાવનાના મહદ્ કાર્યો થાય–ઘણા મુમુક્ષુઓ દીક્ષા લઇ આત્મકલ્યાણ કરનારા થાય અને સમસ્ત શ્રીસંઘ કલ્યાણ સાધે–એ જ પરમાત્મા પ્રત્યે અંતિમ પ્રાર્થના.

તે બદલ આ સભા તેઓનો આભાર માને છે, અને ખામાડેબ આત્તામમહમદ સાહેબ એડવોકેટ, શેખ ગુનામહસુન સાહેબ ઓનરરી માજીસ્ટ્રેટ આદિ કે જેઓએ લાગણીભરી સહાયતા આપી છે, અને એઓને ધન્યવાદ આપે છે

હિન્દુ, મુસલમાન આદિ સેંકડો ગરિબોને શીરાનું જમણ આપવામા આવ્યુ (મળેલુ)

## ખંભાતમાં જયંતિ મહોત્સવ.

આચાર્યશ્રી સાગરચંદ્રસૂરીશ્વરજી મહારાજની પ્રથમ જયંતિ ભાદરવા વદ ૪ના સવારે મહારાજ શ્રી પ્રસાદચંદજીના પ્રમુખસ્થાને ઉજવવામા આવી હતી આ વખતે મહારાજ શ્રી વૃદ્ધિચંદજી, માસ્તર દીપચંદભાઇ, શ્રી વાડીલાલ જેઠાલાલ શ્રી પુંડરીકલાલ ચોકસીના આજના જયંતિનાયકને લગતા વિવેચનો થયા બાદ પ્રમુખસ્થાનેથી મહારાજશ્રી પ્રસાદચંદજીએ વિગતવાર જીવનચરિત્ર સંભળાવ્યુ હતુ (મળેલુ)

## આચાર્ય શ્રીમદ્વિજયકમળસૂરીશ્વરજી મહારાજની જયંતિ

આસો શુદિ ૧૦ ગુરુવાર તા ૧૦ ૧૦-૪૦ના રોજ આચાર્ય મહારાજશ્રીની સ્વર્ગવાસતિથિ હોવાથી શ્રી જૈન આત્માનંદ સભા ભાવનગર તરફથી જયંતિ ઉજવવામા આવી હતી સવારમા શ્રી મોટા જિનાલયમા શ્રી નવપદજીની પૂજા ભાવનાપૂર્વક ભણાવવામા આવી હતી અને બપોરના સભાસદોનુ સ્વામીવાત્સલ્ય કરવામા આવ્યુ હતુ

## શ્રી વિજયવલ્લભાંક (છપાયછે)

પૂજ્યપાદ આચાર્ય મહારાજ **શ્રીમદ્વિજયવલ્લભસૂરીશ્વરજી મહારાજનો** કાર્તિક શુદિ ૨ તા ૧ નવેમ્બરના શુભ દિવસે જન્મદિવસ ગુજરાવાલાદિ શહેરોમા ઉજવાશે આની ખુશાલીમા 'સેવક' ઉર્દૂ પત્રના અધિપતિનો વિજયવલ્લભાંક ઘણો જ આકર્ષક અને તે હિન્દી, અંગ્રેજી, ઉર્દૂ વિદ્વાનોના લેખોથી પૂર્ણ હશે આચાર્યશ્રીજીના ત્રિરંગી ફોટાઓ અને બીજા પણ ફોટાઓ ઉપરાંત શાન્તમૂર્તિ શ્રી બુદ્ધિવિજયજી (બુટેરાયજી)મહારાજ, ન્યાયામ્ભોનિધિ જૈનાચાર્ય શ્રીમદ્વિજયાનંદસૂરીશ્વરજી મહારાજ, શ્રી લક્ષ્મીવિજયજી મહારાજ, શ્રી હર્ષવિજયજી મહારાજ, પ્રવર્ત્તક શ્રી કાંતિવિજયજી મહારાજ વિગેરેના પણ સુંદર ફોટાઓ હશે આ અંક દળદાર અને સારા સફાઇદાર કાગળોમા હશે ખર્ચ અધિક આવવા છતા પ્રચારાર્થે કેવળ ચાર આના કિંમત રાખવામા આવી છે

મંગાવનારે નીચેના સરનામે લખવુ

**શ્રી વિજયાનંદ જૈન શ્વેતામ્બર કમિટી,**

**સેક્રેટરી, શ્રીયુત લાલા રિખભદાસ જૈન,**

**ગુજરાંવાલા (પંજાબ)**



# સ્વીકાર અને સમાલોચના.

**૧. શ્રી જિનપ્રભસૂરિ અને સૂલતાન મહમદ.** લેખક:—પં. લાલચંદ ભગવાનદાસ ગાંધી પ્રકાશક:—શ્રી જિનહરિસાગર જ્ઞાનભંડાર લોહાવટ (મારવાડ) શ્રી સુખસાગર બિન્દુ ગ્રંથમાળાનું આ છત્રીશમું પુસ્તક છે. શ્રી અકબર બાદશાહની અઢીસે વર્ષ પૂર્વે લગભગ ચૌદમા સૈકામાં થયેલ પરમ પ્રભાવક શ્રી જિનપ્રભસૂરિએ તે વખતના બાદશાહ સુલતાન મહમદ ઉપર પાડેલ અજબ પ્રભાવનો આ ઐતિહાસિક લેખ વિસ્તારપૂર્ણ ટીપ્પણ ટીકા સાથે પ્રગટ કરવામાં આવ્યો છે. પંડિત લાલચંદ ભગવાનદાસના આ સાહિત્યના ઊંડા અભ્યાસના અનુભવે લખાયેલ હોવાથી જૈન ઇતિહાસ સાહિત્યમાં એક ઉમેરો થયો ગણાય. આ ગ્રંથમાં તેની સંકલના યોગ્ય રીતે થએલ જોવામાં આવે છે. લેખક મહાશય જણાવે છે તેમ આ ઐતિહાસિક લેખ નવીન સ્વરૂપમાં પ્રકાશમાં આવી શકયો તેનો સુયશ ઇતિહાસપ્રેમી શ્રી જિનહરિસાગરસૂરિ મહારાજ કે જેઓ પૂજ્ય પૂર્વાચાર્યના ઇતિહાસસંશોધન અને પ્રકાશન કાર્યમાં અસાધારણ ઉત્કંઠા ધરાવે છે એમ આ લઘુ ગ્રંથ તપાસતાં માલૂમ પડે છે. આવા પ્રભાવક આચાર્યોના જૈનશાસનની પ્રભાવનાના ઐતિહાસિક લેખો વિશેષ પ્રગટ થાય એમ અમે પણ ઇચ્છીએ છીએ. કિંમત આઠ આના.

**૨. સુભાષિત પદ્ય રત્નાકર** (ભાગ ચોથો) સં. મુનિરાજ **શ્રી વિશાલવિજયજી** મહારાજ. શ્રી વિજયધર્મસૂરિ જૈન ગ્રંથમાળા પુષ્પ ૫૨. પ્રકાશક દીપચંદજી બાંઠીયા, મંત્રી શ્રી વિજયધર્મસૂરિ જૈન ગ્રંથમાળા-છોટાશરાફા-ઉજ્જન.

શ્રીમાન્ વિજયધર્મસૂરીશ્વરજી મહારાજનો સમુદાય વિદ્વાન હોવાથી અનેક ગ્રંથો ગુરુમહારાજની સંસ્થાઓ તરફથી તેઓશ્રીના સ્મરણાર્થે લખી પ્રકાશિત કરાવે છે. આ ગ્રંથના સંપાદક ગુરુરાજ શ્રીના પ્રશિષ્ય છે. આ વિષયનો આ ચોથો ભાગ છે. દરેક ભાગો ઉપદેશકો અને સામાન્ય મનુષ્યો તેનો લાભ લઇ શકે તેવાં છે. વક્તા તેમજ વ્યાખ્યાનકર્તાને પણ ઉપયોગી બનેલ છે. જુદા જુદા વિષયો ઉપર સંસ્કૃત શ્લોક પ્રથમ આપી તેની નીચે તે શેમાંથી લીધેલ છે તે ગ્રંથના નામ સાથે ગુજરાતી સરલ અર્થ આપવામાં આવ્યો છે. આ ગ્રંથના દરેક ભાગ વાંચવા જેવા છે. લેખક મહાત્માએ પોતાના દાદાગુરુ તથા ગુરુશ્રી જયંતવિજયજી મહારાજના ફોટા આપી ગુરુભક્તિ દર્શાવી છે. પ્રકાશકે સંપાદક મહારાજશ્રીનો પણ ફોટો આપી બાઇડીંગ ટાઇપ વગેરેથી સુંદર ગ્રંથ પ્રકટ કર્યો છે. કિંમત સવા રૂપીયો.

**૩. જીવન પાઠોપનિષત્**—(અષ્ટપદી—શતકમ્) સ્વકૃત ગુજરાતી અનુવાદ સહિત. રચયિતા ન્યાયવિશારદ—ન્યાયતીર્થ મુનિરાજશ્રી **ન્યાયવિજયજી** મહારાજ. આ ગ્રંથમાં આપેલી અષ્ટપદી—આઠ સૂત્રો સર્વજનમાન્ય વાંચતા જણાય છે. જિંદગીમાં નિરંતર મનન કરવા લાયક છે. જો તે તત્ત્વોને જીવનમાં ઉતારે તો રચનાર મહાત્માના લખવા—કહેવા પ્રમાણે દુનિયામાં દેખાતી ધાર્મિક સંકુચિત દૃષ્ટિ મટી જતાં જનસમાજમાં સૌમનસ્યની મનોરમ સુગંધ પ્રસરતા મનુષ્યભૂમિ સુંદર સ્વર્ગભૂમિ બની જાય એ ચોકસ છે. આ ગ્રંથમાં જે અષ્ટપદી—પ્રમાણિકતા, ઉદ્યમ, સ્વાશ્રયીપણું, પરોપકાર, સંયમ—શક્તિ, સેવા અને સંઘટન એ આઠ પદો જીવનસૂત્રોનું સંસ્કૃત ભાષામાં પદ્યરચના કરી ગુજરાતી અંગ્રેજી અનુવાદો ટુંકાણમાં સરલ અને બહુ જ સાદી ભાષામાં આપેલા હોવાથી બાળજીવો પણ સમજી શકે તેવું છે. મુનિરાજશ્રી ન્યાયવિજયજી પ્રખર વિદ્વાન, અભ્યાસી ને ઉદાર વિચારવાળા મુનિરાજ છે. તેમની એકેએક કૃતિ વિદ્વત્તાપૂર્ણ પ્રકટ થાય છે. આ ગ્રંથ લઘુ હોવા છતાં મનુષ્ય જીવનમાં તેના એકેએક સૂત્ર મનનીય અને ગ્રહણ કરવા જેવા છે. કોઇ પણ મનુષ્ય આ લઘુ પુસ્તિકાના વાચનમનનનો લાભ લે તેમ ઇચ્છીએ છીએ. પ્રકાશક ફૂલચંદ અમથાલાલ જામખંભાળીયું.

(બાકીના ગ્રંથોની સમાલોચના હવે પછી)

## ભાઈ ભાણજી ગુલાબચંદનો સ્વર્ગવાસ

ભાઈ ભાણજી માત્ર એક જ દિવસની બિમારીથી ગોંડલ શહેરમા ૫૮ વર્ષની ઉમરે ભાદરવા શુદિ ૧૪ના રોજ સ્વર્ગવાસ પામ્યા છે તેઓ માયાળુ, મિલનસાર, શ્રદ્ધાવાન બંધુ હતા ભાવનગરના મૂળ વતની હોવા છતા, ગોંડલ રાજ્ય રેલ્વેની નોકરીમા ઘણા વર્ષોથી જોડાયા હતા ત્યાના રેલ્વે અધિકારીઓનો ચાહ પણ સારો મેળવ્યો હતો ઘણા વર્ષોથી આ સભામા સભ્ય હતા તેઓના સ્વર્ગવાસથી એક યોગ્ય સભાસદની ખોટ પડી છે તેઓના સુપત્ની તથા સુપુત્રોને દિલાસો દેવા સાથે તેમના પવિત્ર આત્માને અનંત શાંતિ પ્રાપ્ત થાઓ તેમ ઇચ્છીએ છીએ

# શ્રી વીશ સ્થાનક તપ પૂજા ( અર્થ સાથે )

## ( વિસ્તારપૂર્વક વિવેચન તથા મંડળ સહિત )

વિસ્તારપૂર્વક વિધિવિધાન, નોટ, ચૈત્યવંદન, સ્તવનો, મંડળો વગેરે અને સાદી સરલ ગુજરાતી ભાષામા અર્થ સહિત અમોએ પ્રગટ કરેલ છે વીશ સ્થાનક તપ એ તીર્થંકરનામકર્મ ઉપાર્જન કરાવનાર મહાન્ તપ છે તેનું આરાધન કરનાર બહેન તથા બંધુઓ માટે આ ગ્રંથ અતિ મહત્વનો અને ઉપયોગી છે શ્રી વીશ સ્થાનક તપનું મંડળ છે તેમ કોઈ અત્યાર સુધી જાણતું નહોતું, છતા અમોએ ઘણી જ શોધખોળ કરી પ્રાચીન ઘણી જ જુની તાડપત્રની પ્રત ઉપરથી મોટો ખર્ચ કરી ફોટો-બ્લોક કરાવી તે રંગીન છપાવી આ બુકમા દાખલ કરેલ છે આ એક અમૂલ્ય ( મંડળ ) નવીન વસ્તુ જિનાલય ઉપાશ્રય, જ્ઞાનભંડાર, લાઇબ્રેરી અને ઘરમા રાખી પ્રાતઃકાળમા દર્શન કરવા લાયક સુંદર ચીજ છે

ઊંચા કાગળો ઉપર સુંદર ગુજરાતી ટાઇપમા છપાવી સુશોભિત બાઇન્ડીંગથી અલંકૃત કરવામા આવેલ છે, છતા કિંમત બાર આના માત્ર રાખવામા આવેલી છે પોસ્ટેજ અલગ

---

# શ્રી મહાવીર જીવનચરિત્ર.

## ( શ્રી ગુણચંદ્રગણિકૃત )

બાર હજાર શ્લોક પ્રમાણ, મૂળ પ્રાકૃત ભાષામા, વિસ્તારપૂર્વક સુંદર શૈલીમા, આગમો અને પૂર્વાચાર્યોરચિત અનેક ગ્રંથોમાથી દોહન કરી શ્રી ગુણચંદ્ર ગણિએ સં ૧૧૩૯ ની સાલમા રચેલા આ ગ્રંથ, તેનું સરળ અને ગુજરાતી ભાષાંતર કરી શ્રી મહાવીર જીવનના અમુક પ્રસંગોના ચિત્રોયુક્ત સુંદર અક્ષરોમા પાકા કપડાના સુશોભિત બાઇન્ડીંગથી તૈયાર કરી પ્રગટ કરવામા આવ્યો છે

અત્યાર સુધીમા પ્રકટ થયેલ શ્રી મહાવીર ચરિત્રો કરતા વધારે વિસ્તારવાળો, જીવનના અનેક નહિ પ્રગટ થયેલ જાણવા જેવા પ્રસંગો પ્રભુના પાંચે કલ્યાણકો, પ્રભુના સત્તાવીશ ભવોના વિસ્તારપૂર્વક વિવેચન અને છેવટે પ્રભુએ સ્થળે સ્થળે આપેલ વિવિધ વિષયો ઉપર મોક્ષદાયક દેશનાઓનો સમાવેશ આ ગ્રંથમા કરવામા આવેલ છે કિંમત રૂ ૩-૦-૦ પોસ્ટેજ જુદું

લખો—શ્રી જૈન આત્માનંદ સભા—ભાવનગર.

---

## નીચેના પ્રાકૃત-સંસ્કૃત ગ્રંથોની ઘણી અલ્પ નકલો જ સિલિકે છે, જેથી જલદી મંગાવવા સૂચના છે.

(૧) વસુદેવ હિંડિ પ્રથમ ભાગ રૂા. ૩-૮-૦
(૨) ,, દ્વિતીય ભાગ રૂા. ૩-૮-૦
(૩) બૃહત્કલ્પસૂત્ર ભા. ૧ લો રૂા. ૪-૦-૦
(૪) ,, ભા. ૨ જો રૂા. ૬-૦-૦
(૫) બૃહત્કલ્પસૂત્ર ભા. ૩ જો રૂા. ૫-૮-૦
(૬) ,, ભા. ૪ થો રૂા. ૬-૪-૦
(૭) ,, ભા. ૫ મો રૂા. ૫-૦-૦
(૮) શ્રી દેવેન્દ્રસૂરિકૃત ચાર કર્મગ્રંથ રૂા. ૨-૦-૦
(૯) ત્રિષષ્ઠિશલાકા પુરુષ ચરિત્ર પર્વ ૧ લું પ્રતાકારે તથા બુકાકારે રૂા. ૧-૮-૦

---

## ગુજરાતી ગ્રંથો.

નીચેના ગુજરાતી ભાષાના કથાના સુંદર પુસ્તકો પણ સિલિકે ઓછા છે. વાંચવાથી આહ્‌લાદ ઉત્પન્ન કરે તેવા છે. મનુષ્ય સંસ્કારી, ચારિત્રવાન બનતાં આત્મકલ્યાણ સાધી શકે છે. મંગાવી ખાત્રી કરો. બધા પુસ્તકો સુંદર અક્ષરોમાં સુશોભિત કપડાંના પાકા બાઇન્ડીંગથી અલંકૃત અને કેટલાક તો સુંદર ચિત્રો સહિત છે.

(૧) શ્રી ચંપકમાળા ચરિત્ર રૂા. ૦-૮-૦
(૨) શ્રી સમ્યક્ત્વ કૌમુદી રૂા. ૧-૦-૦
(૩) શ્રી ઉપદેશ સપ્તતિકા રૂા. ૧-૦-૦
(૪) સુમુખનૃપાદિ ધર્મ પ્રભાવકોની કથા રૂા. ૧-૦-૦
(૫) શ્રી નેમનાથ પ્રભુનું ચરિત્ર રૂા. ૨-૦-૦
(૬) શ્રી સુપાર્શ્વનાથ ચરિત્ર ભા. ૧ લો રૂા. ૨-૦-૦
(૭) ,, ભા. ૨ જો રૂા ૨-૮-૦
(૮) આદર્શ જૈન સ્ત્રી રત્નો રૂા. ૨-૦-૦
(૯) શ્રી દાનપ્રદીપ રૂા. ૩-૦-૦
(૧૦) કુમારપાળ પ્રતિબોધ રૂા ૩-૧૨-૦
(૧૧) જૈન નરરત્ન ભામાશાહ રૂા ૨-૦-૦
(૧૨) શ્રી વિમલનાથ ચરિત્ર રૂા ૧-૧૨-૦
(૧૩) શ્રી ચંદ્રપ્રભુ ચરિત્ર રૂા ૧-૧૨-૦
(૧૪) સુકૃતસાગર (પૃથ્વીકુમાર ચરિત્ર) રૂા ૧-૦-૦
(૧૫) શ્રી પ્રભાવક ચરિત્ર રૂા ૨-૮-૦
(૧૬) શ્રીપાળરાજાનો રાસ સચિત્ર અર્થ સહિત સાદું પૂંઠું રૂા ૨-૦-૦
,, રેશમી પૂંઠું રૂા ૨-૮-૦
(૧૭) સતી સુરસુંદરી ચરિત્ર રૂા ૧-૮-૦
(૧૮) શત્રુંજયનો પંદરમો ઉદ્ધાર રૂા ૦ ૨-૦
(૧૯) ,, સોળમો ઉદ્ધાર રૂા ૦-૪-૦
(૨૦) શ્રી તીર્થંકર ચરિત્ર રૂા ૦ ૧૦ ૦
(૨૧) શ્રી મહાવીર ચરિત્ર રૂા ૩-૦-૦

## તૈયાર થતાં-છપાતાં ગ્રંથો.

(૧) કર્મગ્રંથ ભા. ૫-૬ ઠ્ઠો. (૨) શ્રી સંઘપતિ ચરિત્ર (ધર્માભ્યુદય) (૩) બૃહત્કલ્પસૂત્ર ભા. ૬ ઠ્ઠો. (૪) કથારત્ન કોષ શ્રી દેવભદ્રસૂરિકૃત (૫) શ્રી નિશીથચૂર્ણિ સૂત્ર ભાષ્ય સહિત (૬) વસુદેવ હિંડિ ભા. ૩ જો (૭) શ્રી ત્રિષષ્ઠિશલાકા પુરુષ ચરિત્ર પર્વ ૨-૩-૪-૫-૬ સાથે (૮) શ્રી મલયગિરિ વ્યાકરણ.

## તૈયાર થતાં ગુજરાતી ગ્રંથો.

(૧) શ્રી વાસુપૂજ્ય ચરિત્ર. (૨) શ્રી આદિનાથ ચરિત્ર. (શ્રી પદ્માનંદ મહાકાવ્ય) (૩) શ્રી સંઘપતિ ચરિત્ર.

# શ્રી આત્માનંદ પ્રકાશ



પુસ્તક ૩૮ મું.

અંક ૪ થો

સંવત ૧૯૯૬

કારતક.



પ્રકાશક—

શ્રી જૈન આત્માનંદ સભા

ભાવનગર.

# વિષય-પરિચય



---

**અમારા પેટ્રન સાહેબો અને લાઇફ મેમ્બરોને પાંચ ગ્રંથો આ વખતે ભેટ આપવાના છે. આવતે માસે તેના નામો અને વિશેષ હકીકત પ્રકટ કરવામાં આવશે.**

---




પુસ્તક : ૩૮ મું : આત્મ સં ૪૧ : વીર સં. ૨૪૬૭ : કારતક :
અંક : ૪ થો : વિક્રમ સં. ૧૯૯૭ : નવેંબર :

## જ્ઞાનં કોયડો

### [ જૂનું ક્યાં ગયું ? નવું ક્યાંથી આવ્યું ? ]

હરિગીત છંદ.

છેહું નવું, જૂનું ગયું, આજે વરસ સૌએ વદે,
જૂના—નવાનો ભેદ કેં, શાણા જનો સમજે હદે;
જૂનું ગયું, તો ક્યાં ગયું ? ક્યાંથી નવું આવી ઠર્યું,
એ ગહન ઊંડા કોયડાનું, તત્ત્વ કો કહેશો ખરું ? ૧

એ સૂર્ય છે, એ ચન્દ્ર છે, એ પૃથ્વી એ આકાશ છે,
તારાગણો પણ એ જ છે, એ વસ્તીને એ વાસ છે;
પાવક-પવન-પાણી બધાં, નિજરૂપમાં દેખાય છે,
પ્રાણી સકળની તન ક્રિયાઓ, નિત્યસમ વતાય છે. ૨

કશુંએ નવું તો છે નહીં, તો પણ વરસ આજે નવું !
શા કારણે કહેવાય છે ? આશ્ચર્ય એ મુજને હતું;
ક્ષણભર જગતજંજાળને, અળગી કરી, શાંતિ ધરો,
અદ્દભૂત કૃતિ અવિનાશની, ઉરનયન તે માંહે કરો. ૩

માનવજીવનની આરસીનું, સૂક્ષ્મ અવલોકન કરો,
તો ગહન ઊંડા પ્રશ્નનો, ઊકેલ કૈં જડશે ખરો;
અગણિત આ બ્રહ્માંડ, પણ ગતિ સર્વની છે માપમાં,
અવિછિન્ન એ ચાલે સદા, દૈવી માપના જ પ્રતાપમાં. ૪

પ્રાણીતણાં—ને—કાળનાં, એ માપ કુદરતે કર્યાં,
એ માપનાં નામો વિવિધ, જાહેર જગમાંહે ઠર્યાં;
છે અલ્પ જીવન આપણાં, તરવો ભવાબ્ધિ આકરો,
માટેજ સમયે-સમયનાં લઇ, માપ સૌ કાર્યો કરો. ૫

આજે નવું બીજું નથી, પણ **પ્રેરણા** નવી એ જ છે;
એ પ્રેરણાઓ સમજવી, આ પ્રશ્નનું ખરું તેજ છે;
રહેણી અને કરણીતણી, સન્મુખ રાખો આરશી,
સમજો **જમા-ઉધાર** તો, ચિંતા રહેશે નહીં કશી. ૬

છે જગત ન્યાયાધીશની, ઑફિસ નિર્મળ ન્યાયની;
ત્યાં છે કસોટી કર્મકેરી, રંક ને વળી રાયની;
ક્ષણ-ક્ષણતણાં નોંધાય છે, સૌ કર્મ દૈવી—દફતરે,
એ ગુપ્ત પણ અમરત્વ લેખો, કોઇ કાળે ના ફરે. ૭

સરવૈયું કાઢો સામટું, નિજ પુણ્ય ને વળી પાપનું,
નૂતન વરસનું એ જ ફળ, માનવજીવનના માપનું;
લ્યો ! હાથમાં આજે નવો, ચોખ્ખો હિસાબી ચોપડો,
કરશો ન તેને ભ્રષ્ટ, એ ઉપદેશ છે સૌથી વડો. ૮

સદ્ધર્મ ને સત્કર્મથી, ઊંચી કમાણી આદરો,
તો તો ઊંડા આ કોયડાનો, સફળ પ્રત્યુત્તર ખરો;
જૂનું કશુંય ગયું નથી, નૂતન નથી આવ્યું કશું,
પણ ભૂત-વર્ત-ભવિષ્યનું, સાચું સ્વરૂપ હદે વસ્યું. ૯

દોહરો.

સમય માપ સમજાવવા, નવું-જૂનું એ નામ;
સમજી સત્કર્મો કરે, તેને કરું પ્રણામ. ૧

સં. ૧૯૯૭
નૂતન વર્ષ.
ભાવનગર-વડવા.

લી० તત્ત્વચિંતક,
**રેવાશંકર વાલજી બધેકા.**
ધર્મોપદેશક, ઉજમબાઇ કન્યાશાળા-ભાવનગર

## પ્રતિકૃતિ.

( શિખરિણી )

નિહાળી જે શોભા પ્રથમ જ ભલુ શત્રુંજયતણી,
જ્યહાં પાદો માંડ્યા ઋષભ જિનદેવે શુભ ગણી;
નિહાળ્યાં જે દૃશ્યો વિમલગિરિમા સૌ સુખભર્યાં,
ન ભૂલાયે સર્વે વિવિધ દિશનાં દર્શન કર્યાં. ૧
રચાવ્યા પ્રાસાદો ભરત નૃપતિએ સબળ જે,
વધાવ્યુ જ્ઞાનીએ પુનિત સમષ્ટી તીર્થસ્થળ એ;
હરે હૈયા ભાવે દરશન કરી સૂર્યવનનાં,
ઘડી તો ભૂલાયે અતિશ દુઃખદો તાપ તનના. ૨
ટળે પાપો તાપો શુચિ સૂરજકુંડ ય કીધ્યું,
જ્યાહાં ન્હાતાં ચન્દ્રે દુઃખરૂપ તજ્યું કુક્કુટપણું;
મનુષ્યત્વે આવ્યા અતુલ સ્નેહમા કુંડ ધરતો,
ખરે ગંગા જેવો શુચિજલ દુખો કુંડ હરતો. ૩
વર્યા ગિરિ આંહી ભરત નૃપ ને પાંડવ બધા,
અને મોક્ષ પામ્યા પરમપદ શ્રી રામ સુખદા;
પ્રતાપી પુરુષાર્થી ગણધર હતા પુંડરીક જે,
મુનિ કોટી પામે અનુપમ ગયા અવ્યય-સુખે. ૪
વિના નેમિ આંહી વિમલગિરિ તીર્થંકર ગયા,
ઘણા આત્માર્થીએ પુલકિત બની મંદિર રચ્યાં;
નથી આજે કોઈ અવની ઉપરે એ નરવીરો,
છતાં કીર્તિ તેની અમર ઝળકે, તે ઉર ધરો. ૫
રૂડી પૂર્ણિમાએ પટ દરશની કાર્તિકતણી,
ખરે ભવ્યો માટે, પરમ શુભ ને પાવન ગણી;
રચ્યાં ચિત્રો, સ્થાનો, નયનહર ચિત્રો નિરખતાં,
ખરે ભાવે પ્રેમે મનુજ ઉર ત્યારે હરખતાં. ૬
ખરો યાત્રા જાણું સ્થળ પુનિત સિધ્ધાચલ વિષે,
અને શોભા સર્વે સુરસદન જેવી શુભ દીસે;
સુહાતી શેત્રુંજી ઉદધિ ઉર મધ્યે ભળી જતી,
મનુષ્યોની એવી જિનવર વિષે હો શુચિ ગતિ. ૭
પટદર્શે થતો મુગ્ધ, જાગે ઉત્તમ કલ્પના,
પૂજકો ધન્ય! જે પૂજે, હેમેન્દ્રે એ ભાવના. ૮

મુનિ શ્રી હેમેન્દ્રસાગરજી મહારાજ

# "પ્રભુ ...સ્તુતિ."

વિશ્વેશ્વ આપ ભવતારક છો જ મારા,
જાણી શ્રદ્ધા પ્રભુજી મેં ચરણો તમારા;
આપો મને સુમતિ દેવ સદા કૃપાળુ,
જેથી કરી કુમતિનું સહુ જોર ટાળું. ૧

જન્માંતરો કરી ઘણા બહુ કાળ ખોયો,
તોયે નહિં હજી સુધી ભવ અંત જોયો;
ક્યારે થશે તુજ સમો પ્રભુ આત્મ મારો?
બોલો હવે પ્રભુ! નહિ ઘણું મૌન ધારો. ૨

યત્નો કર્યા નથી તને પ્રભુ ભેટવાને,
હું શું કરું હવે કહો સુગતિ જવાને?
જાણું નહિં કઇ દિશા પકડું હું નાથ!,
આવી મળું ઝટ દઇ પ્રભુ આપ સાથ. ૩

કષ્ટે કરી મનુજજન્મ મને મળ્યો છે,
માનું મનોરથ પ્રભુ સઘળો ફળ્યો છે;
આજ્ઞા ન માની કદીયે પ્રભુ મેં તમારી,
એળે ગયો ભવ અરે! તમને વિસારી. ૪

સ્તુત્ય પ્રભુ સ્તવન પૂજન મેં તમારું,
કીધું નથી ભવ-સમુદ્રથી તારનારું;
તોએ પ્રભુ તરી જવા બહુ રાખું આશ,
તારો મને હવે નહિં કરશો નિરાશ. ૫

રક્ષા કરો દુઃખદ દુર્ગતિયો નિવારી,
જે મેં કર્યા પ્રભુ ગુન્હા સહુ તે વિસારી;
યાચું નહિં અવર હું પ્રભુ આપ પાસ,
આપો મને પ્રભુ તમે શિવસદ્મવાસ. ૬

સૂના મને પ્રભુ કરું સહુ ધર્મકામ,
પામું ન મૂલ્ય પ્રભુ હું પુટલી બદામ,
તોયે દયાનિધિ મને મળશે તમારી;
શ્રદ્ધાથકી નિજ ગુણો શુધ્ધ આત્મ ધારી; ૭

રિધ્ધિ મળી સહુ મને હતી જે વિસારી,
માનું દયા થઇ ઘણી પ્રભુજી તમારી;
લીધું નથી હજી સુધી પણ ધામ તારું,
લાગ્યું રહે મન ઘણું પ્રભુ તે જ સારું. ૮

—આ. શ્રી વિજયકસ્તૂરસૂરિજી મહારાજ.

લે૦ આચાર્ય શ્રી વિજયકસ્તૂરસૂરિજી મહારાજ.

# આનંદની ભ્રમણાથી દુઃખ ભોગવતી દુનિયા.

વસ્તુસ્થિતિથી અણજાણ દુનિયાનો આનંદ પરાધીન રહેલો છે. આ આનંદ મેળવવાને માણસોને ઘણુંજ દુઃખ સહન કરવું પડે છે. જ્યાં સુધી એક માણસની પ્રવૃત્તિ તથા કાર્યને બીજા માણસો રાજી થઇને વખાણે નહિ ત્યાં સુધી તેને આનંદ મળી શકતો નથી, અર્થાત્ આનંદ મેળવવાનો આધાર અન્ય માણસોને આપણું કાર્ય ગમવા ઉપર રહેલો છે. આ ઉપરથી સ્પષ્ટ જણાય આવે છે કે આપણે જે કંઇ કરીએ છીએ તે બીજાને રાજી રાખવા માટે જ.

માણસને જીવનનિર્વાહ માટે બે વસ્ત્ર, શેર અનાજ અને રહેવાને સાધારણ મકાનની જરૂરત ખરી, બાકી તો ધનસંપત્તિનો વધારો બીનઉપયોગી હોવાથી વ્યર્થ છે; કારણ કે ધનસંપત્તિના વધારાથી આયુષ્ય કે આરોગ્યતામાં વધારો થતો નથી. આમ હોવા છતાં પણ માણસો આનંદ મેળવવાની ખાતર અનેક પ્રકારનાં કષ્ટો સહન કરીને દ્રવ્ય ઉપાર્જન કરે છે અને પછી લોકને ગમે તેવી વસ્તુઓ તૈયાર કરવામાં તેનો ઉપયોગ કરે છે. લોકો મનગમતી વસ્તુઓ જોવાથી રાજી થઇને તે વસ્તુના માલીકના વખાણ કરે છે જેને સાંભળીને પોતે આનંદ માને છે.

ગરીબ માણસો સાદો ખોરાક અને સાદાં વસ્ત્રો મેળવવા પૂરતું ધન કમાવાની ચિંતાવાળા હોય છે. રોજના ખરચ પ્રમાણે ચાર-છ આના મળી ગયા કે પછી બાદશાહ-પોતાના ઝુંપડામાં આનંદથી દિવસ પસાર કરે છે. એમને બાગ, બંગલા, મોટર આદિ મોજશોખના સાધનોની જરૂરત રહેતી નથી. તેમજ આ વસ્તુઓની સ્વપ્ને પણ ચાહના હોતી નથી, માટે આવા જીવો ઓછા કષ્ટે ઠીક ઠીક આનંદ મેળવે છે અને સુખે જીવે છે.

પુન્યના ઉદયથી જેમની પાસે જીવનનિર્વાહ કરતાં પૈસા વધી પડે છે ત્યારે તેઓ દુનિયાને રાજી કરીને આનંદ મેળવવા પ્રયાસ કરે છે. કેટલાક હજારો ખરચીને બાગ, બંગલા તૈયાર કરાવે છે, અને તેમાં રહીને પોતાને સુખી માને છે, કારણ કે દુનિયાનો મોટો ભાગ આવી રીતે રહેનારને શ્રીમંત તથા સુખી તરીકે ઓળખે છે અને ભાગ્યશાળી છે, સુખી જીવન ગાળે છે, એમ જોનારાઓ વારંવાર પ્રશંસાના ઉદ્ગારો કાઢે છે, જેને સાંભળીને અત્યંત આનંદ તેઓ અનુભવે છે.

જડ વસ્તુઓમાં આનંદ માનવાવાળી પુદ્ગલાનંદી અજ્ઞાન દુનિયા અનીતિ તથા અધર્મનું આચરણ કરીને પણ મહાકષ્ટે મેળવેલ દ્રવ્યથી આનંદ મેળવવાને જનતાની માન્યતા તરફ વધારે ધ્યાન આપે છે. દરેક પ્રવૃત્તિમાં જનતા જેમ વર્તીને આનંદ માનતી હોય પોતે પણ તેમ વર્તીને આનંદ મનાવે છે. રહેણીકહેણીમાં પૂરતું અનુકરણ કરીને પોતાને સુખી માને છે

એક માણસ પ્રથમ ગરીબ હોય અને પછીથી પૈસા-મેળવીને શ્રીમંત બન્યો હોય અથવા તો જન્મથી શ્રીમંત હોય તેના આનંદ તથા સુખ કાળને અનુસરીને પરિવર્તન થતી દુનિયાની પ્રવૃત્તિના અનુસાર પરિવર્તનશીલ હોય છે. એક વખતે ઓછા ખરચે અને ઓછી જરૂરીઆતે આનંદ અને સુખ મેળવતા હોય તો કાળના પરિવર્તનથી અન્ય વખતે સુખ તથા આનંદ મેળવ-

વવામાં ખરચ અને જરૂરીઆતો વધી પડે છે. જ્યારે આવી પરિસ્થિતિ ઉપસ્થિત થાય છે ત્યારે જનતા નીતિ તથા ધર્મને છોડી દઇને આનંદના સાધનભૂત દ્રવ્યને મહાકષ્ટે મેળવે છે. અનેક પ્રકારના વ્યવસાયો કરવા છતાં પણ જેમની પાસે વધી પડેલી જરૂરીઆત પૂરતા દ્રવ્યની અછત હોય છે તેમની પાસે આજીવિકા પૂરતું ધન, માનવજીવન, આરોગ્યતા, સ્ત્રી, પુત્ર, ભાઇ-ભાંડુ આદિ પરિવાર અને આત્મશ્રેય માટે ધર્મનું સાધન હોવા છતાં પણ પોતાને દુઃખી માને છે.

પોતે સુખી હોય અથવા ન હોય, માથા ઉપર લાખોનું દેવું હોય, સ્ત્રી, પુત્ર આદિ સ્વજન પરિવાર પ્રતિકૂળ હોય, તાણી તોસીને મહાકષ્ટે જીવન-નિર્વાહ કરતો હોય તો પણ જનતાને અમે સુખી છીએ એમ કહેવડાવી આનંદ મેળવવા અનેક પ્રકારના પ્રયાસો સેવે છે. ભલે પોતે નાણાંની અછતને લઇને પહોંચી ન વળતા હોય છતાં નોકર, બાગ, બંગલા, મોટર, વસ્ત્ર, ઘરેણાં વિગેરેનો ઠાઠમાઠ બહુ સારી રીતે રાખે છે. જો એમ ન કરે તો જનતા તેમને દુઃખી, કંગાલ તરીકે ઓળખે, અને ઠાઠમાઠ રાખવા જોઇતાં નાણાં બીજાની પાસેથી મેળવી ન શકે જેથી કરીને માની લીધેલા આનંદથી વંચિત રહેવાનો પ્રસંગ આવે.

પૌદ્‍ગલિક સુખનાં સાધન ગમે તેટલાં કેમ ન મેળવ્યાં હોય, દેખીતી રીતે બાહ્ય સંપત્તિથી ભરપુર કેમ ન હોય; છતાં જેને માનસિક સુખ નથી તે સુખી નથી, કારણ કે પૌદ્‍ગલિક સુખનો આધાર માનસિક સુખ ઉપર રહેલો છે. તૃષ્ણાને લઇને વ્યાપારમાં હજારોની રકમ રોકેલી હોવાથી, નુકશાનીની શંકા રહેવાથી ગજા ઉપરાંત વ્યાપાર કરવાથી અથવા તો સ્વજનપરિવારની પ્રતિકૂળતા હોવાથી કે પુષ્કળ દેવાદાર થઇ જવાથી, મનમાં અનેક પ્રકારની હોળી સળગતી હોય અને તે પછી બંગલામાં રહો, મોટરમાં ફરો કે મિષ્ટાન્ન ખાઓ તો પણ સુખી થઇ શકતા નથી. જેથી કરીને આનંદના અભાવે દુઃખે જીવે છે. માનસિક દુઃખથી મૂકાવાને માટે જ માણસો મોજશોખમાં પડી જાય છે, દેવું કરીને પણ મોજશોખની વસ્તુઓને મેળવે છે. સિનેમા નાટક જોવાં, અનેક પ્રકારની રમતો રમવી, નિષ્કારણ ભેગા મળી તડાકા મારવા, ગોઠો ઉડાવવી, મુસાફરીએ નીકળી પડવું વિગેરે વિગેરે અનેક પ્રકારના પ્રયત્નો માનસિક દુઃખ ભુલાવવાને કરવામાં આવે છે, છતાં પરિણામે માનસિક દુઃખ ઘટવાને બદલે વધી પડે છે. જો દેવું કરીને મોજશોખ કરે તો પાછળથી દેવું ચુકાવવાની ચિંતા વધી પડે છે અને જો પોતાના પૈસા વાપરે છે તો છેવટે પૈસા પાછા મેળવવાની ચિંતા અને ન મેળવી શકાય તો કંગાળ બની જવાથી જીવનનિવાહ કરવાની ચિંતા.

સુખ મેળવવાને પ્રયાસ કરતી દુનિયાના બે વિભાગ પાડી શકાય છે. એક તો આત્મિક સંપત્તિ મેળવી સાચું સુખ તથા આનંદ મેળવવા પ્રયાસવાળી અને બીજી પૌદ્‍ગલિક સુખનું સાધન પૈસો મેળવી બનાવટી સુખ તથા આનંદ મેળવવા મથતી દુનિયા. આ બન્ને પ્રકારની દુનિયા પોતાનું ઇચ્છિત મેળવવા ભિન્ન ભિન્ન દિશામાં પ્રયાણ કરી રહી છે. પોતપોતાનું ઇષ્ટ સાધવાને બન્ને પ્રકારની દુનિયાને દુઃખ સહન કરવું પડે છે, છતાં આત્મિક સંપત્તિ મેળવવાવાળીને સાચું સુખ મળ્યા પછી દુઃખનો અંત આવી જાય છે. જેથી કરીને પછી કોઇ પણ કાળે દુઃખી થતી નથી. અને પૌદ્‍ગલિક સુખના સાધન ક્ષણવિનશ્વર હોવાથી તેનાથી મળતા આનંદ તથા સુખ પણ ક્ષણવિનશ્વર હોય છે કે જે પરિણામે

પ્રતિનિધિવાળી બને તેમ તેના સુકાનીઓ પ્રયત્ન, પ્રચાર અને સેવા કરે એમ ઇચ્છીએ છીએ.

સ્વાગત કમિટીના પ્રમુખ લીંબડીના રહીશ એક સાહસિક શ્રીમંત વ્યાપારી છે. તેઓ સ્વમાનવાળા, બુદ્ધિશાળી અને ધાર્યું કામ પાર પાડવાની શક્તિવાળા છે. તેઓના ભાષણના મુખ્ય મુદ્દા એ હતા કે—

વાણીવિલાસથી કામ નહિ થાય, મતભેદનો પ્રગટેલ દાવાનળ ઠારવા માટેના હૃદયના ઉદ્ગારો કૉન્ફરન્સની ધગશ ધરાવનારા હતા. રચનાત્મક પ્રવૃત્તિ હાથ ધરવા, મર્યાદિત ક્ષેત્રો નહિ રાખવા, હાથ ધરેલાં કેળવણી અને બેકારીના પ્રશ્નો વિગેરે સંબંધી અસરકારક વિવેચન કર્યું હતું.

પ્રમુખશ્રી રા. રા. છોટાલાલ ત્રિકમલાલ પારેખ સાદા, સરળ અને માધ્યસ્થ વૃત્તિવાળા વકીલ છે. તેઓએ તેમના ભાષણમાં જણાવ્યું કે—

તર્ક કે વિચારથી કોઇ સંસ્થા પ્રાણવાન ન બને. દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ સંબંધી વિચારણા, કૉન્ફરન્સની ઉત્પત્તિ અને ભૂતકાળ અને અત્યારની પરિસ્થિતિનો મુકાબલો, બંધારણ, શિક્ષણ સંસ્થાઓની માહિતી, ઔદ્યોગિક શિક્ષણ, ધાર્મિક શિક્ષણ, બેકારી નિવારણ અને આજની પરિસ્થિતિ, આપણી પક્ષાપક્ષી અને મતભેદ દૂર કરવા માટે સમાજમાં દેખાતા ત્રણ વર્ગો અને તે પ્રત્યે બતાવેલા પોતાના વિચારો ઉપરાંત આજની પરિસ્થિતિ ઉલટાવવા "**દાનની દિશા બદલો**" વગેરે વિષયો જણાવી પોતાનું ભાષણ પૂર્ણ કર્યું હતું. પણ દાનની દિશા બદલવા માટે સ્પષ્ટ ખાસ માર્ગ પ્રમુખસાહેબે બતાવવાની જરૂર હતી તે બતાવ્યો નથી.

તા. ૨૬-૧૨-૪૦ ગુરુવારના રોજ કૉન્ફરન્સના જનરલ સેક્રેટરીએ રજુ કરેલો રિપોર્ટ વંચાયા બાદ સબજેક્ટ કમિટીની મીટિંગ મળી હતી. તેમાં જે જે ઠરાવોનો નિર્ણય થયો હતો તે સંબંધી જુદા જુદા વક્તાઓના વિવેચનો થયા હતા, જે ઠરાવો નીચે પ્રમાણે છે—

૧. મણિલાલ જેમલ શેઠને તથા અન્ય બંધુઓને ધન્યવાદ. ૨. કેળવણી પ્રચારની યોજના. ૩. કેળવણી અંગે માહિતી. ૪. ધાર્મિક શિક્ષણ અને એજ્યુકેશન બોર્ડ. ૫. જૈન શાસ્ત્રિય શિક્ષણ. ૬. જૈન સંસ્કૃતિ શિક્ષણને ટેકો. ૭. સામાન્ય શિક્ષણવિસ્તાર ( ઔદ્યોગિક, વૈજ્ઞાનિક, વ્યાપારી, સ્ત્રીશિક્ષણ, છાત્રાલયો વિ.) ૮. અર્ધમાગધી શિક્ષણ પ્રચાર. ૯. બેકારી નિવારણ. ૧૦. જૈન બેંક. ૧૧. પંચાયત ફંડ.આ ઠરાવોમાં પહેલો, પાંચમો તથા દશમો ઠરાવ પ્રમુખસ્થાનેથી અને બીજા અન્ય બંધુઓની દરખાસ્ત અને અનુમોદન સાથે પસાર કરવામાં આવ્યા હતા.

બંધારણ સંબંધી હવે આપવામાં આવશે.

ત્રીજા દિવસે પ્રથમ સંદેશાઓ અને બાકી ઠરાવો ઉપર વિવેચનો થયા હતા.

નિંગાળા છાત્રાલય ખોલવા માટે ફંડ કરવામાં આવ્યુ હતું. જે ત્યાંના જૈન બંધુઓએ ઘણાં જ પ્રયત્ને મેળવેલ સંમેલન માટે યોગ્ય હતું. બાદ પરસ્પર આભાર માની સંમેલન વિસર્જન થયું હતું.

કૉન્ફરન્સના રિપોર્ટમાંથી વિશેષ હકીકત જાણવા જિજ્ઞાસુઓને તે વાંચવાની ભલામણ કરીએ છીએ.

પંજાબ જૈન મહાસભાના પ્રમુખ શ્રી ત્રિલોકચંદજી સાહેબ એમ. એ. એ આગામી કૉન્ફરન્સ પંજાબમાં ભરવાનું આમંત્રણ આપતાં તે સ્વીકારવામાં આવ્યું.

રેસીડેન્ટ જનરલ સેક્રેટરી મી. મોતીચંદ કાપડીઆએ રાજીનામું આપતા તે જગ્યાએ શાહ વીરચંદ પાનાચંદ તથા ડૉ. ચમનલાલ શ્રોફ એ બંધુઓની રેસીડેન્ટ જનરલ સેક્રેટરીઓ તરીકે વરણી કરવામાં આવી હતી.

## આ પંદરમા અધિવેશનને અંગે ઉપજતા વિચારો અને નમ્ર વિનંતિ.

શુમારે ચાલીશ વર્ષની આ જૂની સંસ્થાની છ વર્ષે જાગૃતિ આણી છે તે માટે ખુશી થવા જેવું છે; પરંતુ તેની જાગ્રતિ વિશેષ આણવી હોય, તેને વેગવતી બનાવવી હોય, પરિષદને ભારતના જૈન સમાજની પ્રતિનિધિ સંસ્થા યથાયોગ્ય બનાવવી હોય તો આ પરિષદના સ્વાગત કમિટિના ભાષણમાં કહેલ છે કે–૧ આપણા સમાજમાં મતભેદરૂપી જે દાવાનળ પ્રગટેલ છે તેને શાંત કરવો હોય તો તેના માટે, જે કહેલ છે તેમ. ( ૨ ) તેમજ પરિષદના પ્રમુખશ્રીએ જણાવ્યું છે કે–આજના તીવ્ર સ્થિતિવાળા કલહ સામે સંગઠ્ઠન વિનાનો સમાજ ટકી શકતો નથી. **"આપણા પક્ષભેદની દિવાલો જમીનદોસ્ત કરીને સર્વસંમત એવા કોઈ કાર્ય ઉપર આપણે એકત્ર થવું જોઇએ."** આજના રગશીયા ગાડા જેવી આ કોન્ફરન્સની સ્થિતિનો કાં તો અંત આવવો જોઇએ અથવા કાં તો તે પ્રાણવાન બનાવવી જોઇએ. ( ૩ ) તેમજ છેવટે વિદાય લેતી–વખતે નામદાર દિવાન સાહેબે પણ જણાવ્યું છે કે તમારામાં આટલો બધો મતભેદ છે તે મેં આજે જાણ્યું, તો તમે એવો પ્રયત્ન કરો કે મતભેદ બધો નીકળી જાય અને ત્યારપછી ભાવનગરમાં અધિવેશન મેળવો." વગેરે ઉપરોક્ત વિચારો કે જે દાવાનળ ઠારવો હોય કોન્ફરન્સનો અંત લાવવાને બદલે તેને પ્રાણવાન બનાવવી હોય, અને દિવાન સાહેબના કહેવા પ્રમાણે તદ્દન મતભેદો દૂર કરવાની જરૂર હોય તો તે કર્યા સિવાય ગમે ત્યારે ગમે તે ગામે પરિષદ મળશે તો તે એકપક્ષીય ગણાશે અને પ્રમુખશ્રીના કહેવા પ્રમાણે છેવટે નિષ્પ્રાણ બની જશે. વિચારો કે આગલી પરિષદો કરતાં આ પરિષદમાં સુમારે સાડીત્રણુસો ડેલીગેટો હતા તે શું સૂચવે છે? જેથી આ કોન્ફરન્સને પ્રતિનિધિવાળી–સક્રિય બનાવવી હોય તો અમારા મત પ્રમાણે "જેમ શ્રી શત્રુંજય યાત્રા કરવા નહિં જવાના અસહકાર માટે કોન્ફરન્સે આખા હિંદના શહેર અને ગામોમાંથી મુખ્ય માણસો, સંઘ તરફથી નીમાયેલ પ્રતિનિધિ બંધુઓ મોટી સંખ્યામાં મુંબઈ બોલાવી સમગ્ર હિંદની પરિષદ મેળવી એકમતે અસહકારનો ઠરાવ કર્યો હતો, તેમ અત્યારે થયેલ મતભેદના કલહને દૂર કરવા પ્રમુખસાહેબના ભાષણમાં જણાવેલ છે તેમ ભારતના સમગ્ર શ્રી સંઘના પ્રતિનિધિઓ–આગેવાનો વગેરે એક સ્થળે ભેગા કરી વાટાઘાટ ચલાવશો તો જ મતભેદ દૂર થતાં ખરી પ્રતિનિધિવાળી સંસ્થા બનશે; નહિ તો કોન્ફરન્સની અસ્તિ પણ જોખમાશે એવો અમોને ભય રહે છે. એટલા ઉપરથી ભાવનગર શહેરમાં કોન્ફરન્સને આમંત્રણ આપ્યા પછી તા. ૧૩–૧૧–૧૯૩૮ ના રોજ મળેલી જૈનો બંધુઓની જાહેર સભાએ જે ઠરાવ કર્યો છે તે હાલમાં મનનપૂર્વક વાંચી જતાં બંને પ્રમુખો અને દિવાન સાહેબના વકતવ્યને જ મળતો છે એમ વાંચતા માલુમ પડેલ છે. ભાવનગરના જૈનોની મળેલી તે સભામાં એકત્ર થયેલ બંધુઓ કોન્ફરન્સનો વિરોધ કરનારા છે તે માન્યતાને ઘડીભર દૂર કરી તટસ્થવૃત્તિએ જોઇએ તો મતભેદો દૂર કરી કોન્ફરન્સ ભાવનગર ભરવાનું નામદાર દિવાન સાહેબનું સૂચન ઉપરોક્ત મતોને અનુરૂપ જ અમોને લાગે છે. તા. ૧૩–૧૧–૩૮ ની જૈન બંધુઓની મળેલી સભાના ઠરાવ માટે તે માંહેના અમુક બંધુઓ કહે છે કે ભાવનગરમાં સં. ૧૯૬૪ ની સાલમાં છઠ્ઠી કોન્ફરન્સ અત્રેના શ્રી સંઘના જ આમંત્રણથી બોલાવી હતી, તેમાં પૂર્ણ ઉત્સાહ, ધગશ અને હિંદના સમગ્ર જૈન સમાજના સંપૂર્ણ સંગઠ્ઠન અને જે એકમતથી ભરાયેલ ને તે વખતે થયેલી સખાવતોથી જણાય છે; કે આવી ઉચ્ચ સ્થિતિ જે ભાવનગર જૈન સમાજે–અમોએ જોયેલ તેથી અત્યારના જુદી રીતે, દરેક શહેરમાં દેખાતા મતભેદવાળી ભાવનગરની જૈન પ્રજા–અમો આવી દુઃખદ સ્થિતિએ કોન્ફરન્સ ભરી શકીએ જ નહિ. વળી અગાઉ ભાવનગરમાં મળેલી કોન્ફરન્સ માંહેના કેટલાક બંધુઓ તો તે વખતે કોન્ફરન્સમાં મુખ્યતયા ભાગ લેનારા જ હતા જેથી તેઓ

અનુ : અભ્યાસી બી. એ.

# સાધન સંબંધી કેટલીક વાતો.

(ગતાંક પૃષ્ઠ ૧૪૫ થી શરૂ)

ભક્તિની બીજી પ્રણાલિકાનું વર્ણન નીચેના શ્લોકમાં કરવામાં આવ્યું છે.

यतः प्रवृत्तिर्भूतानां, येन सर्वमिदं ततम् ।
स्वकर्मणा तमभ्यर्च्य, सिद्धि विन्दति मानवः ॥

પોતાના સ્વાભાવિક કર્મોદ્વારા પરમેશ્વરની પૂજા કરીને મનુષ્ય પરમ સિદ્ધિ પ્રાપ્ત કરે છે.

હવે પોતાના સ્વાભાવિક કર્મોદ્વારા ભગવાનની પૂજા કરવી એ શું ? એ વાત અહિં સમજી લેવાની જરૂર છે; કેમકે અહિં કર્મદ્વારા જ ભગવાનના પૂજનની વાત કરવામા આવી છે, પરંતુ પ્રધાનતા ભગવાનના પૂજનની છે, કર્મની નહિ; કેમકે પોતપોતાના કર્મ તો સંસારમાં ઘણા લોકો કરે છે, પરંતુ સૌને સિદ્ધિ મળતી હોય એમ નથી દેખાતું. એટલા માટે એવું માનવું પડે છે કે અહિંયા કેવળ કર્મ કરવાની વાત નથી, કર્મદ્વારા ભગવાનના પૂજનની વાત કરવામાં આવી છે. સઘળા કર્મવાદી એમ તો કહી શકે છે કે 'કર્મ એ જ ભગવાનની પૂજા છે' (Work is worship); એકાંતમાં બેસીને પ્રભુનું નામ લેવું, ધ્યાન ધરવું અથવા સામૂહિક કીર્તન કરવા એની અપેક્ષાએ જનતારૂપી પ્રભુની સેવા કરવી ઉત્તમ છે. તેનાથી ભગવાન જલ્દી પ્રસન્ન થાય છે, જલ્દી મળે છે, ઇત્યાદિ. લોકસેવાને ભગવાનને પ્રસન્ન કરવાનું અત્યંત ઉત્તમ સાધન માનવામાં આવે છે, પરંતુ તે સેવા ભગવાનને પ્રસન્ન કરવાના ઉદ્દેશથી જ થવી જોઇએ, નહિ કે કોઈ લૌકિક કામના માટે. આપણાદ્વારા ખરી રીતે જનતારૂપી પરમાત્માની સેવા થવી જોઇએ, આપણા કોઈ સ્વાર્થની નહિ—પછી તે વ્યક્તિગત હોય કે કોઈ સમુદાય વિશેષની હોય.

અહિં એક બીજી વાત સમજી લેવી ઘટે છે. વિશ્વપ્રેમ એ જ ઇશ્વરપ્રેમ છે, જનસેવા એ જ પ્રભુસેવા છે, તેથી ઉપરના શ્લોકનો આશય સમજવા માટે એટલું જાણવું જરૂરનું છે કે અહિં કર્મોદ્વારા જે ઇશ્વરના પૂજનની વાત કરી છે તેનું વાસ્તવિક સ્વરૂપ શું છે ? તેનો ઉત્તર એ છે કે ઈશ્વર અનંત અને અસીમ છે. એ અનંત વિજ્ઞાનાનન્દઘન-

---

પણ મતભેદો દૂર કરવા જ માગે છે વગેરે વગેરે. ઉપરોક્ત મતો વિચારતાં અત્યારની સ્થિતિ અનુભવતાં અમારા મંતવ્યનું સરવૈયું એ છે અને તે સાથે નમ્ર વિનંતિ એ છે કે આખા હિંદના જૈન સમાજનું સંગઠન કરી ચર્ચા–સંવાદ કરી, મતભેદો દૂર કરી, કોન્ફરન્સ ભરવી તે સિવાય આ રીતે ચલાવવામાં આવશે તો જે થોડોઘણો ચાહ કોન્ફરન્સ પરત્વે રહ્યો છે તે ચાલ્યો જશે એમ અમોને લાગે છે. કોઇ ક્રિયા, કાર્ય કે નવી પ્રણાલિકા કરતા પહેલાં ફરજ સમજી, ઉપયોગ રાખી ફરજ બજાવવામાં આવે તો સમાજનો ચાહ વધે, મતભેદો દૂર થાય અને સંપ થતા વાર લાગે જ નહિ.

અમારી સમાજનો ઉદ્ધાર થવા મતભેદો દૂર થઇ એકસંપી જલ્દી થાઓ તેમ થતા કોન્ફરન્સનો વિજય થાઓ તેમ પ્રભુ પ્રત્યે પ્રાર્થના કરીએ છીએ.

રૂપ છે. એ અવસ્થામાં ઈશ્વર પ્રત્યે કરવાનો પ્રેમ સ્વાભાવિક રીતે સમસ્ત વિશ્વ પ્રત્યે થઈ જાય છે, કેમકે ઈશ્વર જ વિશ્વનો આધાર છે, ઈશ્વર જ વિશ્વનો આત્મા છે.

ઈશ્વરનું ઉપર્યુક્ત સ્વરૂપ લક્ષમાં રાખીને જ આપણા કર્મોદ્વારા તેના પૂજનની વાત કરવામાં આવી. હવે આપણે એ જોવું જોઈએ કે કયી રીતે કર્મ કરવાથી આપણીદ્વારા ઈશ્વરની પૂજા થઇ શકે છે. આપણા કર્મ ભગવાનની પૂજા ત્યારે જ કહી શકાય કે જ્યારે બે બાબતો પ્રધાન રૂપે હોય. પહેલી વાત તો એ છે કે તેમાં મમતા, આસક્તિ તેમજ ફલેચ્છાનો ત્યાગ હોવો જોઈએ; એમાં સૌથી સ્થુલ વાત ફલેચ્છાનો ત્યાગ છે અને તેની નિશાની છે સિદ્ધિ અસિદ્ધિમાં સમતા. જો આપણને આપણી સફળતાથી હર્ષ અને અસફલતાથી શોક થતો હોય તો આપણે એ કર્મદ્વારા ભગવાનની પૂજા કરી છે એમ નહિ કહી શકાય. બીજી વાત એ છે કે પ્રત્યેક કર્મ કરતી વખતે આપણને એટલું સ્મરણ રહેવું જોઈએ કે આપણે એ કર્મદ્વારા ભગવાનની પૂજા કરી રહ્યા છીએ અને જેની આપણે સેવા કરી રહ્યા છીએ તે ભગવાનની આજ્ઞારૂપે છે, દાખલા તરીકે શિક્ષકે એમ સમજવું જોઇએ કે વિદ્યાર્થીરૂપે ભગવાન જ મારી સેવા ગ્રહણ કરી રહેલ છે. ડોકટરે એમ સમજવું જોઇએ કે રોગીના રૂપે ભગવાન જ મારી ચિકિત્સા કરાવી રહેલ છે. વકીલ એમ સમજે કે અસીલના રૂપે ભગવાન જ મારાથી પોતાના મુકદ્દમાની પેરવી કરાવી રહેલ છે. દુકાનદાર એમ સમજે કે ગ્રાહકના રૂપે ભગવાન જ મારે ત્યાં સોદો કરવા આવેલ છે. ન્યાયાધીશ એમ સમજે કે વાદીપ્રતિવાદીના રૂપમાં ભગવાન જ મારી પાસે ન્યાય કરાવવા આવેલ છે. સેવક એમ સમજે કે માલીકના રૂપમાં સાક્ષાત્ ભગવાન જ મારા સેવ્ય બની રહેલ છે. માતાપિતા એમ સમજે કે સંતાનના રૂપમાં ભગવાન જ અમારી સેવા સ્વીકારી રહેલ છે, રાજા એમ સમજે કે પ્રજાના રૂપમાં ભગવાન જ મારી સેવા ગ્રહણ કરી રહેલ છે. આવો ભાવ ઉત્પન્ન થતાં આપણીદ્વારા ન કોઈના પ્રત્યે અન્યાય થશે, ન કોઈની સાથે દુર્વ્યવહાર થશે, ન કોઇને ઠગવાનો, લૂંટવાનો કે કોઇનો અયોગ્ય લાભ લેવાનો યત્ન થશે અને વ્યવહારમાં ઉચ્ચ નીચનો વર્તાવ હોવા છતાં આપણાં હૃદયમાં કોઈ પ્રત્યે ઉચ્ચ નીચનો ભાવ નહિ થાય; કેમકે જેની સાથે આપણો વ્યવહાર થશે તેના પ્રત્યે આપણી ભગવદ્બુદ્ધિ જ થશે. એવી જ રીતે ભગવાનની પૂજા–બુદ્ધિથી કર્મ કરનાર વ્યવહારમાં સૌની સાથે પોતાના અધિકાર અનુસાર વર્તાવ કરવા છતાં પણ અંદર જાગૃત રહેશે. પિતાની સાથે પુત્ર જેવો, સ્ત્રીની સાથે પતિને અનુરૂપ, શિષ્યની સાથે અધ્યાપક સમાન અને સેવકની સાથે સ્વામી જેવો વર્તાવ કરવા છતાં પણ તે એ સઘળા રૂપોમાં પોતાના ઇષ્ટદેવને જોશે. પહેલા તો એ માટે અભ્યાસ કરવો પડશે. અભ્યાસ કરતાં કરતાં પછી એ વાત સ્વાભાવિક બની જશે, પરંતુ આખો દિવસ એવો અભ્યાસ કરવા માટે હંમેશાં અમુક સમય એકાંતમાં ભજન–ધ્યાન, સ્વાધ્યાય–સત્સંગમાં પણ ગાળવાની જરૂર છે. તેથી ભક્તિમાર્ગ પર ચાલનારને બન્ને પ્રકારના સાધન કરવાની આવશ્યક્તા છે. શ્રદ્ધા–વિશ્વાસ-




### સફળ ચોમાસુ અને વિહાર.
### સ્થળે સ્થળે થયેલ અપૂર્વ સત્કાર.

આચાર્યવર્ય શ્રીમદ્વિજયવલ્લભસૂરીશ્વરજી મહારાજનું ચાતુર્માસ ગુરુભૂમિ ગુજરાનવાલામા થવાથી તેમજ આચાર્યશ્રીજીના પ્રભાવશાલી દિવ્ય વ્યાખ્યાનોના પ્રભાવથી અધિકારીઓ, ઓનરીસરો, વકીલ-બારીસ્ટરો વિગેરે આચાર્યશ્રીજીના અને જૈન ધર્મના અનુરાગી થયા છે

હિંદુ, મુસલમાન શીખ ઇત્યાદિ સેંકડો માણસોએ માંસ અને દારનો ત્યાગ કર્યો છે

આચાર્યશ્રીજીનો ૭૧ મો જન્મદિવસ સમારોહથી ઉજવાયો શ્રી આત્માનંદ જૈન મહાસભા અને શ્રી આત્માનંદ જૈન ગુરુકુળના અધિવેશનો થયા રેવન્યુ કમીશ્નર, કાશ્મીર ગવર્મેન્ટ લાલા ફૂલચંદજી મોધાના શુભ હસ્તે શ્રી આત્માનંદ જૈન ગુરુકુળના મકાનનું ખાતમુહૂર્ત ધામધૂમથી થયું સંવત્સરીના શુભ દિવસે કતલખાનું અને કસાઇઓની દુકાનો સંતર બંધ રહી હિંદુમુસલમાનોનું સંગઠન થયું.

આવી રીતે ચોમાસું કરી આચાર્યશ્રીજી માગશર શુદિ છઠ્ઠ ગુરવારે બપોરના ત્રણ વાગે વિહાર કરવાના હોવાથી આખા નગરમા ગમગીની ફેલાઇ ગઈ હતી

ઉપરોક્ત ઉપકારોને લીધે આભાર માનવા માટે કપ્તાન બહાદુર સંતસિંહજી, મ્યુનિસિપાલીટી પ્રેસીડેન્ટ બક્ષી કનૈયાલાલજી, જી બી આહુજા મેજીસ્ટ્રેટ દર્જા અવલ સરદાર બહાદુર બુધસિંહજી, મેજીસ્ટ્રેટ દર્જા અવલ સરદાર બહાદુર સુંદરસિંહજી, શેખ અતામહમદ એડવોકેટ, શેઠ ધર્મચંદ મ્યુનિસિપાલીટી કમીશ્નર, લાલા બાગશાહ મ્યુનિસિપાલીટી કમીશ્નર, મૌલવી મતીઉલ્લા મ્યુનિસિપાલીટી કમીશ્નર, મહમદ શરીફ મ્યુનિસીપાલીટી કમીશ્નર, સરદાર બક્ષીશસિંહજી ઓનરરી મેજીસ્ટ્રેટ, સરદાર બાગસિંહજી વકીલ, લાલા મંગતરામ ઇનકમટેક્ષ ઓફિસર, સરદાર લાભસિંહજી બારીસ્ટર, શેખ ગુલામ કાદર વકીલ મ્યુનિસિપાલીટી કમીશ્નર, સુફી દીનમહમદ, લાલા નિરંજનદાસ એડવોકેટ, બાબુ હજુરીમલ મધોક, લાલા ચંદનલાલ વકીલ, લાલા ગિરધારીલાલ ચાનન, લાલા અમરનાથ ચોગ વકીલ, લાલા ચરણદાસજી જૈન, લાલા દિનાનચંદજી જૈન, લાલા પનાલાલજી જૈન, લાલા રિખભદાસજી જૈન વગેરે વિગેરે નગરના અગ્રગણ્ય મહાનુભાવોની સહી સાથે

---

પૂર્વક તેમજ તત્પરતા સાથે નિરંતર તે બન્ને પ્રકારના સાધન કરતા રહેવાથી ખૂબ શીઘ્રતાથી ભગવાનનો-પ્રભુ તરીકેનો સાચો પ્રેમ થશે અને તેની પ્રાપ્તિ થશે ભગવાનનું સાચું સ્વરૂપ પણ ત્યારે જ સમજાશે.

આવા પ્રકારની ભક્તિથી ભગવાનના સ્વરૂપનું આત્મ દર્શન, સમગ્ર સ્વરૂપનું જ્ઞાન તથા તેની યથાર્થરૂપે પ્રાપ્તિ સંભવિત બને છે (ચાલુ)

રાત્રિના આઠ વાગે કવિ દરબાર ભરવામાં આવ્યો. શ્રી આત્માનંદ જૈન ગુરુકુળના અધ્યાપક પૃથ્વીરાજજીનું 'જૈનધર્મ' વિષયક મનોહર ભાષણ થયું અને ગુરુકુળના વિદ્યાર્થીઓ અને લાલા દેવરાજ સાકરલાલના મનોહર ભજનો થયા. પશ્ચાત્ પ્રસિદ્ધ નામાંકિત હિંદુ મુસલમાન કવીશ્વરો સાયરોની વિદ્વત્તાપૂર્વક કવિતાઓથી સભા અતિ રંજિત થઇ ૧૧ વાગે સભા વિસર્જન થઇ.

બીજે દિવસે આચાર્યશ્રીજીનું મનોહર મનનીય વ્યાખ્યાન થયું.

જહેલમ શ્રી સંઘના તરફથી લાલા ખેરાતીલાલજીએ શ્રી આત્માનંદ જૈનયુવક મંડળ ગુજરાંવાલા, શ્રી આત્માનંદ જૈનગુરુકુળ પંજાબ, શ્રી યંગમેન જૈન એસોસીએશન જહેલમ, સનાતન મહાવીર અખાડા દળ અને અધિકારી ઓફિસરો, વિદ્વાનો આદિ નગરજનો સામૈયામાં સમ્મિલિત થયા હતા, તેઓનો અને બહારગામથી પધારેલા મહેમાનોનો આભાર માન્યો હતો. ઉપરોક્ત મંડલોને તથા લાલા તેજરામ સોની, લાલા દેવરાજ જૈન ગુજરાંવાલા તેમજ કવીશ્વરોને–સાયરોને સોનાના મેડલ અર્પણ કરવામાં આવ્યા હતા.

આચાર્ય મહારાજ દરરોજ વ્યાખ્યાન આપે છે. સેંકડોની સંખ્યામાં મનુષ્યો લાભ લે છે. અહિં અઠવાડીયું રોકાઇ **વિતભયપત્તન** તીર્થની યાત્રાર્થે પધારશે.

જહેલમમાં એ વિશેષતા જોવામાં આવી કે મંદિરમાર્ગી અને સ્થાનકવાસી બંધુઓનો મેળાપ બહુ જ સારો છે. પ્રવેશમહોત્સવમાં સૌએ ભેગાં મળીને લાભ લીધો હતો. (મળેલું)

## પ્રાતઃસ્મરણીય શ્રી મૂળચંદજી મહારાજની જયંતિ

શ્રી જૈન આત્માનંદ સભા, ભાવનગર તરફથી દર વર્ષ મુજબ માગશર વ. ૬ શુક્રવારના રોજ પ્રાતઃસ્મરણીય પૂજ્યપાદ્ સ્વ. મહાત્માશ્રી મૂળચંદજી મહારાજશ્રીની સ્વર્ગવાસતિથિ હોવાથી તે દિવસે જયંતિ પ્રસંગે સવારના સાડાનવ વાગે શ્રી દાદાસાહેબના જિનાલયમાં સુંદર રાગરાગણીપૂર્વક પૂજા ભણાવવામાં આવી હતી, અને આંગી લાઇટ વિગેરે કરવામાં આવેલ તેમજ શ્રીમદ્ મૂળચંદજી મહારાજશ્રીના પગલે આંગી રચાવવામાં આવી હતી.

# સમાલોચના.

### ૧. મણિધારી શ્રી જિનચંદ્રસૂરિ–લેખક, અગરચંદ તથા ભેંવરલાલ નાહટા.

શ્રી ખરતરગચ્છમાં દાદા નામના સંબોધનવડે કહેવાતાં પ્રભાવક શ્રી મણિધારી શ્રી જિનચંદ્રસૂરિનું જીવનવૃતાંત લેખક બંધુઓએ આ ગ્રંથમાં આપ્યું છે. શ્રી જિનચંદ્રસૂરિ મહારાજ મહાન્ પ્રભાવશાળી અને પ્રખર વિદ્વાન હતા. તેઓશ્રીનો જન્મ સં. ૧૧૯૭ વિક્રમપુરમાં થયો હતો. સં. ૧૨૦૩માં ચારિત્ર અંગીકાર કર્યું હતું. ૧૨૦૫માં દાદા જિનદત્તસૂરિજીએ આચાર્યપદ આપ્યું હતું. માતપિતાની આજ્ઞાપૂર્વક દીક્ષા લીધી હતી. આચાર્ય મહારાજ આગમ, મંત્ર, તંત્ર, જ્યોતિષાદિ સર્વ શાસ્ત્રમાં પારંગત હતાં. પોતાના જીવનકાળમાં શાસ્ત્રપ્રભાવનાના ઘણા ચમત્કારિક કાર્યો કર્યા હતા. આવા મહાન આચાર્યોના જીવનવૃત્તાંત તે એક જૈન ઇતિહાસ સાહિત્યમાં ઉમેરો હોવા સાથે **જૈન** ધર્મના ઇતિહાસ લખનારને સાધનરૂપ થઈ પડે છે. લેખકબંધુનો પ્રયત્ન આવકારદાયક છે. કિંમત બે આના યોગ્ય છે. પાછળના ભાગમાં આચાર્ય મહારાજરચિત વ્યવસ્થા–શિક્ષાકુલક મૂળ સાથે આપેલી છે તે વાંચવા ભલામણ કરીએ છીએ.

### ૨. વિવિધ વિષય રત્ન સંગ્રહ.

સંગ્રાહક–અંચલગચ્છીય સાધ્વીજી શ્રી કમલશ્રીજી. આ ગ્રંથમાં ઉપયોગી અને પ્રચલિત ચૈત્યવંદન કરવાનો વિધિ, શ્રી શત્રુંજય કલ્પ તથા તીર્થસ્તુતિ, શ્રી આનંદઘનજીની ચોવીશી, અન્ય સ્તવનો, છંદો, પચ્ચખ્ખાણો, સજ્ઝાયો, સ્તુતિઓ વગેરેનો સંગ્રહ છે. એક સાધ્વીજી મહારાજ આવો સંગ્રહ

કરે તે ખુશી થવા જેવું છે. વિશેષ લાભ લેવાય અને જ્ઞાનપ્રચાર કરવા કિંમત નથી રાખેલ તે આવકારદાયક છે. પ્રકાશક 'મેસર્સ એ. એમ. એન્ડ કું. પાલીતાણા

### ૩. શ્રી સ્વાધ્યાય-દોહનમ્

શ્રી વિજયદાનસૂરિ ગ્રંથમાળા તરફથી વીશમા ગ્રંથ તરીકે પ્રકટ થયેલ છે. આ ગ્રંથમાં પૂર્વકાલિન મહાપુરુષપ્રણિત જિન સ્તવનાદિ સ્વાધ્યાય સંગ્રહ સંસ્કૃત ભાષામાં આપવામાં આવ્યો છે. તેના સંપાદક મુનિ શ્રી કનકવિજયજી મહારાજ છે. ત્રણ અધ્યાયોમા આ ગ્રંથ સંપૂર્ણ થાય છે. દરેક અધ્યાયમાં આપેલ પદ્યો નીચે આવશ્યક વિષય નોંધમાં કયા ગ્રંથમાંથી કોણ મહાપુરુષે રચેલી છે તે હકીકત આપેલી છે. તે જરૂર ઉપયોગી છે. ત્રણે પરિશિષ્ટના ભાષા ટીપ્પણો પાછળ આપેલ છે તેથી સંકલના સારી કરવામા આવેલ છે. કિંમત બે આના રાખવાનો પ્રસ્તાવનામાં જણાવેલ હેતુ બરાબર છે. માત્ર આટલી નજીવી કિંમત તે જ્ઞાનપ્રચાર દષ્ટિએ જ છે તે માનવું યોગ્ય છે.

### ૪. પ્રાકૃત વિજ્ઞાન પાઠમાળા.

રચયિતા પં. શ્રી કસ્તૂરવિજયજી ગણિ મહારાજ. પ્રકાશક: સંઘવી જીવણભાઇ છોટાલાલ, અમદાવાદ ડોશી વાડાની પોળ, કિંમત સવાબે રૂપીયા. પ્રાકૃત ભાષાનાં અભ્યાસીઓ અને કોલેજીયનો માટે આ ગ્રંથ પ્રાકૃત ભાષાના શિક્ષણ માટે એક ભોમિયા સમાન છે તેમજ અભ્યાસ માટે તેમજ પદ્ધતિસર સરલ રીતે અભ્યાસ તે ભાષાનો થઇ શકે તે માટેની આ સુંદર રચના છે. કોઇપણ ભાષાના શિક્ષણ માટે પાઠમાળા ઉપયોગી થાય તેથી તે તૈયાર કરવી અને તે તે ભાષાની સંપૂર્ણ વિદ્વત્તા સિવાય બનતું નથી. આ પાઠમાળાના રચનાર મુનિમહારાજનો તે ભાષાનો અભ્યાસ વિશાળ અને ઊંડો છે તેમ આ પાઠમાળાનું પ્રકાશન કહી આપે છે. વિદ્યાર્થીની આધુનિક જરૂરીયાતો પૂરી પાડવા માટે મુનિશ્રીએ આ પુસ્તકમાં બનતો પ્રયત્ન કર્યો છે. આવા પાઠ્ય-પુસ્તકો આ પદ્ધતિએ વિદ્વત્તાની દષ્ટિએ લખાય તો જૈન અને જૈનેતર અભ્યાસીઓ માટે ઘણું જ ઉપકારક છે. શિક્ષણની પદ્ધતિ-સંકલના સુંદર કરવામાં આવી છે. પ્રકાશકને ત્યાંથી મળી શકશે.

### ૫. વિજયધર્મસૂરિ-જીવનરેખા

લેખક, રઘુનાથપ્રસાદ સિંહાનીયા, વિદ્યાભૂષણ, વિશારદ.

સ્વર્ગવાસી આચાર્યમહારાજ શ્રી વિજયધર્મસૂરિ મહારાજે પોતાના સંયમી જીવનમાં પ્રાપ્ત કરેલ જ્ઞાન અને સાહિત્યબળે જૈન જૈનેતર અને પૂર્વ પશ્ચિમના અનેક જૈનેતર વિદ્વાનોમાં જૈન દર્શનને સત્ય સ્વરૂપમાં ઓળખાવ્યો હતો. તેથી જ જૈનેતર વિદ્વાનો પણ તેમનું ચરિત્ર ઇંગ્રેજી, હિંદી વગેરે ભાષામાં લખી પ્રકટ કરે છે. તે પૈકીનો આ લઘુગ્રંથ લેખક વિદ્વાન મહાશયે લખ્યો છે જે વાંચવા યોગ્ય છે. પ્રકાશક શ્રી યશોવિજયજી જૈન ગ્રંથમાળા, ભાવનગર.

### ૬. ખંભાતનો પ્રાચીન જૈન ઇતિહાસ

સચિત્ર-લેખક, નર્મદાશંકર ત્ર્યંબકરામ ભટ્ટ-પ્રકાશક શ્રી આત્માનંદ જન્મ શતાબ્દિ સ્મારક ટ્રસ્ટ બોર્ડ-મુંબઇ. આ ટ્રસ્ટ બોર્ડ તરફથી આ ખાતાના થયેલ ભંડોળમાંથી ઉત્તરોત્તર ગ્રંથો પ્રકટ થાય છે તે પૈકી ત્રીજા પુષ્પ તરીકેનો આ ગ્રંથ છે. ગુજરાતમાં ખંભાત શહેર પ્રાચીન નગર છે. તેની પૂર્વની જાહોજલાલી, સમૃદ્ધિ, પ્રસિદ્ધિ, વેપાર અને દરીયાઇ અગત્યતા જેમ ઐતિહાસિક છે તેમ જૈન ધાર્મિક ઇતિહાસમાં પણ તેનું સ્થાન ઉચ્ચ છે. વળી તે તીર્થધામ તરીકે હોઇ ગુજરાતના ઇતિહાસને તેના વગર ચાલી શકે તેવું નથી. આ નગરના ઇતિહાસના લેખક જૈનેતર છે છતાં તેમણે શોધખોળપૂર્વક આ ઇતિહાસ લખ્યો છે તેમ આ ગ્રંથ વાંચતાં તેમાં આપેલ અનેકવિધ વર્ણનો ઐતિહાસિક દષ્ટિએ આપેલ જણાય છે. એકવીશ પ્રકરણોમાં આ ઐતિહાસિક ગ્રંથ રચ્યો છે, અને તેમાં આપેલા ચિત્રો પણ જે સ્થળે જોઇએ ત્યાં મુકીને આ એક સુંદર રચના છે જે વાંચવાની અને લાઇબ્રેરી કે જ્ઞાનભંડારમાં તેને મૂકવાની અગત્ય જોઇએ છીએ. કિંમત રૂા. ૧-૪-૦ ટ્રસ્ટ બોર્ડના મંત્રી શ્રી મોહનલાલ દીપચંદ

ચોકસી, તાંબાકાંટો, વોરાનો જૂનો માળો, ચોથો દાદરો, મુંબઈ એ સરનામેથી મળશે.

**૭. પાપ-પુણ્ય અને સંયમ**-(શ્રી વિપાક, અંતકૃતદશાંગ, અનુત્તરોપપાતિકદશા નામના આગમોનો અનુવાદ) સંપાદકઃ ગોપાળદાસ જીવાભાઈ પટેલ. શ્રી પૂંજાભાઇ જૈન ગ્રંથમાળાના ૨૦ મા પુષ્પ તરીકે શ્રી જૈન સાહિત્ય પ્રકાશક સમિતિ-ગુજરાત વિદ્યાપીઠ, અમદાવાદ તરફથી (કિંમત બાર આના) પ્રકટ થયેલ છે. આ પહેલાં પણ શ્રી ભગવતીજી સૂત્રો વગેરેના સંક્ષિપ્ત અનુવાદો આ સંસ્થા તરફથી આ સંપાદક મહાશયે લખેલા પ્રગટ થયેલા છે. ગૃહસ્થ કે જેને આગમ વાંચવાનો અધિકાર નથી તેમજ સંસ્કૃત પ્રાકૃત ભાષાના જ્ઞાન અને ગુરુગમ્ય વગર તે પણ બનતું નથી તેવા સંયોગોમાં કયા કયા આગમોમાં શું શું અધિકાર છે તે જાણવાના જિજ્ઞાસુ માટે આ સંસ્થાનો આ પ્રયાસ જરૂરીયાતવાળો છે.

**૮. તિથિ સાહિત્ય દર્પણ.** લેખક, ઉપાધ્યાયજી શ્રી જંબૂવિજયજી મહારાજ, આ ગ્રંથ ચર્ચાસ્પદ તિથિઓ માટે છે, બીજી બાજુ તેનાથી જુદા નિર્ણયનો ગ્રંથ પણ પ્રગટ થયેલો છે અને પરસ્પર લેખો પણ પેપરમાં આવે છે. રચનાત્મક અને ખંડનાત્મક શૈલી છેવટ સત્ય નિર્ણય ન લાવતાં કલેશનું રૂપ પકડે છે, માટે આવી સ્થિતિ બનતી હોય ત્યાં અટકવાની જરૂર છે. શ્રી મુક્તાબાઈ જ્ઞાન મંદિર-ડભોઇ. મૂલ્ય સદુપયોગ.

**૯. પંચસંગ્રહ ગ્રંથ.** પાંચ દ્વારાત્મક પ્રથમ વિભાગ, શ્રી ચંદ્રર્ષિમહત્તરકૃત સ્વોપજ્ઞ ટીકા અને શ્રીમલયગિરિ મહારાજકૃત વિસ્તૃત ટીકા સાથે સંપાદક આચાર્ય શ્રી વિજયપ્રેમસૂરિ મહારાજ. આ બંને ટીકાઓ શુદ્ધ રીતે છપાયેલ છે. પ્રકાશક, શ્રી મુક્તાબાઈ જ્ઞાનમંદિર ડભોઈના મંત્રી શાહ ખૂબચંદ પાનાચંદ, ખર્ચ પૂરતો રૂા. ૧-૮-૦ લઇ ભેટ આપવામાં આવે છે.

**૧૦. સેનપ્રશ્ન.** પં૦ શ્રી શુભવિજયગણિ વિરચિત (શ્રી વિજયસેનસૂરીશ્વર પ્રસાદીકૃતા) આચાર્યશ્રી વિજયકુમુદસૂરિજી મહારાજે કરેલ ભાષાંતર સહિત પં. મણિવિજયજી ગ્રંથમાળાના ચોથા પુષ્પ તરીકે પ્રકટ થયેલ છે. પ્રકાશક, માસ્તર ન્હાલચંદ દાકરશી વ્યવસ્થાપક-જૈન જ્ઞાનમંદિર-લીંચ. આ ગ્રંથ અનેક ઉપાધ્યાય મહારાજો, પંન્યાસો, ગણિવરો તથા શ્રાવક સંઘોએ શ્રીમાન્ વિજયસિંહસૂરીશ્વરજી મહારાજને પૂછેલા પ્રશ્નોના, આગમો, પૂર્વાચાર્યો વિરચિતપ્રૌઢ ગ્રંથો, યુક્તિ, અનુભવ અને પરંપરા અનુસારે જવાબો આપેલા તેનો સંગ્રહ છે, જે ચાર અનુયોગમાં વહેંચાયેલા છે. બાળજીવો અને અલ્પજ્ઞોને આવા વિદ્વાન સૂરીશ્વરોની કૃતિના પ્રશ્નોત્તર ગ્રંથો જ વાંચે તો જ પોતાને ઉપજતા સવાલોનો સત્ય નિર્ણય થાય અને તેથી શ્રદ્ધા થાય છે. આવો બીજો ગ્રંથ શ્રી હીરપ્રશ્ન પણ છે. આધુનિક આવા ગ્રંથો પ્રશ્નોત્તર પુષ્પમાળા મુનિરાજ શ્રી હંસવિજયજી મહારાજની કૃતિનો પ્રકટ થયેલ છે, જે આગમો વિગેરેનું સત્ય જ્ઞાન ધરાવતા હતા. બાકી આગમો વગેરેનું જ્ઞાન ધરાવનાર વિદ્વાન મહાપુરુષો જ સત્ય ખુલાસા કરી શકે, કારણ કે તે જ્ઞાન ઉપરાંત યુક્તિ, પરંપરા અને અનુભવની પણ તેવા ધાર્મિક પ્રશ્નોના જવાબ આપવામાં જરૂર પડે છે, માટે આવા ગ્રંથો મનનપૂર્વક વાંચવાથી તેમજ તેવા ગીતાર્થ વિદ્વાન્ આચાર્ય મહારાજો પાસે જ પોતાને ઉપસ્થિત થતા પ્રશ્નોના યોગ્ય જવાબ કે શંકા સમાધાન પણ તે વડે થઇ શકે. આ ગ્રંથ એટલા માટે ઘણો જ ઉપયોગી છે અને તેની આવશ્યકતા પણ હતી. હવે આવા પૂર્વાચાર્યોકૃત પ્રશ્નોત્તરના ગ્રંથો ગુજરાતી ભાષામાં વિશેષ પ્રકટ થાય તેમ ઇચ્છીએ છીએ.



## નવા થયેલા માનવંતા સભાસદો.

| | | |
|---|---|---|
| ૧. શેઠ દીપચંદ જમરાજ | ભાવનગર | લાઇફ મેમ્બર. |
| ૨. શાહ છોટાલાલ નાથાલાલ | કઠોર | " |
| ૩. વોરા માણેકચંદ ભાઇચંદ બાર-એટ-લૉ | મુંબઇ | વાર્ષિક મેમ્બર. |

## શાહ દામોદરદાસ હરજીવનદાસનો સ્વર્ગવાસ.

શહેર ભાવનગરના જૈન સંઘના અગ્રગણ્ય અને આ શહેરના ૩ના પ્રતિષ્ઠિત વેપારી ભાઇ દામોદરદાસ થોડા દિવસની બિમારી ભોગવી ગયા માસની વદિ ૧૧ બુધવારના રોજ સ્વર્ગવાસ પામ્યા છે, ભાઇ દામોદરદાસ સરલ હૃદયના, શ્રદ્ધાવાન પુરુષ હતા. તેઓ સ્પષ્ટ વક્તા હતા. આ શહેરમાં જિનાલયમાં પરમાત્માની ભક્તિમાં તેઓ પૂજા ભણાવી ખૂબ રસ લેતા આ સભા સ્થાપન થઇ ત્યારથી સભ્ય અને તેત્રીશ વર્ષ પહેલા આ સભાના સેક્રેટરી હતા. જેથી એક લાયક સભ્યના સ્વર્ગવાસથી આ સભાને ખોટ પડી છે. તેમના કુટુંબને દિલાસો દેવા સાથે તેમના લઘુ બંધુઓ હરિચંદભાઇ વગેરેને તેમને પગલે ચાલવા સૂચના કરતાં ભાઇ દામોદરદાસના પવિત્ર આત્માને અનંત શાંતિ પ્રાપ્ત થાઓ તેમ પરમાત્માની પ્રાર્થના કરીએ છીએ.

Reg. No. B. 431.

## નીચેના પ્રાકૃત-સંસ્કૃત ગ્રંથોની ઘણી અલ્પ નકલો જ સિલિકે છે, જેથી જલદી મંગાવવા સૂચના છે.

(૧) વસુદેવ હિંડિ પ્રથમ ભાગ રૂા. ૩-૮-૦
(૨) ,, દ્વિતીય ભાગ રૂા. ૩-૮-૦
(૩) બૃહત્કલ્પસૂત્ર ભા. ૧ લો રૂા. ૪-૦-૦
(૪) ,, ભા. ૨ જો રૂા. ૬-૦-૦
(૫) ,, ભા. ૩ જો રૂા. ૫-૮-૦
(૬) બૃહત્કલ્પસૂત્ર ભા. ૪ થો રૂા. ૬-૪-૦
(૭) ,, ભા. ૫ મો રૂા. ૫-૦-૦
(૮) શ્રી દેવેન્દ્રસૂરિકૃત ચાર કર્મગ્રંથ રૂા. ૨-૦-૦
(૯) બીજો ભાગ પાંચમો છઠ્ઠો કર્મગ્રંથ રૂા. ૪-૦-૦
(૧૦) ત્રિષષ્ઠિશલાકા પુરુષ ચરિત્ર પર્વ ૧ લું પ્રતાકારે તથા બુકાકારે રૂા. ૧-૮-૦

---

## ગુજરાતી ગ્રંથો.

નીચેના ગુજરાતી ભાષાના કથાના સુંદર પુસ્તકો પણ સિલિકે ઓછા છે. વાંચવાથી આહ્લાદ ઉત્પન્ન કરે તેવા છે. મનુષ્ય સંસ્કારી, ચારિત્રવાન બનતાં આત્મકલ્યાણ સાધી શકે છે. મંગાવી ખાત્રી કરો. બધા પુસ્તકો સુંદર અક્ષરોમાં સુશોભિત કપડાંના પાકા બાઇન્ડીંગથી અલંકૃત અને કેટલાક તો સુંદર ચિત્રો સહિત છે.

(૧) શ્રી ચંપકમાળા ચરિત્ર રૂા. ૦-૮-૦
(૨) શ્રી સમ્યક્ત્વ કૌમુદી રૂા. ૧-૦-૦
(૩) શ્રી ઉપદેશ સપ્તતિકા રૂા. ૧-૦-૦
(૪) સુસુખનૃપાદિ ધર્મ પ્રભાવકોની કથા રૂા. ૧-૦-૦
(૫) શ્રી નેમનાથ પ્રભુનું ચરિત્ર રૂા. ૨-૦-૦
(૬) શ્રી સુપાર્શ્વનાથ ચરિત્ર ભા. ૧ લો રૂા. ૨-૦-૦
(૭) ,, ભા. ૨ જો રૂા ૨-૮-૦
(૮) આદર્શ જૈન સ્ત્રી રત્નો રૂા. ૨-૦-૦
(૯) શ્રી દાનપ્રદીપ રૂા. ૩-૦-૦
(૧૦) કુમારપાળ પ્રતિબોધ રૂા ૨-૧૨-૦
(૧૧) જૈન નરરત્ન ભામાશાહ રૂા ૨-૦-૦
(૧૨) શ્રી વિમલનાથ ચરિત્ર રૂા ૧-૧૨-૦
(૧૩) શ્રી ચંદ્રપ્રભુ ચરિત્ર રૂા ૧-૧૨-૦
(૧૪) સુકૃતસાગર (પૃથ્વીકુમાર ચરિત્ર) રૂા ૧-૦-૦
(૧૫) શ્રી પ્રભાવક ચરિત્ર રૂા ૨-૮-૦
(૧૬) શ્રીપાળરાજાનો રાસ સચિત્ર અર્થ સહિત સાદું પૂંઠું રૂા ૨-૦-૦
,, રેશમી પૂંઠું રૂા ૨-૮-૦
(૧૭) સતી સુરસુંદરી ચરિત્ર રૂા ૧-૮-૦
(૧૮) શત્રુંજયનો પંદરમો ઉદ્ધાર રૂા ૦ ૨-૦
(૧૯) ,, સોળમો ઉદ્ધાર રૂા ૦-૪-૦
(૨૦) શ્રી તીર્થંકર ચરિત્ર રૂા ૦ ૧૦ ૦
(૨૧) શ્રી મહાવીર ચરિત્ર રૂા ૩-૦-૦

## તૈયાર થતાં-છપાતાં ગ્રંથો.

(૧) બૃહત્કલ્પસૂત્ર ભા. ૬ ઠ્ઠો. (૨) કથારત્ન કોષ શ્રી દેવભદ્રસૂરિકૃત (૩) શ્રી નિશીથચૂર્ણિ સૂત્ર ભાષ્ય સહિત (૪) વસુદેવ હિંડિ ભા. ૩ જો (૫) શ્રી ત્રિષષ્ઠિશલાકા પુરુષ ચરિત્ર પર્વ ૨-૩-૪-૫-૬ સાથે (૬) શ્રી મલયગિરિ વ્યાકરણ.

## તૈયાર થતાં ગુજરાતી ગ્રંથો.

(૧) શ્રી આદિનાથ ચરિત્ર (શ્રી પદ્માનંદ મહાકાવ્ય) (૨) શ્રી સંઘપતિ ચરિત્ર.

પુસ્તક ૩૮ મું   સંવત ૧૯૯૭

અંક ૭ મો   માઘ



જામનગરનું તુંગ શિખરો



—પ્રકાશક—

## શ્રી જૈન આત્માનંદ સભા

ભાવનગર

# વિષય-પરિચય



## અમારા માનવંતા પેટ્રન સાહેબો અને લાઈફ મેમ્બરોને ભેટ.

આ સભાના અત્યાર સુધીમાં થયેલ. પેટ્રન સાહેબો અને લાઇફ મેમ્બરોને આ સભા તરફથી પ્રગટ થયેલાં અનેક સુંદર ગ્રંથો ભેટ આપવામાં આવેલા છે; કારણ કે આ સભામાં લાઇફ-મેમ્બર થનાર જૈન બંધુઓને આર્થિક દૃષ્ટિએ પણ છપાતા ગ્રંથોની કિંમત સામાન્ય રાખવામાં આવતા ભેટના ગ્રંથોનો સારો લાભ મળે છે, કે જેવો લાભ બીજે મળી શકતો નથી, જે આ સભાના તે માટેના ધારાધોરણ અને રિપોર્ટનું મનનપૂર્વક વાંચન કરનાર બંધુઓ તે જાણી શકે તેવું છે.

ગયા માગશર, પોષ, માસના અંકમાં જણાવેલા ભેટના પાંચ પુસ્તકોનું પારસલ રેલ્વે તથા તે અંકોમાં જણાવ્યા પ્રમાણેનું વી. પી. આ માસની શુદ ૧૫ના રોજથી શરૂ કરવામાં આવેલ છે જે સ્વીકારી લેવા નમ્ર સૂચના છે.

ભાવનગરના લાઇફ-મેમ્બરોએ પોતાના તે ભેટના ગ્રંથો સભાએ આવી લઇ જવા અથવા તો મંગાવી લેવા નમ્ર સૂચના છે.

વાર્ષિક મેમ્બરોને તે પાંચ બુકોમાંની નં. ૩-૪-૫ ની ત્રણ બુકો ભેટ આપવાની છે, તેમણે પણ મંગાવી લેવા પ્રબંધ કરવો.

શ્રી આત્માનંદ પ્રકાશ

પુસ્તક : ૩૮ મું : આત્મ સં ૪૫ : વીર સં. ૨૪૬૭ : મહા : :
અંક : ૭ મો : * * વિક્રમ સં. ૧૯૯૭ : ફેબ્રુઆરી :

सद्‌बोधक साहित्य.

## पर्वतान्योक्ति.

સાહિત્યના ગ્રંથોમાં મેરુપર્વતને સુવર્ણમય અને કૈલાસપર્વતને રજત-(રૂપા)મય વર્ણવ્યા છે. એક ઉપદેશક કવિ એ બંને વિષે તાત્ત્વિક અને વ્યવહારિક દૃષ્ટિએ પોતાનો આંતરિક ભાવ પ્રદર્શિત કરે છે કે—

શ્લોક ( વસંતતિલકાવૃત્ત )

किं तेन हेमगिरिणा, रजताद्रिणा वा,
यत्राश्रिताश्च तरवस्तरवस्त एव ।
मन्यामहे मलय एव यदाश्रयेण,
कंकोल, निम्ब कटुता अपि चंदना स्युः ॥ १ ॥

અર્થાત્-મેરુપર્વત સુવર્ણમય હો તતઃ किं ( તેથી શું ? ) અને કૈલાસપર્વત રૂપામય હો તતઃ किं ( તેથીએ શું ? ) એ બંને સમૃદ્ધ પર્વતોનાં આશ્રિત થઇ

રહેલાં એવાં (કડવા, તીખાં, ખાટાં) વૃક્ષો તો જેવા ને તેવાં જ રહ્યાં છે ને!!! અમે તો માત્ર મલયાચળ (ચંદન વૃક્ષોનો આશ્રયદાતા) પર્વતને જ પર્વત માનીએ છીએ કે જેણે પોતાની સમૃધ્ધિ(સૌરભરૂપી)થી કડવા, ખાટાં, તીખાં વૃક્ષોને પણ **ચંદનમય** કરી મૂક્યાં છે!!!

વ્હાલા વાચકવર્ગ! આ પર્વતાન્યોક્તિ જનસમાજને કેવું અસરકારક સૂચન કરી રહી છે? આપણા સમાજમાં પણ મેરુ અને કૈલાસ જેવા સંપત્તિસંપન્ન ધનાઢ્યો-ગૃહસ્થો-શ્રીમંતો અનેક વ્યકિતઓ છે, પણ જેણે પોતાની એ વિભૂતિઓથી સમાજને, સ્વદેશને, સ્વજનને, સ્વજ્ઞાતિને કે ઇશ્વરીસૃષ્ટિના કોઇપણ વિભાગને પરિપાલન કે પોષણ આપ્યું નથી, નિરાધારો તરફ હાથ લંબાવી સાથ આપ્યો નથી, દુઃખીઓ તરફ આર્દ્ર દૃષ્ટિ કરી તેઓની સંતપ્ત આંતરડીને ઠારી નથી, પરમાર્થોનાં કામમાં પગલુંએ ભર્યું નથી, એવા શુષ્ક હૃદયના શ્રીમંતોનું જીવન જરૂર મેરુ અને કૈલાસપર્વત જેવું જ નિરર્થક છે! અને પવિત્ર જીગરથી પોતાની સમૃદ્ધિનો સદુપયોગ કરનારા સત્પુરુષો-સજ્જનવર્યોનું જીવન મલયાચળની ધન્ય સમૃધ્ધિ સમાન છે!!!

કદાચ કોઇ એવો નિરાશાવાદ રજૂ કરે કે, ધન વિના પારમાર્થિક કાર્યો શી રીતે કરી શકાય? તો તેઓને સવિનય વિદિત કરવાનું કે, માત્ર ધન (પૈસો) એ એક જ માત્ર સંપત્તિ નથી, જગતના અદલ ઇન્સાફી ન્યાયાધીશે પોતાની વિભૂતિ વિવિધરૂપે વિસ્તારેલી છે, અને તે બધી જ સત્કાર્યોમાં પ્રેરી શકાય છે. મનોબળ, બુધ્ધિવિકાસ, કાર્યદક્ષતા, દયાર્દ્ર હૃદય, શાસ્ત્રીયજ્ઞાનવિશારદતા, એ વિગેરે સત્સાધનોથી પરમાર્થ અવશ્યમેવ સાધી શકાય છે, એવા અનેક નરરત્નોનાં યશોભૂષણ નામો અદ્યાપિ મોજુદ છે-પ્રશસ્ત છે-અમર છે, અને દૃષ્ટાંતરૂપ દિવ્યતાથી દીપી રહ્યાં છે.

સજ્જનો! શ્રીમંતો! તમારે આ અમોલિક માનવજીવન સાફલ્ય કરવું હોય, સત્કીર્તિરૂપી કમનિય કાન્તાને વરવું હોય અને આ ક્ષણિક પુદ્ગળમાં વ્યાપી રહેલા અમર આત્માને ચિરસ્થાયી સ્થાન મેળવવા ભાગ્યશાળી થવું હોય તો જરૂર જરૂર પરમાર્થ પ્રદેશના પાંથિક બનો. આ અમૂલ્ય માનવજન્મ કૃતકૃત્ય કરવો હોય તો પ્રભુએ આપેલી સમૃધ્ધિનો સદુપયોગ કરી લ્યો. "કોણે દીઠી કાલ?"

મધમાખીઓની પેઠે પાછળથી પસ્તાવો (હૃદયબળાપો) જીવનની અંતિમ ઘડીએ ન થાય, માટે ચેત! માનવ ચેત! કિં બહુના?

## ઉપરની અન્યોક્તિનું પદ્યમાં વિવરણ.

દોહરો.

સમૃધ્ધિ-સંપત્તિનો, વિગતે થવા વિકાસ;<br>
અન્યોક્તિથી સૂચવે, आत्मानंद प्रकाश ॥ १ ॥

વસંતતિલકા વૃત્ત.

વાંચ્યો સુવર્ણમય મેરુ નગાધિરાજ,
કૈલાસનો પણ રૂપામય સર્વસાજ;
કિન્તુ અરે ! હૃદયમાં અતિ ગ્લાનિ થાય,
(એ) સમૃધ્ધિથી સુખ ન આશ્રિતને જણાય !!! ૧

શ્રીમંત સર્વ પ્રતિ છે કવિની વિનંતિ,
જેને હૃદે અરર છે ન દયા દ્રવંતી;
સંપત્તિ સર્વથકી માત્ર સ્વપિંડ પોષ્યો !
શાણો પ્રભુ, નહીં ગણે ઉર ક્ષમ્ય દોષો. ૨

સ્વજ્ઞાતિનું, સ્વજનનું, નિજ જન્મભૂનું,
કલ્યાણ સાધ્યું નહીં, તો શિર ઋણ જૂનું;
છે ચંચળા સકળ સમૃધ્ધિ-સંપત્તિઓ;
સાધો પરાર્થ, નિત્ય બોધ કરે યતિઓ. ૩

આયુષ્ય આ ક્ષણપ્રતિક્ષણ ચાલ્યું જાએ,
વિદ્યુત્પ્રભા જલતરંગ સમું જણાએ;
આબાદ છે શરીરપીંજર ત્યાં સુધીમાં,
છે સાક્ષી આત્મનિજ દેહરૂપી મઢીમાં. ૪

સમૃધ્ધિ છે સકળ ચાંદ્રની ચાર દીની,
પશ્ચાત્ ઘોરતમ છે, ઉરમાંહી માની;
આ બોધ વાક્યતણી **ધન્ય ઘડી** ગણી લ્યો,
પરમાર્થ કાર્ય કરવાનું હૃદે જડી લ્યો. ૫

દોહરો.

પર્વતની અન્યોક્તિ આ, માર્ગ સૂચવે આમ;
હજી બાજી છે હાથમાં, કરી લ્યો રૂડાં કામ. ૧

ભાવનગર-વડા
સં. ૧૯૯૭ મકરસંક્રાન્તિ
તા. ૧૪-૧-૪૧ સોમ

લી. સન્માર્ગસૂચક,
રેવાશંકર વાલજી બધેકા
નીતિધર્મોપદેશક-ઉજમબાઇ કન્યાશાળા,
ભાવનગર.

લેખકઃ—શાસનપ્રભાવક આ. શ્રીમદ્ વિજયમોહનસૂરીશ્વરજી પ્રશિષ્ય
પં. શ્રી ધર્મવિજયજી ગણિ.

# શ્રી શ્રુતજ્ઞાન.

[ ગતાંક પૃષ્ઠ ૧૦૩ થી શરૂ. ]

## [ અવાન્તર-સમ્યગ્દર્શનનાં શમ–સંવેગાદિ લક્ષણોનું સ્વરૂપ. ]

મોક્ષના બીજભૂત સમ્યગ્દર્શન ગુણ આત્મામાં ઉત્પન્ન થયો છે કે કેમ ? તે જેનાવડે જાણી શકાય તેને સમ્યગ્દર્શનના લક્ષણો કહેવામાં આવે છે. ધ્વજવડે જેમ મંદિરનું જાણપણું થાય છે, ધૂમાડાથી અગ્નિનું જેમ જ્ઞાન થાય છે તે પ્રમાણે આગળ કહેવાતા શમસંવેગાદિ લક્ષણોવડે આત્મામાં સમ્યગ્દર્શન ગુણ ઉત્પન્ન થયાનું જાણી શકાય છે. વર્તમાનમાં તીર્થંકરમહારાજા, કેવલીભગવંત, મનઃપર્યાયજ્ઞાની, અવધિજ્ઞાની, શ્રુતકેવલી વિગેરે સાતિશયજ્ઞાનીઓનો અભાવ છે. જો તીર્થંકરમહારાજાદિ વિશિષ્ટ વ્યક્તિઓનો સદ્ભાવ હોય તો તો તેમને પૂછીને સમ્યગ્દર્શનાદિ ગુણોત્પત્તિ માટે નિશ્ચય કરી શકાય, પરંતુ કાલદોષને અંગે તે વિશિષ્ટ વ્યક્તિઓના વિરહપ્રસંગે સમ્યગ્દર્શનાદિ ગુણોત્પત્તિ માટે અનુમાન કરવાનું સાધન આગળ કહેવાતા શમસંવેગાદિ લક્ષણો જ છે. અર્થાત્ જે ભાગ્યવાન્ આત્મામાં આ શમ–સંવેગાદિ લક્ષણો છે તે આત્મા સમકિતવંત હોઇ શકે છે. શમ, સંવેગ, નિર્વેદ, અનુકમ્પા અને આસ્તિક્ય એ સમ્યગ્દર્શનના પાંચ લક્ષણો પૈકી ક્રમશઃ એક એકનો વિચાર કરીએ.

**શમઃ**—શમ, પ્રશમ, ઉપશમ ઇત્યાદિ પદો લગભગ સમાન અર્થવાળા સમજવા. ગુસ્સો આવવાનું નિમિત્ત હોય કે ન હોય છતાં ક્રોધમોહનીયના ક્ષયોપશમાદિથી જે ક્ષમા ધારણ કરવી તેનું નામ 'શમ' છે. સામાન્ય રીતિએ વિચારીએ તો આપણને જણાશે કે-જગતવર્તી નાના મોટા સર્વ સરાગી જીવો ઉપરથી પ્રાયઃ શાંત જેવા દેખાતા હોય, પરંતુ નિમિત્ત મળતાં તુર્ત જ એકદમ ઉગ્ર ગુસ્સો આવી જાય છે. આવી પરિસ્થિતિમાં સમ્યગ્દર્શન ગુણ સંભવી શકતો નથી. કોઇ વ્યક્તિએ આપણું બગાડયું હોય, નુકશાન કર્યું હોય છતાં પણ તેના અપરાધી ઉપર ગુસ્સો ન કરતાં ક્ષમાભાવ ધારણ કરવો તેનું નામ 'શમ' છે. આવા પ્રસંગે હૃદયમાં એ વિચારણા આવે કે-ચેતન ! તારું બગડવું અથવા ન બગડવું તે અન્ય કોઇ વ્યક્તિના તાબાની વાત નથી, અન્ય વ્યક્તિ તો તેમાં યત્કિંચિત્ નિમિત્ત બની શકે છે, વસ્તુતઃ વિચારાય તો બગડવા–ન બગડવામાં પોતાનો આત્મા જ મુખ્ય કારણ છે. આત્મામાં તેવા પ્રકારના કોઇ દૃઢ કર્મ બંધાયા હશે તો ગમે ત્યાંથી ગમે તે નિમિત્ત મળવા સાથે અવશ્ય તે કર્મનું ફલ ભોગવવું પડશે, આવી શુભ વિચારણાદ્વારા ક્રોધાદિ કષાયોના કડવા ફળોનાં ચિંતનપૂર્વક જે ક્ષમાભાવ રાખવો તેનું નામ પ્રશમ છે. જે માટે ભગવાન્ હરિભદ્રસૂરિ મહારાજાએ જણાવ્યું છે કે—

पयइए व कम्माणं वियाणिउं वा विवागमसुहंति ।
अवरद्धेऽवि न कुप्पइ, उवसमतो सव्वकालंपि ॥१॥

ભાવાર્થઃ—"સમ્યગ્દર્શનજન્ય તથાપ્રકારના સ્વભાવથી જ અથવા કર્મના અશુભ ફળોને જાણ-

વાથી હમેશા અપરાધી-ગુન્હેગાર ઉપર પણ ક્રોધ ન કરે, કિંતુ ક્ષમાભાવ રાખે તેને 'પ્રશમ' કહેવાય છે"

સંવેગ:-'संवेगो मोक्षाभिलाष' સંવેગ એટલે મોક્ષની અભિલાષા, અર્થાત્ શુભ કર્મના ઉદયથી પ્રાપ્ત થતી ચક્રવર્ત્તીપદવી ઇન્દ્ર-પદવી, રાજાધિરાજપણુ અથવા તેવા પ્રકારના કોઇપણ પૌદ્‌ગલિક સુખો અશાશ્વતા છે-સાવ-સાન છે. જ્યા સુધી શુભ કર્મોદય ચાલુ હોય ત્યાં સુધી એ સર્વ પૌદ્‌ગલિક સુખોનો આનંદ યત્કિંચિત્ અનુભવાય છે, પરંતુ પુન્યોદય પૂર્ણ થવાની સાથે પાપનો ઉદય શરૂ થાય એટલે તુર્ત એ યત્કિંચિત્ ક્ષણિક આનંદ અનુભવાતો હતો તે ચાલ્યો જાય છે અને તેને બદલે દુખનો અનુભવ શરૂ થાય છે, અને એથી જ અનંતજ્ઞાની મહર્ષિઓએ પૌદ્‌ગલિક સુખને સાચું સુખ ગણ્યું નથી. સાચું વાસ્તવિક સુખ તો તેને જ કહી શકાય કે જે સુખ પ્રાપ્ત થયા બાદ કોઇ પણ વખતે વિનાશ ન પામે આવું સાચું સુખ ચાર ગતિરૂપ સંસારમા કયાંઇ પણ નથી. ફક્ત હોય તો એક મોક્ષમાં જ છે. મોક્ષમાં ગયા બાદ જન્મ નથી, જરા નથી, મરણ નથી, આધિ, વ્યાધિ, ઉપાધિ પણ નથી, કારણ કે એ સર્વ દુઃખપરંપરાનું મૂળ કર્મ છે. અને કર્મનો સર્વાંશે ક્ષય થાય ત્યારે જ આત્મા મુક્તિપદને પ્રાપ્ત કરે છે. આવા અક્ષય અનંત સુખના સ્થાનભૂત મોક્ષની જે અભિલાષા તેનું નામ 'સંવેગ' છે.

આવી મોક્ષસુખની અભિલાષા આત્મામાં ત્યારે જ પ્રગટ થાય કે-જ્યારે સંસારના સુખ ઉપર આત્માને તિરસ્કારબુધ્ધિ પેદા થાય જ્યાં સુધી સંસારના સુખ ઉપર આત્માને અનુરાગ છે, સંસારના સુખને જ જે આત્મા સાચા સુખ તરીકે માની બેઠો છે ત્યા સુધી તે આત્માને મોક્ષસુખની અભિલાષા પ્રગટ થઇ શકતી નથી અને જ્યાં સુધી મોક્ષસુખની અભિલાષા પ્રગટ ન થાય ત્યાં સુધી તેને લાયક પ્રવૃત્તિમાં આત્માને જોડી શકાતો પણ નથી. વિષ્ટાના દુર્ગંધી કાદવમાં આનંદ માનનારા ભુંડને જેમ વિવિધ વર્ણના-સુગંધથી મ્હેકી ઉઠતા પુષ્પના બગીચામાં જવાની લેશ માત્ર ઇચ્છા થતી નથી તે પ્રમાણે જ આ આત્મા-ને જ્યાં સુધી ભવાભિનન્દીપણું ગળે વળગ્યું છે ત્યાં સુધી મુક્તિના પરમ આનંદનો આસ્વાદ લેવાની રુચિનો લેશ પણ આવિર્ભાવ થતો નથી જ્યાં સુધી મોક્ષસુખની હૃદયગત સાચી અભિલાષાનો આવિર્ભાવ ન થાય ત્યાં સુધી સવેગ નામના બીજા લક્ષણના અભાવે સમ્યગ્દર્શન ગુણ પણ તે આત્માથી ઘણો વેગળો છે સંવેગનું સ્વરૂપ સમજાવતા ભગવાન્ હરિભદ્રસૂરિ મહારાજા જણાવે છે કે-

नरविबुहेसरसोक्खं त्रिय भावत्तो उ मन्नंतो ।
संवेगतो न मोक्ख मोत्तूणं किंचि पत्थेइ ॥१॥

ભાવાર્થ.ઉપર કહેવાય ગયો છે

निर्वेद—'निर्वेदो भववैराग्यम्' નિર્વેદ એટલે સંસાર ઉપરથી વિરક્તપણું બીજા સવેગ નામના લક્ષણમાં મોક્ષની અભિ-લાષાની મુખ્યતા જણાવી. ત્રીજા આ નિર્વેદસંજ્ઞક લક્ષણમા ભવ-સંસારથી વિરક્તપણાની પ્રધાનતા જણાવાય છે. જરા બારીકાઇથી વિચારવામાં આવે તો શમસંવેગાદિ પાંચે લક્ષણો પરસ્પર સંબંધ-અપેક્ષાવાળા છે, તેમાં પણ સવેગ અને નિર્વેદ એ બન્ને લક્ષણો તો અંગતમિત્રોની માફક ગાઢ સંબંધવાળા છે સવેગ વિના નિર્વેદ હોઇ શકે નહિં અને નિર્વેદ વિના સંવેગ પણ પ્રાય અસંભવિત છે. સવેગ એટલે મોક્ષની અભિલાષા અને નિર્વેદ એટલે સંસારથી વિરક્તપણું. આ બન્ને વ્યાખ્યા ઉપર વિચાર કરાય તો મોક્ષની

અભિલાષા સિવાય સંસારથી વિરક્તપણું ન હોય અને સંસારથી વિરક્તપણું જ્યાં સુધી ન આવે ત્યાં સુધી મોક્ષની અભિલાષા પ્રાપ્ત ન થાય. માટે જ આ બન્ને લક્ષણોને પરસ્પર સાપેક્ષ ગણવામાં આવ્યા છે.

નરકપ્રભૃતિ ચતુર્ગતિક સંસાર કેવળ દુઃખમય છે, સ્વોપાર્જિત કર્મને પરાધીન પડેલાં જીવો સંસારમાં અનેક પ્રકારનાં દુઃખો ભોગવે છે. નરકગતિમાં ક્ષેત્રજ વેદના-અન્યોન્યકૃત વેદના તેમ જ પરમાધામિકૃત વેદનાઓ એવી તો દુઃસહ્ય અને ભયંકર હોય છે કે શાસ્ત્ર-સિધ્ધાન્તોમાં જે વેદનાઓનું વર્ણન વાંચતા ભવ્યાત્માઓનાં હૃદય કંપી ઊઠે છે. તિર્યંચગતિમાં પરાધીનતા અને ક્ષુધા-તૃષાદિનું દુઃખ પ્રત્યક્ષ જોવામાં આવે છે. મનુષ્યગતિમાં દાસપણું-દરિદ્રપણું ઇત્યાદિ દુઃખો નજરોનજર અનુભવાય છે, દેવગતિમાં પણ ઇર્ષ્યાના કારણે નિરંતર પ્રાયઃ સુખનો અભાવ જ છે. મનુષ્ય તથા દેવગતિમાં જે યત્કિંચિત્ પૌદ્ગલિક સુખ દ્રશ્યમાન થાય છે તે પણ પ્રાન્તે વિનાશી હોવાથી સુખ પણ દુઃખરૂપે જ ગણાય છે. એકાન્ત સુખ શિવપદ સિવાય બીજે કયાંય પણ નથી. દુઃખથી ભરેલો આ ચતુર્ગતિક સંસાર વસ્તુતઃ કારાગૃહ ( કેદખાના ) સરખો છે. સમકિતવંત ભવ્યાત્મા તો ક્ષણે ક્ષણે એક જ ચાહના રાખે છે કે કયારે આ દુઃખમાંથી મુક્ત થાઉં અને મોક્ષપ્રાસાદ ઉપર ચઢવા માટે નિસરણી સરખી વિરતિવનિતાની આરાધના કરું. ન્યાયાચાર્ય ન્યાયવિશારદ ઉપાધ્યાયજી શ્રી યશોવિજયજી મહારાજ પણ સમક્તિના સડસઠ બોલની સજઝાયમાં સાદી અને સરલ ભાષામાં સમજાવે છે કે-"નારક ચારક સમ ભવ ઉભગ્યો.

તારક જાણીને ધર્મ-સુગુણ નર,
ચાહે નીકળવું નિર્વેદ તે;
ત્રીજું લક્ષણ મર્મ-સુગુણ નર,
શ્રી જિનભાષિત વચન વિચારીએ.

જ્યાં સુધી ભવની ભયંકરતા આત્માને ન સમજાય ત્યાં સુધી આત્માને તેમાંથી છૂટવાની ઇચ્છા પણ ન થાય. "સર્પ, વિષ, અગ્નિ વિગેરેનો સંબંધ પ્રાણઘાતક છે" એ પરિસ્થિતિ સમજવામાં આવતાં જેમ તેનાથી દૂર રહેવામાં જ સંસારી જીવો સુખશાંતિ માને છે તે પ્રમાણે જન્મ, જરા, મરણાદિ દુઃખોથી સંપૂર્ણ ભરેલા આ સંસારમાં લેશ પણ શાંતિનું સ્થાન નથી. સાચું શાંતિનું સ્થાન પ્રાપ્ત કરવાનું અનન્ય સાધન અને સંસારથી ત્રાસ પામેલા આત્માઓને સાચું શરણ આપનાર જો કોઈ પણ હોય તો ચારિત્રધર્મ જ છે એવા પ્રકારનું વાસ્તવિક જ્ઞાન થાય અને ભવસમુદ્રની ભયંકરતા ભાસે ત્યારે જ તેમાંથી મુક્ત થવાપૂર્વક ચારિત્ર ગ્રહણ કરવાની તીવ્ર ભાવના જાગે છે. અને એવી તીવ્ર ભાવના જે જાગૃત થવી તે જ નિર્વેદ નામનું ત્રીજું લક્ષણ છે.

**अनुकम्पा**:-એટલે દયા. આ અનુકમ્પા-દયા બે પ્રકારની છે. એક દ્રવ્યદયા અને બીજી ભાવદયા. જગતમાં કોઇ પણ દુઃખી પ્રાણીને દેખતાં દયાભાવનાથી તે પ્રાણીના દુઃખને દૂર કરવાની અભિલાષા જાગવી અને યથાશક્તિ તન, મન અને ધનથી તેના દુઃખને દૂર કરવા માટે પ્રયત્ન કરવો તેનું નામ '**દ્રવ્યદયા**' છે. અહિં એટલું અવશ્ય ધ્યાનમાં રાખવું જે જગતવર્ત્તિ સર્વ દુઃખી પ્રાણીઓનાં દુઃખોને દૂર કરવાની કોઇનામાં શક્તિ હોતી નથી. અનન્ત બલના ધણી તીર્થંકરભગવંતો પણ સર્વ દુઃખી આત્માઓનાં દુઃખો દૂર કરવા માટે સમર્થ થતા નથી, કારણ કે તીર્થંકર ભગવંતમાં તો તે શક્તિ છે; પરંતુ તે દુઃખી પ્રાણીનાં કર્મ એવાં નિબિડ હોય છે કે જિનેશ્વર દેવ જેવા પરમોત્કૃષ્ટ આલંબનનો લાભ લેવા તે

આત્માઓ સન્નિભૂત થઇ શકતા નથી. તાત્પર્ય એ છે કે-ને દુઃખી પ્રાણીનું દુઃખ દૂર થવું ન થવું તે તેના તિવ્ર-મન્દ કર્મને આધીન છે; પરન્તુ દુઃખી આત્માને દેખતાં હૃદયમાં કરુણાબુધ્ધિ પેદા થવા સાથે તેના દુઃખને દૂર કરવા માટે યથાયોગ્ય જે પ્રયત્ન કરવો તેનુ નામ દ્રવ્યાનુકમ્પા છે. સાચો દુઃખી આત્મા નજરમા આવે અને કરુણાબુધ્ધિ પેદા ન થાય તેમજ સામર્થ્ય છતાં દુઃખ દૂર કરવાનો પ્રયત્ન ન થતો હોય તેવા આત્માઓ દ્રવ્યાનુકમ્પાથી રહિત છે, અને તેના અભાવે સમ્યગ્દર્શનનો પણ પ્રાયઃ તે આત્માઓમાં અસંભવ હોય છે.

ભાવાનુકમ્પા:-દ્રવ્યદયામાં વર્તમાનમાં દેખાતા દુઃખને જોઇને કરુણાબુધ્ધિ પેદા થવા સાથે તે દુઃખને દૂર કરવા માટે યથાશક્તિ આત્મિક બળ ફોરવવાનું જણાવ્યું. જ્યારે આ ભાવાનુકમ્પામાં ભવોભવનાં દુઃખને દૂર કરવાની ભાવનાનુ ધ્યેય રહેલું છે. જગતમાં દુઃખની પ્રાપ્તિનુ કારણ આત્માએ પોતે જ બાંધેલા અને અનાદિકાળથી આત્માની સાથે એકાકારપણે પરિણમેલા કર્મો છે. એ કર્મોનો જ્યાં સુધી નિર્મૂળ ક્ષય કરવામાં ન આવે ત્યાં સુધી જગતનાં પ્રાણીઓને જન્મજરામરણાદિ ભિન્નભિન્ન પ્રકારની દુઃખસંતતિનો ભોગવટો કરવો જ પડે છે. કર્મોનો નિર્મૂળ ક્ષય કરવા માટે અનંતજ્ઞાની જિનેશ્વરદેવોએ ચારિત્રધર્મને જ સમર્થ કહેલો છે. સમ્યગ્દર્શન-સમ્યગ્જ્ઞાન વિના ચારિત્રધર્મ આત્માને સ્પર્શી શકતો નથી, એટલે કે સમ્યગ્દર્શનાદિ રત્નત્રયી એ જ કર્મનો નિર્મૂળ ક્ષય કરવાનું પરમ સાધન છે અને મોક્ષપ્રાપ્તિનું અસાધારણ કારણ છે. આવી સમ્યગ્દર્શનાદિ રત્નત્રયીથી રહિત અને તેથી જ ભવપરંપરામાં પરિભ્રમણ કરવા સાથે ત્રિવિધ સંતાપનો અનુભવ કરતા દુઃખી આત્માઓને દેખતાં જે ઉચ્ચ આત્માના અંતરમાં એવી ઇચ્છા પ્રગટ થાય કે-આ આત્માઓને હું સમ્યગ્દર્શનાદિ રત્નત્રયીના આરાધક બનાવી શાસનરસિક કેમ બનાવું; એટલું જ નહિ પણ એવી ઈચ્છા પ્રગટ થવા સાથે તે ભાવના-ઇચ્છાને સફળ બનાવવા માટે અહર્નિશ યથાશક્તિ બળ-વીર્યનો જે ઉપયોગ થાય તેનું નામ ભાવાનુકંમ્પા-ભાવદયા છે.

મહાનુભાવ તીર્થંકરમહારાજાઓ રાજ્યઋધ્ધિ પ્રમુખ સમગ્ર ઐશ્વર્યનો ત્યાગ કરીને મોક્ષપ્રાપ્તિના અનંતર કારણભૂત સર્વવિરતિ-ચારિત્રનો જે સ્વીકાર કરે છે તેમાં કરુણાસિન્ધુ તે પરમાત્માનું એ જ મુખ્ય ધ્યેય હોય છે કે-જગતની અંદર નિરંતર વિવિધ દુઃખોથી પીડાતા જીવોના દુઃખને દૂર કરનાર ચારિત્રધર્મમય આખું ય જગત્ કેમ બને? પૂજામાં આપણે બોલીએ છીએ કે-"સવિ જીવ કરું શાસનરસી, એસી ભાવદયા મન ઉલ્લસી." તત્ત્વાર્થસૂત્રના પ્રણેતા ભગવાન્ ઉમાસ્વાતિ મહારાજા પણ આ જ વસ્તુને જણાવતાં કહે છે કે

जन्मजरामरणार्त्तं जगदशरणमभिसमीक्ष्य निःसारम।
स्फीतमपहाय राज्यं, शमाय धीमान् प्रवव्राज ॥१॥

ભાવાર્થ—સાર વિનાના, શરણ વિનાના અને જન્મ-જરા-મરણના દુઃખથી પીડાતા એવા સમગ્ર જગતને સારી રીતે જોઇને (જગતની અને પોતાની) શાંતિ માટે સમૃધ્ધિમય રાજ્યનો ત્યાગ કરી મતિ, શ્રુત, અવધિ એ ત્રણ જ્ઞાનથી યુકત એવા ભગવંતે ચારિત્ર અંગીકાર કર્યું.

આ ભાવદયામાં એટલી બધી શકિત છે કે તે ભાવદયા જો પરાકાષ્ઠાએ પહોંચે તો યાવત્ ત્રિભુવનપૂજ્ય શ્રી તીર્થંકરનામકર્મનો નિકાચિત બંધ કરાવે છે. સમ્યગ્દર્શન સિવાય ઉપર જણાવેલ દ્રવ્યદયા તથા ભાવદયા આત્મામાં

લે૰ આચાર્ય શ્રી વિજયકસ્તૂરસૂરિજી મહારાજ.

# સુખ દુઃખ—સમીક્ષા.

સુખના માટે અનાદિકાળથી વૈષયિક પ્રવાહમાં તણાતું જગત, અનેક પ્રકારના પ્રયત્નો કરવા છતાં પણ પરિણામે સુખની ભૂખ ભાંગી શક્યું નથી. દુનિયાની દૃષ્ટિમાં કહેવાતા ધનવાનોએ અત્યંત પરિશ્રમ વેઠીને લાખો અને કરોડોની સંખ્યામાં ધનના ઢગલા કર્યા અને સુખને શોધ્યું પણ ન જડયું ત્યારે દૃશ્ય જગતમાં સુખ શોધનારાઓનું અનુકરણ કરીને સુખશૂન્ય ધન ને બાગ, બંગલા, મોટર, વસ્ત્ર, ઘરેણાં આદિના રૂપમાં ફેરવીને સુખ શોધ્યું તો પણ છેવટે નિરાશા જ મળી અને દુઃખી અવસ્થામાં દુનિયાને છોડીને ચાલતા થયા. સંસારમાં માનવીઓને કોઈ ને કોઈ પ્રકારની બક્ષીસ મળેલી જ હોય છે અને તેનો ઉપયોગ તેઓ ઘણું કરીને સુખ મેળવવાને કરે છે; કારણ કે કેવળ બક્ષીસ મળવા માત્રથી જ તેઓ કાંઈ સુખ માનતા નથી; પણ મળેલી બક્ષીસથી બીજાઓના મનરંજન કરીને તેમની પાસેથી ઇંદ્રિયોના અનુકૂળ વિષયોને મેળવીને સુખ માને છે. સંગીતની બક્ષીસવાળો બીજાને પોતાની સંગીતની કળાથી રીઝવીને ખુશ કરે છે અને તેમની કરેલી પ્રશંસા સાંભળીને રાજી થાય છે, તેમજ બીજાએ ખુશ થઈને આપેલા દ્રવ્યથી મનગમતાં વૈષયિક સુખના સાધનો મેળવીને પોતાને સુખી માને છે. તેવી જ રીતે વિદ્યાની બક્ષીસવાળો વિદ્વાન્ પોતાની વિદ્વત્તાની કળાથી બીજાના મનનું આકર્ષણ કરીને પોતાની ક્ષુદ્ર વિષય-વાસનાઓને પૂરી કરે છે અને પોતાને સુખી માને છે. આ જ પ્રમાણે રૂપ, બળ, ધન વિગેરે વિગેરેની બક્ષીસવાળાઓ પોતાને મળેલી કુદરતી બક્ષીસોદ્વારા વૈષયિક વાસનાઓને તૃપ્ત કરીને સુખ માને છે, છતાં પરિણામે આ બધાયની ખાંડની ચાસણી ચઢાવેલા ઉંટના લીંડાને ચૂસવા જેવી અવસ્થા થાય છે, અર્થાત ઉંટના લીંડા ઉપર ખાંડ ચઢાવીને બનાવેલા લાડુને મોમાં મૂકવામાં આવે તો પહેલાં ખાંડનું પડ હોય ત્યાં સુધી તો મીઠું લાગે પણ ખાંડ ઓગળી ગયા પછી પાછળથી છાણનો નિરસ સ્વાદ આવે છે તેમ પૌદ્‌ગલિક વસ્તુઓમાં મગ્ન રહીને વિષયોમાં સુખ માનનારાઓ છાણના ગોળા જેવા દુઃખના પિંડ ઉપર ખાંડના લેપના જેવા સુખાભાસને ચાખીને કાંઈક સુખ માને છે, પરંતુ ક્ષણવાર સુખ માન્યા પછી ઘણા કાળ સુધી દુઃખનો જ અનુભવ કરે છે.

વૈષયિક સુખ સચેતન અથવા અચેતન જડવસ્તુઓને આધીન રહેલું છે, અને તે ઇંદ્રિયો સાથે પૌદ્‌ગલિક વસ્તુઓનો સંબંધ થવાથી ઉત્પન્ન થાય છે ત્યારે આત્મા પોતાને સુખી હોવાનું અભિમાન ધરાવે છે. વાસ્તવિકમાં પૌદ્‌ગલિક વસ્તુઓનો ઇંદ્રિયો સાથેનો સંબંધ-સ્વરૂપથી સુખ નથી, પરંતુ સંસારવાસીઓએ કલ્પનાથી નિર્ણીત કરેલું ઉપાધિજન્ય સુખા-

---

ઘટી શકતી નથી, માટે જ દ્રવ્ય-ભાવદયાને સમ્યગ્દર્શનનું ચતુર્થ લક્ષણ જણાવેલ છે. ( હવે આસ્તિકય નામનું પાંચમું લક્ષણ વિચારીએ ).

( ચાલુ )

ભાસ છે.' આ બધુંયે હોય છે તો દુઃખસ્વરૂપ પણ અજ્ઞાનતાથી સુખ માનવામાં આવે છે, કે જે પરિણામે દુઃખસ્વરૂપે પ્રગટ થાય છે ત્યારે માનવી નિરાશા બતાવે છે.

હું સુખી નથી માટે સુખ મેળવું એવી ઈચ્છાથી પ્રાણી જે પૌદ્ગલિક વસ્તુઓ મેળવવા પ્રયાસ કરે છે તે એક પ્રકારની ભ્રામક પ્રવૃત્તિ છે, કારણ કે સ્વરૂપથી સુખ પોતાની પાસે હોવા છતાં પૌદ્ગલિક વસ્તુઓમાં સુખનો આરોપ કરે છે કે જેથી કરીને તેને તે વસ્તુઓમાં સુખની ભ્રમણા ઉત્પન્ન થાય છે એટલે તે પૌદ્ગલિક વસ્તુઓમાં જ સુખ છે, એવી દૃઢ શ્રદ્ધાવાળો થવાથી પોતે સુખી થવા પૌદ્ગલિક વસ્તુઓની હંમેશાં ચાહના રાખે છે, અને પ્રયત્ન કરીને મેળવે પણ છે; પરંતુ ક્ષણભિનશ્વર સંયોગી વસ્તુઓનો છેવટે વિયોગ થતાં મિથ્યાજ્ઞાન અને શ્રદ્ધાના અંગે પોતાને સુખશૂન્ય માનીને પરિણામે દુઃખી થાય છે.

હું સુખસ્વરૂપ છું. મારી પાસે જ સુખ છે, માટે સુખી થવા મારે કોઈપણ પ્રકારના જડ પદાર્થોની જરૂરત નથી, આવા પ્રકારની પોતાનામાં જ સુખની શ્રદ્ધાવાળા આત્માને પૌદ્ગલિક વસ્તુઓ મેળવવાની ઈચ્છા જ થતી નથી અને અજ્ઞાન અવસ્થામાં સંઘરેલા સુખસ્વરૂપને ઢાંકનારા કર્મના પુદ્ગલોથી મૂકાવાનો પ્રયાસ કરે છે.

વૈષયિક સુખોમાં ઈચ્છાઓની વિદ્યમાનતા હોય છે જ્યારે આત્મિક સુખમાં ઈચ્છાઓનો અભાવ હોય છે. જો કે આત્મસ્વરૂપ સુખ પ્રકટ કરવાની ઈચ્છા થાય છે પણ તે એક નામની જ ઈચ્છા હોય છે; સ્વરૂપથી તો તે અનિચ્છા જ છે, કારણ કે કૃત્રિમ અને અકૃત્રિમ બંને પ્રકારના સુખની ઈચ્છાઓની ભાવનામાં ઘણી જ ભિન્નતા હોય છે. વૈષયિક સુખની ઈચ્છામાં ઇષ્ટ પૌદ્ગલિક વસ્તુઓને ગ્રહણ કરવાની ભાવના હોય છે ત્યારે આત્મિક સુખની ઇચ્છામાં પૌદ્ગલિક વસ્તુઓને ત્યાગવાની ભાવના હોય છે. આવા અકૃત્રિમ સુખના ઈચ્છુકને પૌદ્ગલિક વસ્તુઓના સંયોગવિયોગમાં ઇષ્ટાનિષ્ટપણું હોતું નથી, પુણ્ય કર્મના ઉદયથી થતા અનુકૂળ સંયોગોમાં રાજી થઈને સુખ માનતો નથી અને પાપકર્મના ઉદયથી થતા પ્રતિકૂળ સંયોગોમાં નારાજ થઈને દુઃખ માનતો નથી.

જેમ સુખ આત્માનો સ્વભાવ છે તેમ દુઃખ કોઈનો સ્વભાવ નથી પણ વિભાવ છે, અર્થાત્ ભિન્ન જાતિ ગુણ અને ધર્મવાળા બે દ્રવ્યોના સંયોગથી ઉત્પન્ન થયેલી વિકૃતિ છે, અને તે સુખસ્વરૂપે હોય છે અને દુઃખસ્વરૂપે પણ હોય છે, કારણ કે સાચા સુખથી અણજાણ પુદ્ગલાનંદી જીવોમાંનાં કેટલાક વિકૃતિને સુખ માને છે ત્યારે કેટલાક દુઃખ માને છે પરંતુ તાત્ત્વિક દૃષ્ટિથી વિચાર કરતાં તે વિકૃતિ સુખ પણ નથી તેમજ દુઃખ પણ નથી, કારણ કે જ્યારે જડ અને ચૈતન્યના સંયોગનો સર્વથા વિયોગ થાય છે ત્યારે બેમાંથી એક પણ વસ્તુ હોતી નથી અર્થાત્ બંને દ્રવ્યોના સંયોગોમાં જે સુખ માનવામાં આવતું તે પણ નથી હોતું તેમજ દુઃખ પણ હોતું નથી; પરંતુ કર્મસ્વરૂપ પુદ્ગલોના વિયોગથી આત્માનું સાચું સુખસ્વરૂપ પ્રગટ થાય છે, અને ચૈતન્યના સંયોગરહિત પુદ્ગલોમાં શુદ્ધ વર્ણાદિ તથા સડન, પડન આદિ ધર્મો પ્રગટ થાય છે, અર્થાત્ બન્ને દ્રવ્યોના સંયોગથી થયેલી વિકૃતિ મટી જાય છે અને પ્રકૃતિ પ્રગટ થાય છે. જેમકે ચૂનો અને હળદર ભેગાં થવાથી લાલ વર્ણ થાય છે તે એક પ્રકારની

વિકૃતિ–વિભાવ છે; પરંતુ સ્વભાવ નથી કારણ કે લાલ વર્ણ નથી હોતો ચૂનાનો કે નથી હોતો હળદરનો, અને તે પ્રયોગથી હળદર અને ચૂનો અલગ કરવામાં આવે છે ત્યારે નષ્ટ થઇ જાય છે અને ચૂનાનો ધોળો વર્ણ તથા હળદરનો પીળો વર્ણ પ્રગટ થાય છે, તેવી જ રીતે જડ ચૈતન્યના સંયોગથી થવાવાળા સુખ–દુઃખ પણ વિકૃતસ્વરૂપ છે; પ્રકૃતિ સ્વરૂપ નથી માટે જ પૌદ્‌ગલિક સુખ–દુઃખ ક્ષણવિનશ્વર છે.

જેમ પૌદ્‌ગલિક સુખદુઃખોમાં સુખનો અભાવ દુઃખ અને દુઃખનો અભાવ સુખ મનાય છે, પણ તે માન્યતામાં કાંઇક સમજફેર થાય છે; કારણ કે તે બન્ને અભાવસ્વરૂપ નથી પણ દુઃખ આત્મિક સુખના આવરણસ્વરૂપ છે અને પૌદ્‌ગલિક સુખ તે દુઃખમાં શુદ્ધ સુખના આરોપસ્વરૂપ છે; માટે પૌદ્‌ગલિક સુખ–દુઃખ જેવી કોઇ વાસ્તવિક વસ્તુ નથી. જેમ દીપક ઉપર માટીનું કૂંડું અથવા તો ધાતુનું વાસણ ઊંધું વાળવાથી જે કાંઇ અંધકાર થાય છે તે પ્રકાશના ઉપર આવેલાં આવરણસ્વરૂપ છે પણ પ્રકાશના અભાવસ્વરૂપ નથી, અને તેથી જ્યારે દીપક ઉપરથી વાસણ ઉંચકી લેવામાં આવે છે ત્યારે અંધારું નષ્ટ થઇ જાય છે અને પ્રકાશ પ્રકટ થાય છે, તેમ આવરણસ્વરૂપ જે દુઃખ કહેવાય છે તે આવરણ ખસી જવાથી નષ્ટ થાય છે અને સુખ સ્વરૂપથી પ્રગટી નીકળે છે. આત્માના ઉપર કર્મના આવરણ આવી જવાથી અનેક પ્રકારના પુદ્‌ગલો–જડ પદાર્થોનો સંયોગ થયો તે આવરણસ્વરૂપ વિકૃતિ હોવાથી દુઃખરૂપે જ ઓળખાય છે અને આવરણ ખસી જવાથી શુદ્ધ સુખસ્વરૂપ પ્રગટ થાય છે, પણ આવરણવાળા સંસારી જીવો જેને સુખ માને છે તેવી કોઇ આવરણસ્વરૂપ દુઃખ અને આવરણ રહિત શુદ્ધ સુખ સિવાય ત્રીજી વસ્તુ જણાતી નથી કે જેને શુદ્ધ સુખથી ભિન્ન સુખ તરિકે માનવામાં આવે, માટે પૌદ્‌ગલિક સુખ જેને કહેવામાં આવે છે તે આવરણસ્વરૂપ દુઃખમાં જીવે કરેલો શુદ્ધ સુખનો આરોપ માત્ર છે.

જડ પદાર્થોની અસર થવાથી અંતઃકરણમાં હર્ષ, શોક, દિલગીરી, આનંદ, પ્રમોદ, ઉલ્લાસ આદિ જે વિકારો ઉત્પન્ન થાય છે તેને પૌદ્‌ગલિક સુખદુઃખ કહેવામાં આવે છે કે જે એક પ્રકારનો મોહનીયકર્મનો ઔદયિક ભાવ છે. તે જ્યારે ભોગવાઇ રહે છે ત્યારે પૂર્વોક્ત વિકારો શાંત થઇ જાય છે, ભિન્ન ભિન્ન સમયે મોહનીયની ભિન્ન ભિન્ન પ્રકૃતિઓનો ઉદય હોવાથી વિકારોમાં પણ ભિન્નતા આવી જાય છે. કોઇ વખત હર્ષ થાય છે, તો કોઇ વખત શોક થાય છે, કોઇ વખત આનંદ થાય છે તો કોઇ વખત દિલગીરી થાય છે. આ બધાંયે વિકારોનો પૌદ્‌ગલિક સુખદુઃખમાં સમાવેશ થાય છે.

પૌદ્‌ગલિક વસ્તુઓનો સંયોગ એક સરખો હોવા છતાં પણ આવરણવાળો જીવ મોહનીયના ઉદયને લઇને એકમાં અનુકૂળતા અને ઇતર સંયોગમાં પ્રતિકૂળતા અનુભવે છે. જો કે અનુકૂળ સંયોગો પણ જીવના આનંદ તથા સુખસ્વરૂપને ઢાંકવાવાળા હોય છે તો પણ જીવ તેમાં સુખનો આરોપ કરે છે. પૌદ્‌ગલિક સંયોગોમાં અનુકૂળતા–પ્રતિકૂળતાનું અનિયમિતપણું છે. એક વ્યક્તિને એક વસ્તુ અનુકૂળ હોય છે ત્યારે તે વસ્તુ બીજાને પ્રતિકૂળ હોય છે. આ અનિયમિતપણાનું મૂળ કારણ કર્મોના ઉદયની

વિચિત્રતા છે. જ્યારે મોહનીયનો સમૂળગો ક્ષય થઇ જાય છે ત્યારે ક્ષાયિકભાવને પ્રાપ્ત થએલા સઘળા ય આત્માઓની એકસરખી દૃષ્ટિ થાય છે, કારણ કે તેમના આત્માઓ ઉપરથી આવરણો ખસી જવાથી આત્મિક સુખસ્વરૂપ પ્રગટ થાય છે અને સમ્યગ્જ્ઞાનનો વિકાસ થવાથી પૌદ્ગલિક વસ્તુઓના સત્ય સ્વરૂપને ઓળખી લે છે. એટલે જડ પદાર્થોનેમાં મને સુખ-દુઃખ, અનુકૂળતા-પ્રતિકૂળતા આદિ અસત્ ભાવોનો અનુભવ થતો નથી, પરંતુ તેઓ આત્મસ્વરૂપ સાચા સુખનો અનુભવ કરવાવાળા હોય છે અને આ સુખ વિકૃતિસ્વરૂપ ન હોવાથી હમેશાં રહેવાવાળું હોય છે, તેમજ પૌદ્ગલિક આરોપિત સુખની જેમ તારતમ્યતા વગરનું હોય છે, તેમજ અનુભવ પણ એકસરખો જ હોય છે.

જેમ શરીર ઉપર મેલ લાગવાથી આવતી દુર્ગંધને દૂર કરવાને માટે સુગંધી પદાર્થ ચોપડવામાં આવે છે, જ્યાં સુધી સુગંધી પદાર્થની અસર હોય છે ત્યાં સુધી દુર્ગંધ જણાતી નથી અને સુગંધી આવે છે, પણ સુગંધી પદાર્થની અસર દૂર થઈ ગયા પછી દુર્ગંધ જેવી ને તેવી પ્રગટી નીકળે છે અથવા તો માથામાં કે પેટમાં સખત દુઃખાવો થતો હોય અને દવાનો ઉપયોગ કરવામાં આવે તો તે દવાની અસરથી તત્કાળ તો તે દુઃખાવો મટી જાય છે, પણ દવાની અસર દૂર થઈ ગયા પછી પાછો દુઃખાવો થવા માંડે છે તેમજ પ્રતિકૂળ માનવામાં આવતાં પુદ્ગલોના સંસર્ગથી મનાતા દુઃખને દૂર કરવાને અનુકૂળ પૌદ્ગલિક વસ્તુઓને મેળવીને સુખ માનવામાં આવે છે, પરંતુ જ્યારે અનુકૂળ માનેલી પૌદ્ગલિક વસ્તુઓનો સંસર્ગ દૂર થઈ જાય છે ત્યારે પાછા પોતાને દુઃખી માને છે.

આત્માની સાથે પૌદ્ગલિક વસ્તુઓનો સંયોગ માત્ર દુઃખસ્વરૂપ છે, કારણ કે જ્યાં સુધી આત્મા, રૂપી જડની સાથે સંયોગ સંબંધથી જોડાયેલો હોય છે ત્યાં સુધી તેના સુખ, આનંદ, જ્ઞાન આદિ ગુણો ઢંકાયેલા રહે છે. એટલે જડ સંયોગી આત્મા સુખ વગરનો હોવાથી દુઃખી કહેવાય છે, જેથી કરી તેને સુખ મેળવવા બીજા જડ પદાર્થોની જરૂરત પડે છે અને તે જડ પદાર્થો મેળવ્યા પછી તેમાં સુખનો આરોપ કરી પોતાને સુખી માને છે, પણ જ્યારે તે જડ પદાર્થનો વિયોગ થાય છે ત્યારે પાછો પોતે પહેલાં કરતાં બમણું દુઃખ મનાવે છે. જેમ કોઈને ખરજવું થયું હોય અને ખણુજ આવતી હોય ત્યારે તે લાકડાની અણીથી કે તેવી જ કોઇ ધારવાળી વસ્તુથી ખણીને સુખ માને છે, પણ ખણી રહ્યા પછી છોલાવાથી બળતરા થવાથી બમણો દુઃખી થાય છે, પણ જો ખરજવાની દવા કરી મૂળથી મટાડી દેવામાં આવે તો તે દુઃખથી મૂકાઇ જઈને સુખી થાય છે. અને ખણુજનું દુઃખ મટાડી સુખી થવા ધારવાળી વસ્તુની પણ જરૂરત પડતી નથી, તેમજ તે વસ્તુઓના ઉપયોગથી થતું બમણું દુઃખ પણ ભોગવવું પડતું નથી, તેવી જ રીતે આવરણવાળા દુઃખી જીવને જડસ્વરૂપ કર્મોનો સર્વથા વિયોગ થવાથી સુખસ્વરૂપ પ્રગટ થઈ જાય છે કે જેથી કરીને સુખને માટે ગ્રહણ કરવામાં આવતી પૌદ્ગલિક વસ્તુઓ કે જે પરિણામે બમણું દુઃખ આપે છે, અર્થાત આત્મિક સુખ સ્વરૂપને બમણું ઢાંકી દે છે તેની જરૂરત પડતી નથી

મોહના ઉદયવાળા જીવો મમતામાં સુખ

માને છે ત્યારે મોહના ક્ષય કે ઉપશમવાળા જીવો સમતામાં સુખ માને છે. એક માણસ પાસે વસ્ત્ર ન હોય, મકાન ન હોય, ઘરેણાં ન હોય, કે અન્ન ન હોય પણ બીજાની માલકીની બધી ય વસ્તુઓ વિદ્યમાન હોય છતાં આ મારી નથી, એવું મનમાં હોવાથી પોતાને દુઃખી માને છે, પણ તે જ વસ્તુઓ પોતે મેળવે છે ત્યારે આ વસ્તુઓ મારી છે, હું એનો સ્વામી છું, એવી માન્યતાથી પછી તે વસ્તુઓને વાપરે કે ન વાપરે તો પણ પોતાને સુખી માને છે. પણ પારકી વસ્તુઓ પોતે વાપરવા છતાં, આ વસ્તુ મારી નથી એવી ભાવનાથી સુખ માનતો નથી માટે પૌદ્‌ગલિક સુખમાં મમતાની જરૂરત રહે છે. જે વસ્તુઓમાં મમતા હોય છે તેમાં જ સુખનો આરોપ કરે છે અને પોતાને એમ માને છે કે આ વસ્તુઓથી જ હું સુખી છું, તેમજ આ વસ્તુઓ નાશ પામશે તો હું દુઃખી થઈ જઈશ, એવી સમજણથી તે વસ્તુઓની રક્ષા કરવા નિરંતર કાળજી રાખે છે અને સુખથી વિમુખ થવાથી વંચિત ન રહી જવાય એટલા માટે હમેશાં તેમાં રાચ્યોમાચ્યો રહે છે. મોહનીયના ઉદયથી વસ્તુસ્થિતિનો અણજાણ હોવાથી મમતા દુઃખની વૃદ્ધિ કરનારી હોવા છતાં પણ સુખના માટે તેને કરવી પડે છે, પરંતુ તે વસ્તુના વિદ્યમાનપણામાં જ મમતાના સત્ય સ્વરૂપ દુઃખનો અનુભવ થઈ જાય છે તો પણ તે વસ્તુમાં રહેલી આસક્તિને છોડતો નથી અને છેવટે તે વસ્તુ નાશ થઈ જાય છે ત્યારે મમતાને લઈને ઘણો જ દુઃખી થઈ જાય છે.

કોઈ એક વિશાળ મકાનમાં વ્યાખ્યાન ચાલતું હોય, વક્તા અત્યંત આકર્ષક ભાષામાં વ્યાખ્યાન આપી રહ્યો હોય, વિષય પણ લોકપ્રિય હોય, શ્રોતાઓ પણ સાંભળવામાં મગ્ન બની ગયા હોય એવામાં કોઈ ત્યાં આગળ ગભરાયલે ચહેરે બૂમ મારતો આવે કે એક છોકરો મોટર નીચે દબાઈને મરી ગયો તો ત્યાં વ્યાખ્યાનમાં બેઠેલાંઓમાંથી જેટલા છોકરાવાળાઓ હોય તે બધાયને ' મારો તો છોકરો નહી હોય' એવી મમતાને લઈને ચિંતા તથા દુઃખ થવાથી ત્યાંથી ઉભા થઈને બહાર દોડવાની તૈયારીમાં હોય અને એટલામાં કેઇ બીજો માણસ આવીને કહે કે એ તો કોઈ કોળીનો છોકરો ભિખારી છે. આ પ્રમાણે સાંભળતાવેંતજ ઉભા થઈ ને ઉતાવળથી જવાને તૈયાર થએલા માણસોનાં મનમાં 'આ તો કોઈ ભિખારી છે, અમારો છોકરો નથી' એવી વિચારણા થવાથી મમતા દૂર થતાંની સાથે જ ચિંતા અને દુઃખ પણ દૂર થઈ જાય છે. આવી જ રીતે આવા વ્યાખ્યાનના પ્રસંગે કોઈ આવીને કહે કે—'અમુક શેરીમાં આગ લાગી છે' તો તે શેરીમાં રહેનારા માણસોના મનમાં ચિંતા ઉત્પન્ન થવાથી જવાને તૈયાર થયા હોય એટલામાં કોઈ બીજો માણસ આવીને કહે કે ' એક કોળીનું છાપરૂં બળી ગયું છે ' તો ચિંતાતુર માણસો, ' અમારા ઘરમાં આગ નથી લાગી' એમ જાણ થતાંની સાથે જ ચિંતા રહિત થઈ જાય છે; પરંતુ તાત્વિક દૃષ્ટિથી વિચાર કરવામાં આવે તો મમતા દુઃખને ઉત્તેજિત કરનારી છે, પણ સુખને ઉત્પન્ન કરનારી નથી, કારણ કે જે છોકરા અને ઘર ઉપર મમતા છે તે મરી જાય કે બળી જાય તો પુષ્કળ દુઃખ

(૮) ચિત્ત પ્રસન્નતાથી આનાં બધાં દુઃખો ટળે છે અને પ્રસન્નતા પામેલાની બુધ્ધિ તરત જ સ્થિર થાય છે.

(૯) જે આત્માને સમત્વ નથી તેને વિવેક નથી, તેને ભક્તિ નથી, અને જેને ભક્તિ નથી તેને શાન્તિ નથી, અને જ્યાં શાન્તિ નથી ત્યાં સુખ ક્યાંથી હોય ?

(૧૦) વિષયોમાં ભટકતી ઇન્દ્રિયોની પાછળ જેનું મન દોડી જાય છે, તેનું મન વાયુ જેમ નૌકાને પાણીમાં તાણી લઇ જાય છે તેમ તેની બુધ્ધિને ગમે ત્યાં તાણી લઇ જાય છે.

(૧૧) તેથી હે મહાનુભાવો ! જેની ઇન્દ્રિયો ચોમેર વિષયોમાંથી નીકળીને પોતાના વશમાં આવી ગયેલી હોય છે તેની બુદ્ધિ સ્થિર થાય છે.

(૧૨) નદીઓના પ્રવેશથી ભરાતો છતાં સમુદ્ર જેમ અચળ રહે છે તેમ જે મનુષ્યને વિષે સંસારના ભોગો શમી જાય છે તે જ શાન્તિ પામે છે; નહિ કે કામનાવાળો મનુષ્ય.

(૧૩) બધી કામનાઓને છોડી જે પુરુષ ઇચ્છા, મમતા અને અહંકાર રહિત થઇ વિચરે છે તે જ શાન્તિ પામે છે.

(૧૪) ધર્મનું આચરણ કરો. અધર્મનું નહિ. સત્ય બોલો, અસત્ય નહિ. દીર્ઘદૃષ્ટિ રાખો, ટુંકી નહિં. ઉંચી દૃષ્ટિ રાખો, નીચી નહિ.

(૧૫) હિંસા ન કરવી, સત્ય બોલવું, ચોરી ન કરવી, પવિત્રપણે પાલન કરવું, ઇન્દ્રિયોને કાબૂમાં રાખવી "अहिंसा परमो धर्मः" તે વાક્ય ખાસ ઉચ્ચારવું.

(૧૬) હિંસા ન કરવી, સત્ય બોલવું, ચોરી ન કરવી વિષયેચ્છા ન કરવી, ક્રોધ ન કરવો, લોભ ન કરવો; પણ જગતનાં પ્રાણીમાત્રનું કલ્યાણ કરવું તે શ્રેયસ્કર છે. દયાધર્મનો તે દરેકમાં સમાવેશ છે.

(૧૭) જે કરોડો ગ્રન્થોમાં કહેલું, જૈન આગમોમાં કહેલું તે ખરેખર આત્માર્થીને લાભદાયક છે. જૈન આગમોનો અભ્યાસ ખાસ કરવો, તેમાંથી કાંઇ ને કાંઇ મળી આવે. જાણવાનું મળે તેમાંથી ચિંતવન કરવું, મનન કરવું. તેમાંથી ધર્મનું રહસ્ય સાંભળો અને સાંભળીને હૃદયમાં ઉતારો. તે એ કે જે પોતાને પ્રતિકૂળ હોય તે બીજા પ્રત્યે ન આચરવું.

(૧૮) **હે મૂર્ખ** ! ધનપ્રાપ્તિની તૃષ્ણાં ત્યાગ કર. સદ્બુધ્ધિ કરી મનને તૃષ્ણા રહિત ક પોતાનાં કર્મે કરીને જે કાંઇ ધન પ્રાપ્ત થ તેથી તારા ચિત્તને પ્રસન્ન રાખ.

(૧૯) **હે ચેતન**, ધન અનર્થકારક છે એ નિરન્તર ભાવના કર. તેમાં ખરેખર જરાયે સુખ નથી. ધનવાનોને પુત્રથી પણ બીવું પડે છે. આ રીત સર્વત્ર જાણીતી છે.

(૨૦) કામ, ક્રોધ, લોભ, મોહનો ત્યાગ કરી હું કોણ છું ? એનો વિચાર કર. જે આત્મજ્ઞાન વિનાના મૂઢ છે તે નરકમાં પડી સબડે છે.

(૨૧) કમલપત્ર પરના પાણીની માફક જીવતર અતિશય ચપળ છે. વ્યાધિ અને અભિમાનથી ઘેરાયેલો આત્મા અને શોકથી ભરેલો આ સર્વ સંસાર છે એમ જાણ.

(૨૨) વિપત્તિઓ સાચી વિપત્તિ નથી અને સંપત્તિ સાચી સંપત્તિ નથી. પ્રભુનું ભજન કરવું, ગુણગાન ગાવું તે શ્રેયસ્કર છે.

(૨૩) અહો, આ પૃથ્વી ઉપર ઉન્મત્ત હાથીઓના કુંભસ્થળને તોડી પાડનારા શૂરવીરો છે.

શ્રી કનૈયાલાલ જગજીવન રાવળ B. A.

# સદ્‌વૃત્તિ.

સદ્‌વૃત્તિ એટલે મનનું સારું વલણ. મનમાં ઉદ્‌ભવતી ઇચ્છાઓનો કલ્યાણકારી અને પવિત્ર માર્ગ એટલે સદ્‌વૃત્તિ. આખું જગત સદ્‌વૃત્તિથી જ ટકી રહ્યું છે, તે વગર ઘેર, ગામ, દેશ, જગતનો નિભાવ થવો અશકયવત જ છે. આજના જગતની હયાતી બતાવે છે કે સદ્‌વૃત્તિવાળા મહાન્ આત્માઓ, સજ્જનો, મહાપુરુષો વગેરે જગત ઉપરથી અદૃશ્ય નથી થયા. સમસ્ત વિશ્વ આ સદ્‌વૃત્તિની સુખરૂપ રચનાથી જ આગળ અને આગળ પ્રગતિ સાધી રહ્યું છે. ઈતિહાસને પાને નોધાયેલા, અમર બનેલા, મહાપુરુષોમાં સદ્‌વૃત્તિ ન હતી એમ કોણ કહી શકશે? આર્યાવર્તની પુરાણા કાળની સાધ્વી, પતિવ્રતા, સદાચરણશીલ સ્ત્રીઓમાં સદ્‌વૃત્તિનું શોણિત ઘોડાપૂર વેગે ઉછળતું હતું. તેમનાં જીવનમાં સત્યનિષ્ઠા, ઉદારદિલી, ન્યાયપ્રિયતા, વિશુદ્ધ પ્રેમ ભાવના છલબલ છલકતાં હતાં. તે ચાર તત્ત્વોને અનુકૂળ તેમના જીવન-નિર્માણ થયેલાં. આ માર્ગેથી તેઓ જરા પણ પદચ્યુત નથી થયા એ શંકા વગરની વાત છે.

(૨૪) સ્ત્રીઓને કામની ઇચ્છાઓમાં સંતોષ થતો નથી, તેથી સ્ત્રીઓમાં જે વિરક્તપણું રાખે તે પુરુષ ઉત્તમ કહેવાય છે.

(૨૫) પ્રાણી પ્રાય અધિક પરિગ્રહને માટે આરંભ કરે છે, અને તે પ્રાણીને નિશ્ચે કરીને દુઃખની ખાણરૂપ થાય છે, તેથી પરિગ્રહની અલ્પતા કરવી જોઇએ. (ચાલુ)

સત્પાત્ર કોણ? કુળવાન હોય તે નહિ; આ તો લોકમાન્યતા, રૂઢિનું વેણ છે, જે સર્વત્ર અને સર્વથા સ્વીકારવા પાત્ર નથી હોતું. પણ ખરો સુપાત્ર તો સદ્‌ગુણનો જે ભંડાર હોય, જેની સદ્‌વૃત્તિની પવિત્રતા અને પ્રકાશ ઊડીને આંખે વળગે તેવાં હોય તે જ છે. માણસની કુલીનતા કે ગૃહસ્થાઈના લક્ષણ નથી ધનસંપત્તિમાં, નથી સત્તા અધિકારમાં, નથી વિદ્યા પાંડિત્યમાં કે નથી કુળગોત્રમાં; પણ તેના મૂળબીજ તો સદ્‌વૃત્તિમાં જ સાંપડશે.

સત્ય-મહાસત્ય અંતિમ સત્યમાંથી જગતનો જન્મ થયો અને તે સત્ય પામવાને આપણે રાતદિ' મથામણ કરીએ છીએ: આ સત્ય ઉપર સદ્‌વૃત્તિનો પાયો છે. ઉદારતા ઉપર તેનો આધાર છે. ઉદારવૃત્તિ થવી કે ઉદારતા બતાવવી એ બહુ કપરું કામ છે, સહેલું નથી. સામાન્ય સાદી વાત કે બીનામાં પણ આપણે ન્યાયની તુલા જાળવી શકતા નથી. પક્ષપાત કર્યા વગર આપણું મન અટકતું નથી. પ્રેમ તો આપણે આપણા સ્વાર્થ માટે, ધન માટે, કીર્તિ માટે કે સત્તા માટે જ વાપરીએ છીએ! પણ આ યોગ્ય નથી. સદ્‌વૃત્તિ હોય ત્યાં પ્રેમનો ઉચ્ચ આશય દૃષ્ટિગોચર થાય જ.

જે માણસ ઊંચા વિચાર, ભાવના, આચરણ અને કર્તવ્ય માટે પોતાનું જીવન સમર્પે, સર્વસ્વનો ત્યાગ કરે, તે જ સદ્‌વૃત્તિવાળો છે, એવી એની કસોટી છે. ઉદારતા

અને પ્રેમમાં સદ્‌વૃત્તિ આચારરૂપે પ્રત્યક્ષ થાય છે જેનામાં સદ્‌વૃત્તિના પાતાળકૂવાની સરવાણીઓ ફૂટે છે તે સદ્‌વૃત્તિ પ્રમાણે જ આચરણ કરવા પ્રેરાય છે. તેને લાભ અલાભ, જય અજય, લોકોની સ્તુતિ કે નિંદાની મુદ્દલ પરવા નથી. લોકોની તાળીઓનો ગડગડાટ તેનું ધ્યેયબિન્દુ નથી; પણ અંતઃકરણના નાદને વશ રહેવું તે છે.

જેનામાં સદ્‌વૃત્તિ છે તે માણસો મન, કર્મ અને વાણી ત્રણેમાં સરખી રીતે કલ્યાણમય અમૃતથી ભરેલાં હોય છે. તેમની ઉપકારવૃત્તિ, પરમાર્થવૃત્તિ, લોકોની સેવામાં નિમગ્ન બની રહે છે અને લોકોને પ્રસન્ન કરે છે. તે પારકાનાં છિદ્રોને નાના રાઈના દાણા જેવડા કરે છે. બલ્કે છિદ્રો તરફ ધ્યાન આપતા જ નથી. તે પારકાના ગુણોને પર્વત જેવડા કરી બતાવે છે.

સદ્‌વૃત્તિએ એક વાર મનમાં વાસ કર્યો કે પછી એ ખસતી નથી; તે કદી વિસારે પડતી નથી. તે બીજાને પ્રાણ–ચેતન આપે છે. સદ્‌વૃત્તિ એટલે મનુષ્યનો અમર દૈવી અંશ. જગતમાં વિશ્વાસ પ્રસરાવનારું તે એકમાત્ર તત્ત્વ છે, શક્તિ છે, કળ છે. મનની મલિનતા ધોઈને સાફ કરી નાખો, દુર્ગુણોને જડમૂળથી ઉખેડી નાખો, વક્રદષ્ટિનો–દોષદષ્ટિનો સદંતર ત્યાગ કરો, જગતની ઉજળી બાજુ હમેશાં જોવા યત્ન કરો, મનની સંકુચિતતા, સ્વાર્થાંધતા, ઇર્ષ્યાખોરીના અસુરને દેશનિકાલ કરો, એટલે તરત સદ્‌વૃત્તિના દિવ્ય ફિરસ્તાનો પરિચય–સાક્ષાત્કાર–આપોઆપ જ થશે. મનમાં રજમાત્ર પણ દુષ્ટતા ઘર કરી ગઈ તો સદ્‌વૃત્તિનો સગડ પણ મળવો મુશ્કેલ છે, કારણ ત્યાં વિશ્વાસનું પ્રફુલ્લિત, નિર્ભય, વાતાવરણ જ જામતું નથી. સારી વૃત્તિવાળા માણસનો જ સૌ ઇતબાર કરે છે. તેના આગળ તેઓ હૃદયના કબાટ ઉઘાડે છે. તેને જ જીવનનાં અમૂલ્ય કિંમતી રત્ન જવાહિરો સોંપે છે. આમ જીવનના વ્યવહારના કાર્યોમાં વિશ્વાસની ખાસ જરૂર ડગલે ને પગલે જણાય છે. જો અવિશ્વાસની ગંધ ફોરે તો ત્યાં વહેમના વમળો ઘૂમરી ખાઇને ઘૂમી વળે છે અને સર્વત્ર શંકાની દૃષ્ટિઓના ઉંદરડા દોડાદોડ મચાવી મૂકે છે.

સદ્‌વૃત્તિવાળો જીવનની સ્પર્ધામાં પહેલો આવે છે અને જીવે છે; તે જ સ્નેહ અને માન ખાટી જાય છે; જીવનકાર્ય સફળતાથી બજાવી જાય છે; અને જગતને પોતા ઉપરથી કંઈ બોધપાઠ ભણાવતો જાય છે. સદ્‌વૃત્તિવાળો માણસ આદર્શ–અરિસો–ગણાય છે. તેનામાંથી પ્રેરણા અને માર્ગદર્શન મળી રહે છે. લોકો એની વીરપૂજા તરફ ઢળે છે.

બુદ્ધિથી જ જીત મળે છે એવું નથી. બુદ્ધિવાન સામાનો પ્રેમ જીતી શકતો નથી. બુદ્ધિ–બુદ્ધિકુશળતા–એ મનની કસરત છે. પણ સદ્‌વૃત્તિનો પ્રેમ મેળવનાર જાદૂઈ ચીજ છે. કુશળતાને લોકો 'વાહ ! વાહ !' થી વધાવશે, પણ સદ્‌વૃત્તિવાળાના તો તેઓ જીવનભર ગુલામ થઈ રહેવા તૈયાર બને છે. બુદ્ધિ, વિદ્યા, કુશળતા, ધનસંચય, પાંડિત્ય, સત્તા વગેરે સદ્‌વૃત્તિ વગરનાં લૂલાં પાંગળાં છે; સદ્‌વૃત્તિ હોય તો જ એ સૌ શોભે છે અને જગતને લાભરૂપ છે.

સમ્યગ્જ્ઞાનની કુંચી—

# પરમાત્માનું આધિરાજ્ય.

[ ગતાંક પૃષ્ઠ ૨૦૨ થી શરૂ. ]

વિદ્રેપ–નીતિનો અમલ શત્રુઓને ઉદ્દેશીને જ કોઇવાર ઇષ્ટ થઇ પડે છે. શત્રુપક્ષ સંક્ષોભજન્ય નિર્બળ સ્થિતિમાં હોય તો વિદ્રેપ–નીતિથી શત્રુપક્ષને પરાસ્ત કરવાનું કાર્ય અત્યંત સુકર થઇ પડે છે. ધાર્મિક દૃષ્ટિએ આ નીતિ માનપ્રદ નથી ગણાતી. સાંસારિક મહત્ત્વાકાંક્ષાઓને ભોગે સંખ્યાબંધ આત્માઓનાં ભાવિ શ્રેયમાં આ નીતિથી અંતરાયભૂત થાય છે અને એ રીતે આ નીતિ ધાર્મિક દૃષ્ટિએ અનિચ્છનીય છે. શત્રુના દેશમાં અરાજકતાની સ્થિતિ–અશાંતિ ઉત્પન્ન કરી વિજય મેળવવો એ ધર્મ–દૃષ્ટિએ માન્ય ઠરતું નથી.

મિત્રો કે આશ્રિતોના સંબંધમાં ભેદ–નીતિ અખત્યાર કરવી એ તો અન્યાયની પરાકાષ્ઠારૂપ છે. સુરાજ્યમાં બધાં ઇષ્ટ રાજકીય તત્ત્વોનો સુમેળ હોય છે. સુરાજ્યમાં કુસંપરૂપી વિઘાતક તત્ત્વને કદાપિ સ્થાન ન જ હોય. સમસ્ત પ્રજાનાં કલ્યાણમાં જ દરેક પ્રજાજનનું હિત રહેલું છે એમ પ્રજાજનો યથાર્થ રીતે સમજી જાય એટલે ભેદ–નીતિ વધુ વખત ટકી શકતી નથી.

રાજ્ય કે સત્તાવાળાઓનાં ગૌરવને જોઇએ તે કરતાં વિશેષ મહત્ત્વ આપવું એ પણ એક મહાન દોષ છે. સત્તાવાળાઓનાં ગૌરવના અસત્ય સિદ્ધાન્તનું પાલન કરવા નિમિત્તે જો તેમના દોષને ઢાકવામાં આવે કે એ દોષોનો ખોટો બચાવ પણ થાય તો પ્રજા અને રાજા વચ્ચેનો સંબંધ બગડવાનો ઘણો જ સંભવ રહે છે. કોઈ પણ રાજ્યે કોઇ જાતનો મહાદોષ કરનાર સત્તાવાળાના સબંધમાં લેશ પણ ઉપેક્ષા ન કરવી જોઇએ. એમ કરવાથી રાજ્યની સ્થિરતા વધે છે. પ્રજાજનોમાં સંતોષ વ્યક્ત થાય છે, જે દોષ થયો હોય તેનું ઉન્મૂલન–સત્વ નિરાકરણ કરવાથી જ પ્રજાજનો શાન્ત થાય અને પ્રજાજનો અંતરથી રાજ્ય સાથે વિશેષ સહકાર પણ કરે. કાયદો અને વ્યવસ્થાનાં પાલનથી દેશમાં સર્વત્ર શાન્તિ ફેલાય છે. પ્રજાની સુખસંપત્તિ અનેક રીતે વધે છે.

પોતાના દોષોનું યથાયોગ્ય નિરીક્ષણ કરવું, એ આત્મસુધારણાનો એક પ્રધાન માર્ગ છે. દોષોનું નિરીક્ષણ બીજાઓની સુધારણા માટે ઇષ્ટ નથી. બીજાઓને પોતાના દોષ સ્વયમેવ જણાઇ આવે તે માટે બોધ કરતાં આચરણરૂપ પ્રત્યક્ષ દૃષ્ટાન્ત વિશેષ ઉપયુક્ત થઈ પડે છે. દૃષ્ટાન્તથી દોષનું યથાર્થ નિરીક્ષણ થતાં, ઘણા મનુષ્યો આત્મસુધારણાને પંથે પળે છે. કોઇ મનુષ્યને ક્રોધપૂર્વક કે તિરસ્કારથી બોધ આપવાથી કશુંયે વળતું નથી. ગંભીર વિચાર અને બુદ્ધિપૂર્વક અપાયલો ઉપદેશ જ ફલદાયી બને છે.

જીવનમાં સર્વ ક્ષેત્રોમાં પ્રવર્તમાન અનિષ્ટોનું નિવારણ કરવામાં, આધ્યાત્મિક પ્રભાવ સર્વથી વિશેષ કાર્યસાધક ઉપાય છે એમ આ ઉપરથી સ્પષ્ટ રીતે માલૂમ પડે છે. આધ્યાત્મિક પ્રભાવથી જ મહાપાપીઓ અને ચારિત્રભ્રષ્ટ મનુષ્યોની વાસ્તવિક સુધારણા કરી શકાય છે. સખત કાયદાઓના અમલથી ભયંકર ગુન્હાઓનું પ્રમાણ ભાગ્યે જ ઘટે છે. ગુન્હેગાર ગણાતાં સ્ત્રી–પુરુષોના જામીન લેવા વિગેરે પાપનિવારક મનાતી રીતિઓનું પરિણામ ભાગ્યે જ ચિરસ્થાયી નીવડે છે. કાયદા આદિના ભયનો લોપ થતાં, પાપીની પાપવૃત્તિ અત્યંત સતેજ થાય છે. તેનું પાપ–કાર્ય પાછું ચાલુ થાય છે.

એક વખતના નીતિમાન અને ચારિત્રશીલ મનુષ્યો અનીતિમાન અને ચારિત્રભ્રષ્ટ બને એનાં

કારણો તપાસતાં નીતિનો સિદ્ધાન્ત સર્વત્ર કેવી રીતે પ્રવર્ત્તે છે તેનો કંઇક ભાસ આવી શકે છે. નૈતિક શિક્ષણથી કોઇ પણ પાપી મનુષ્યની સુધારણા થઇ શકે એમ પ્રતિત થાય છે. જે કારોબારી તંત્રમાં નૈતિક શિક્ષણને સ્થાન જ ન હોય અથવા જે કારોબારી તંત્રથી નીતિમાન મનુષ્યો ગુન્હેગાર બને છે તે કારોબારી તંત્ર સાવ નિરર્થક છે એમ કહી શકાય. એવાં તંત્રને કારોબારી તંત્ર ન કહીએ તો પણ ચાલે. નીતિના ઉચ્ચ સિદ્ધાન્તોનું યોગ્ય શિક્ષણ ગુન્હેગારોને મળવું જોઇએ. જે શાસનમાં ગુન્હેગારોને ઉચ્ચ પ્રતિનું નીતિશિક્ષણ નથી મળી શકતું તે શાસન દુઃશાસનરૂપ બની જાય છે. ગુન્હેગારો સ્વલ્પ દ્રવ્યાર્જન કરી શકે એવું કોઇ પ્રકારનું ઔદ્યોગિક શિક્ષણ આપ્યાથી પાપ–વૃત્તિ સર્વથા નિર્મૂળ નથી થતી. મનુષ્ય નીતિના સિદ્ધાન્તથી ઓતપ્રોત થઈ જાય, તેની રગેરગમાં નીતિનો સિદ્ધાન્ત વ્યાપી રહે તો જ મનુષ્ય અનીતિથી પર થાય છે. ગુન્હેગારોને ભય માત્ર શિક્ષાનો જ હોય છે. આથી પોતાનો ગુન્હો ન પકડાય તે માટે તેઓ બને તેટલા સાવચેત રહે છે. ગુન્હો ઢાંકવા માટે અનેક કાળાંધોળાં પણ કરે છે. શિક્ષાના ભયથી આ રીતે કોઈ ઇષ્ટ પરિણામ નથી આવતું. ગુન્હેગાર ઊલટો વિશેષ ગુન્હેગાર બને છે.

પાપીઓની સુધારણા માટે ધર્મ–શિક્ષણ અત્યંત આવશ્યક છે. આથી દરેક રાજ્યે ગુન્હેગારોને માટે ધર્મ–શિક્ષણનો યથાયોગ્ય પ્રબંધ કરવો ઘટે છે. ધર્મશિક્ષણથી આત્માનું સત્ય સ્વરૂપ સમજાય છે. આધ્યાત્મિક નિયમોની ઉપેક્ષારૂપ પાપનાં સંભવનીય અનિષ્ટ પરિણામોનો ગુન્હેગારને ખ્યાલ આવે છે. ગુન્હેગારોને યથાયોગ્ય ધર્મ–શિક્ષણ આપવામાં પ્રજાની સહાયની કેટલીક વાર અપેક્ષા રહે છે. ધર્મશિક્ષણનાં આ પુણ્યકાર્યમાં યથાયોગ્ય સહાય કરવી એ પ્રજાના નાયકોનું કર્તવ્ય થઇ પડે છે.

કોઇ પ્રવર્ત્તમાન અનિષ્ટનું કોઇ નવીન રીતિથી નિવારણ કરવાનો પ્રયત્ન કરતાં એ અનિષ્ટનું નિવારણ ભાગ્યે જ થાય છે. કોઇ વાર અનિષ્ટનું નિવારણ કંઇક અંશે થાય છે, તો બીજાં અનિષ્ટોનો પ્રાદુર્ભાવ થાય છે. જીવનનાં દરેક ક્ષેત્રોમાં વ્યાપ્ત રહેલાં અનિષ્ટોનું નિવારણ કરવાના પ્રયત્નો આમ નિરર્થક બને છે. તાત્પર્ય એ કે, અનિષ્ટનું ખરૂં નિવારણ આધ્યાત્મિક સહાયથી પર ન હોઇ શકે. દરેક અનિષ્ટનું વાસ્તવિક નિવારણ આધ્યાત્મિક સહાયથી જ થઇ શકે છે. વિવિધ પ્રકારનાં અનિષ્ટોનાં નિવારણ નિમિત્તે જાતજાતના કાયદાઓ થાય છે. આમ છતાં અનિષ્ટોનું ઉન્મૂલન નથી થતું. અનિષ્ટો એક પછી એક વધે છે. અનિષ્ટોનાં નિવારણ નિમિત્તે થતા કાયદાઓમાં કોઇ પણ પ્રકારની આધ્યાત્મિક પ્રેરણા ન હોવાથી જ આ પ્રમાણે અનિષ્ટો વૃદ્ધિંગત થાય છે. કાયદા બાંધનારાઓ આધ્યાત્મિક પ્રેરણાની ઉપેક્ષા જ કરે છે, કેટલાક એ પ્રેરણા સામે વિરોધ પણ દાખવે છે. કેટલાકમાં ઉચ્ચ પ્રતિની અનુકંપા નથી હોતી. આથી, પ્રેમના સંસ્થાપનરૂપ ભ્રાતૃભાવના દિવ્ય સિદ્ધાન્તનું વિસ્મરણ થાય છે. સામ્યભાવ અને ન્યાયવૃત્તિનું ઉલ્લંઘન થાય છે.

આજના જડવાદીઓ બીજાઓને ન્યાય મળે એમ નથી ઇચ્છતા. પોતાને કે પોતાની જાતિને જ સંપૂર્ણ ન્યાય મળે એવી તેમની ક્ષુદ્ર અને સંકુચિત વૃત્તિ પ્રાયઃ હોય છે. આવા જડવાદીઓથી દુનિયામાં કે કોઇ દેશમાં શાન્તિ સ્થાપી શકાય એ અશક્યવત્ છે. એટલું સારૂં છે કે, જડવાદીઓના મનોભાવ ભાગ્યે જ ફલિત થાય છે, ઊલટું તેમની અન્યાયી મનોવૃત્તિને અનુરૂપ શિક્ષા કુદરત તરફથી વહેલી મોડી જરૂર થાય છે. કુદરતની એ શિક્ષા કદાચ કોઇને દૃષ્ટિગોચર ન પણ થાય. આમ છતાં કુદરત શિક્ષા કરે છે એ તો સર્વથા સત્ય જ છે. કુદરત પાપી મનોભાવોના સંબંધમાં કેવી શિક્ષા કરે છે તે દીર્ઘદૃષ્ટિવાળા મનુષ્યોને પ્રાયઃ બોધગમ્ય છે, અત્યંત પાપી વિચારોની શિક્ષારૂપે કુદરત જગતને જમીનદોસ્ત પણ કરે છે એ નિઃશંક છે. સર્વ અનિષ્ટોનું




**૧. શ્રીહેમચંદ્રાચાર્ય**—લેખક: શ્રીયુત ધૂમકેતુ પ્રકાશક: જૈનાચાર્ય શ્રી આત્માનંદ શતાબ્દિ સ્મારક ટ્રસ્ટ બોર્ડ તરફથી મંત્રી, શ્રીયુત મોહનલાલ દીપચંદ ચોકસી, મુંબઇ, નં. ૩ તાંબાકાંટો, વોરાનો જુનો માળો,

કોઇ પણ ધર્મનો પ્રચાર તેનો પ્રણેતા કે ધર્માચાર્યમાં સંપૂર્ણ ત્યાગ, બ્રહ્મચર્ય, સરસ્વતી, રાજનીતિ અને ધર્મ એ બધાના સુમેળ વગર બની શકતો નથી. વર્તમાનકાળમાં જૈનાચાર્ય શ્રી હેમચંદ્રાચાર્યમાં એ તમામની પૂર્ણતા અને અસાધારણપણું સર્વ હતું. આચાર્યમહારાજમાં ગુજરાતી તરીકે જે દેશાભિમાન, પ્રજાભિધાન હતું કે જે રીતે પોતાના યુગના રાજાઓ, પ્રજાઓ, વિદ્વાનો, સાહિત્યકારો વગેરેને પોતાના અસાધારણ ગુણો અને વિદ્વત્તાથી મહાન બનાવવાના અને પોતાના જીવનમાં મહાન જોવાની તીવ્રાભિલાષાને લીધે સર્વમાન્ય-સર્વદેશીય વિધવિધ પ્રકારનું વિશાળ સાહિત્ય રજૂ કર્યું છે. આચાર્યમહારાજના ચરિત્રો અંગ્રેજી, ગુજરાતી વગેરે અનેક લખાઇ ચૂકેલ હોવા છતાં, શ્રી ધૂમકેતુભાઇની આ નવીન કૃતિમાં ઉમેરો થતો હોવા છતાં, લેખક જૈનેતર હોવા છતાં પોતાના મંતવ્યોમાં કોઈ સ્થળે સાંપ્રદાયિક અંધતા જેમ પ્રવેશવા દીધી નથી તેમ સંપ્રદાયના માનસને આઘાત પહોંચે તેવું પણ કોઇ સ્થળે જોયું નથી. તેથી જ જૈન વિદ્વાનો આ આચાર્ય મહારાજના જીવનચરિત્રને સંપૂર્ણ સ્વરૂપમાં જે બતાવી નથી શકયા, તે શ્રી ધૂમકેતુભાઇ આ ચરિત્ર લખવામાં બતાવી શકયા છે, તેટલું જ નહિ પરંતુ નિષ્પક્ષપાતપણે, સંશોધકબુદ્ધિએ જેમ લખાવું જોઇએ તે રીતે જ આ ચરિત્ર લેખક ભાઇ લખી શકયા છે.

શ્રી હેમચંદ્રાચાર્યનું ચરિત્ર લખવામાં લેખક મહાશય વસ્તુને સુસંગત રીતે આલેખવામાં જે નિપુણતા, રસસિંચનતા અને ભાવપૂર્ણતા લાવ્યા છે તેમ કોઈ અન્ય લેખક આ રીતે લાવી શકયા હોય તેમ જોઇ શકાતું નથી.

---

નિવારણ કરી શાન્તિનું સામ્રાજ્ય સ્થાપવું એ સત્ય રાજકારણનો પ્રધાન ઉદ્દેશ હોય છે. સત્ય રાજકારણનું દૃષ્ટિબિન્દુ સર્વદા વ્યાપક અને જગતને કલ્યાણકારી હોય છે.

જે મનુષ્યોમાં ખરી આંતરિક વિશુદ્ધિ હોય છે તેઓ દરેક સત્કાર્ય ગુપ્ત રીતે જ કરે છે. દંભી મનુષ્યો મહાન્ અને પવિત્ર ગણાવાની લાલસાથી, જે તે સત્કાર્ય જાહેર રીતે કરે છે. જનતાની પ્રશંસા ભાગ્યે જ હાર્દિક હોય છે. એ ક્ષુદ્ર પ્રશંસામાં સુખ કે આનંદ માનવાની ક્ષુદ્ર વૃત્તિથી મુક્તિ આદિ મળે એ સર્વથા અસંભાવ્ય છે. જનતાનાં પ્રમાણપત્રથી કોઇને મુક્તિ મળે એ કોઇ કાળે સંભવિત નથી.

પરમાત્માના અધિરાજ્ય વાંછુકોમાં ઇંદ્રિય-સુખ આદિની લાલસા નથી હોતી. તેઓ ઇંદ્રિય-લાલસાઓનો સર્વથા ઉચ્છેદ કરે છે. ઇંદ્રિયજન્ય લાલસાઓ અને સર્વ પ્રકારનાં ભૌતિક સુખો અશાશ્વત હોવાથી ઇંદ્રિય-લાલસાઓ આદિમાં તેમને કશોયે મોહ નથી થતો. ઇંદ્રિયલાલસાઓનું સ્વરૂપ જ એવું છે કે, એના વ્યામોહથી દુ:ખ જ થાય. ઇંદ્રિય લાલસાઓની સંલગ્નતા સર્વદા દુ:ખદાયી નીવડે છે. આથી એની સંલગ્નતા સર્વથા પરિહાર્ય થઇ પડે છે. સંલગ્નતા તો આત્માની જ હોય. આત્માની દિવ્ય સંલગ્નતા જ પરમ સુખમય અને કલ્યાણકારી છે.

(ચાલુ.)

આચાર્ય મહારાજ તે જમાનાના મહાન્ જ્યોતિર્ધર, મહાન્ સંસ્કૃતિધર, અપૂર્વ વિદ્વત્તા ધરાવનાર, તેમજ જૈનધર્મ કેટલો વિશાળ, ઉદાર અને પ્રાણીમાત્રનું હિત ધરનાર છે તે શ્રી આચાર્ય પ્રભુએ પોતાના જીવનમાં રાજાઓ, પ્રજાઓ, વિદ્વાનો વિગેરેને બતાવી આપ્યું છે. તેથી જ કલિકાલસર્વજ્ઞના બિરુદને સંપૂર્ણ યોગ્ય હતા એ વાત સર્વમાન્ય સિદ્ધ છે. આ જીવનચરિત્ર એટલું જ પ્રમાણિકપણે સર્વાંગસુંદર સત્ય સ્વરૂપે લખાયેલું છે કે- જે વાચકને વારંવાર વાંચતા પણ તૃપ્તિ થતી નથી. આ ગ્રંથ માટે વધારે પ્રશંસા કરવા કરતા કોઇ પણ જૈન બધુને વાંચવાની ભલામણ કરીએ છીએ. આ ચરિત્ર લખવામાં લેખક મહાશયે જે તટસ્થતા જાળવી છે તેથી જૈનેતર વિદ્વાનો સાહિત્યકારો વગેરેને પણ તે વાંચવાની જિજ્ઞાસા થાય તે સ્વાભાવિક છે.

જૈનદર્શનમાં આ કાળમાં ઘણાં વિદ્વાન મહાપુરુષો થઇ ગયા છે. એવા અસાધારણ વિદ્વાન ત્યાગી મહાત્માઓની જીવનગાથા–જ્ઞાનગાથા ગુજરાત સમક્ષ મૂકવા માટે આ સંસ્થાની બોર્ડને અને અન્ય સંસ્થાઓને ખાસ વિનંતિ કરીએ છીએ. કિંમત રૂા. ૧–૮–૦

**૨. શ્રી જૈન સિદ્ધાન્ત બોલ સંગ્રહ ( પ્રથમ ભાગ )** સંગ્રહકર્ત્તા **ભૈરોદાન શેઠીયા.** પ્રકાશક, શેઠીયા જૈન પારમાર્થિક સંસ્થા–બીકાનેર. કિંમત એક રૂપીયો.

આ ગ્રંથમાં ૪૨૩ વિષયો કે જે ચારે અનુયોગમાં વહેંચાયેલા છે, તે પ્રાયઃ આગમગ્રંથોના આધાર પર લખાયેલા છે અને સૂત્રોની સાક્ષી આપી પ્રમાણિક બનાવેલ છે. પછી અકારાદ્ય અનુક્રમણિકા પણ શરૂઆતમાં આપી જિજ્ઞાસુઓના પઠનપાઠનમાં સરલ બનાવેલ છે. આવા ગ્રંથોથી વાચકો વિવિધ વિષયોનું જ્ઞાન મેળવી શકે છે. આવો સંગ્રહ ઉપયોગી માનીએ છીએ અને મનનપૂર્વક વાંચવાની ભલામણ કરીએ છીએ. જે સુંદર ટાઇપ અને પાકા બાઇડીંગથી તૈયાર કરવામાં આવેલ છે.

**આ સભા તરફથી હાલમાં પ્રસિદ્ધ થયેલ શ્રી વાસુપૂજ્ય ચરિત્ર સંબંધી અભિપ્રાય. વયોવૃદ્ધ શાંતમૂર્ત્તિ પ્રવર્તક શ્રી કાન્તિવિજયજી મહારાજ આ ગ્રંથ માટે શું કહે છે?**

**શ્રી જૈન આત્માનંદ સભા–ભાવનગર**

ધર્મલાભની સાથે માલૂમ થાય કે આજરોજ તમારા તરફથી ગ્રંથરત્ન **પ્રભુશ્રી વાસુપૂજ્યચરિત્ર**ની ચોપડી અમોને મળી છે. જોતાં જ અને દર્શન કરતાં જ આનંદ ભરાઇ ગયો અને મથાળું વાંચવાનું મુહૂર્ત પણ કર્યું છે. હવે આગળ વાંચી આનંદરસના પ્યાલા પીવામાં આવશે. કામ બહુ જ સારૂં થયું છે. તથા ધ. શ્રા. **શાહ માણેકલાલ ચુનીલાલ જે. પી.** તેઓના ઉદારતાનો પણ આનંદરસ પીવામાં આવે છે. તેઓ જૈન શાસનમાં ભક્તજન છે. તેઓનું નામ ઘણી વખત વાંચી અમો આનંદમાં વૃદ્ધિ કરીએ છીએ. **તેમજ આજરોજ માસિક પણ મળ્યું છે. તેમાં લેખો પણ સારા છે. તે આજ વાંચ્યા છે. તમો પરમ ગુરુમહારાજની ભક્તિમાં આટલો આનંદ લ્યો છો અને બીજાને આપો છો તે સર્વાનંદી** છે. અમો આનંદમાં છીએ.

**૩. વિક્રમચરિત્ર યાને કૌટિલ્ય વિજય**-પંડિત શ્રી શુભશીલગણીકૃત. પ્રકાશક, મહેતા નાગરદાસ પ્રાગજી–દોશીવાડાની પોળ, અમદાવાદ. સંવત ૧૪૯૯ માં ગ્રંથકર્ત્તા મહારાજે આ ગ્રંથ રચેલો જણાવે છે. એ ખંડ અને બાર સર્ગમાં વહેંચાયેલ આ ગ્રંથમાં વિક્રમ રાજાનું ચરિત્ર આપવામાં આવેલ છે. ચરિત્રનાયક જૈનધર્મના કેવા રાગી અને ધર્મનું પાલન કરનાર હતા તે અને સાથે કથાના અનેક પ્રસંગો જાણવા જેવા વાચકને મળી રહેશે. પ્રકાશકનો પ્રયત્ન યોગ્ય છે. કિંમત ત્રણ રૂપીયા. પ્રકાશકને ત્યાંથી મળશે.




## પંજાબ સમાચાર.

ખાનગાડોગરામા આચાર્યવર્ય શ્રીમદ્વિજયવલ્લભસૂરીશ્વરજી મહારાજ સપરિવાર પધારવાથી પ્રજામા અજબ ઉત્સાહ ફેલાઇ ગયેલ છે

આચાર્યશ્રીજીના સદુપદેશથી શ્રી શાન્તિનાથ પ્રભુનુ મંદિર બંધાઇ તૈયાર થઇ ગયુ હતુ આ વાર આચાર્યશ્રીજીના પધારવાથી નિર્વિઘ્નપણે સાનંદ પ્રતિષ્ઠા થઇ છે. આચાર્યશ્રીજીની અધ્યક્ષતામા કુંભસ્થાપન, જલયાત્રા, નવગ્રહ-દશ દિક્પાલ, ધ્વજ, કળશ આદિ પૂજન-અભિષેક વિગેરે વિધિવિધાન શાસ્ત્રાનુસાર થયા પાચમે રથયાત્રાનો વરઘોડો ધામધૂમથી ચઢાવવામા આવ્યો ગુજરાવાલાથી આવેલ ચાંદીના પ્રભુના રથને યુવકોએ ઉત્સાહથી ખેચતા જનતાને આકર્ષી લીધી હતી

મહા વદિ ૭૮ તા. ૧૭-૨-૪૧ સોમવારે શુભ મુહૂર્તમા શ્રી શાંતિનાથ પ્રભુને તખ્તનશીન કરવામા આવ્યા બપોરે શાંતિસ્નાત્ર ભણાવવામા આવ્યુ.

પ્રતિષ્ઠા સંબંધી વિધિવિધાન કરાવવા વડોદરાથી શેઠ ફૂલચંદ ખીમચંદ પોતાના સુપુત્ર બુલાભાઇ અને ભોજક હેમચંદની સાથે પધાર્યા હતા ખાનગાડોગરા શ્રી સંઘે આવનાર ભાઇઓની ભક્તિ કરવામા ખામી નહોતી રાખી.

મંડપમા આચાર્યશ્રીજીના મનોહર વ્યાખ્યાનો અને રાતના પણ ભાષણો અને સુંદર ભજનો થયા હતા.

પંજાબ દેશમા રથયાત્રામા ઉઘાડા પગે ચાલવાનો જ રિવાજ છે પણ આ વખતે તો આચાર્યશ્રીજીના ઉપદેશના પ્રતાપે બેન્ડવાજાવાળાઓએ મુસલમાન હોવા છતા ઉઘાડા પગે ચાલી સહાનુભૂતિ પ્રદર્શિત કરી હતી.

આ શુભ પ્રસંગે કસાઇ લોકોએ પોતાની રાજીખુશીથી દુકાનો બંધ રાખી લાગણી બતાવી હતી. પ્રજાનો સહકાર પણ પુરો હતો.

### ચાતુર્માસની વિનંતિઓ.

પટ્ટી-મુલતાન આદિના શ્રી સંઘોએ સભામા ઉભા થઇ ચાતુર્માસ માટે આચાર્યશ્રીજીને વિનંતિઓ કરી હતી એના જવાબમા આચાર્યશ્રીજીએ જણાવ્યુ કે હોળીચોમાસાના દિવસો પછી ચોમાસુ ક્યા થાય તે કહી શકાય.

પ્રતિષ્ઠાની શરૂઆતના દિવસોમા આકાશ વાદળાઓથી ઘેરાયેલુ રહ્યુ, પરંતુ શ્રીગુરુદેવ અને શાસનદેવની દયાથી સર્વ કાર્યો સાનંદ પતી ગયા પછી બીજી રાતના વરસાદ વરસ્યો. આથી પણ જૈન ધર્મની ઘણી જ પ્રભાવના થઇ.

### વસ્તીગણત્રીના અંગે.

જાહેર સભામા વસ્તી ગણત્રીના અંગે આચાર્યશ્રીજીએ ખુલાસો કરતા જણાવ્યુ કે આજકાલ વસ્તી ગણત્રીના અંગે છાપાઓમા ચર્ચા ચાલ્યા કરે છે અને ઘણાઓ પૂછાવે છે જેથી મને આ સંબંધમા સ્પષ્ટ ખુલાસો કરવાની જરૂર જણાય છે કે, જૈનોએ ધર્મના ખાનામાં પોતાને જૈન લખાવવા અને જાતિના ખાનામાં ઓસવાલ, પોરવાલ, શ્રીમાલ, ખંડેલવાલ, અગ્રવાલ આદિ જે જાતિ હોય તે લખાવવી. અને સાથે હિન્દુ શબ્દ જરૂર લખાવવો. જેમકે હિન્દુ ઓસવાલ યા ઓસવાલ હિન્દુ વિગેરે.

જૈનોને હિન્દુઓથી જુદા પડવામાં કંઇ ખાસ લાભ જણાતો નથી. જૈન કોઇ જાતિ નથી, પણ જૈન તો ધર્મ છે. જૈનધર્મને પાળવાવાળો જૈન કહી શકાય. જાતિમાં ગમે તે હોય. ઇત્યાદિ વિગતવાર સમજાવ્યું હતું. આચાર્યશ્રીજી અહીંથી વિહાર કરી રામનગર પધારશે. લાલા તિલકચંદ જૈન લાહોરથી સંઘ લઇને આ અવસરે આવશે. શ્યાલકોટનો પણ ઘણો જ આગ્રહ છે. બને તે ખરૂં. હાલમાં પત્રવ્યવહાર નીચેના શીરનામે કરવો. મારફત શ્રી આત્માનંદ જૈન ગુરુકુળ મુ. ગુજરાંવાલા (પંજાબ.)

(મળેલું)

## આનંદજનક સમાચાર.

### મુનિરાજ શ્રી જિનભદ્રવિજયજી (ભૂતકાળના શેઠ જીવણચંદભાઈ ધરમચંદ ઝવેરી)

સુરતનિવાસી શ્રી ધરમચંદ ઉદયચંદ ઝવેરી ઝવેરાતના (મોતીના ખાસ) વ્યાપારી તરીકે પ્રખ્યાત હતા, તેમ તે શહેરના ધર્મીકુટુંબ તરીકે તે કુટુંબ હજી સુધી પ્રશંસનીય ગણાય છે. તેમના સુપુત્ર શ્રી જીવણચંદભાઇએ ગૃહસ્થપણામાં પિતાના પગલે ચાલી ધર્મી ગણાતાં કુટુંબની ધર્મપ્રણાલિકામાં વધારો કર્યો; તેટલું જ નહિ પરંતુ માતૃપિતૃભક્ત તરીકે પણ યશસ્વી નિવડ્યા. સાથે પોતાની આર્થિક સ્થિતિ અને જાહોજલાલીમાં પણ કોઇ પણ કુછંદમાં નહિ પડતાં ગૃહસ્થપણામાં તેઓ દાનવીર તરીકે પ્રખ્યાત હતા. ધર્મશ્રદ્ધા પણ અપરિમિત હતી. શાંત, માયાળુ, સરળહૃદયી અને શ્રાવકધર્મનું પાલન પણ યોગ્ય રીતે કરતા હતા. પૂર્વના અશુભ કર્મના ઉદયે વ્યાપાર અને આર્થિક સ્થિતિમાં છેક ઊતર્યા છતાં. ધર્મપ્રવૃત્તિ પ્રથમની જેમ અબાધિત રહી. સામાયિક, દેવપૂજા, પ્રતિક્રમણ જેમ તેમનો નિરંતરનો વિષય હતો તેમ તિથિઓએ પણ યથાશક્તિ તપ પણ કરતાં હતાં. કર્મે ધક્કો માર્યો છતાં ખિન્નતા નહિ ધરતાં કર્મસ્વરૂપનો વિચાર કરતાં શાંતિ ધારણ કરી નિરંતર ધર્મપ્રવૃત્તિમાં આદર જ હતો. વૈરાગ્યવાસિત હૃદય પરિચિત મનુષ્યને જણાતું હતું. આવી સ્થિતિનો આત્મા છેવટ ત્યાગવૃત્તિ જ સ્વીકારે. કારણ કે કુટુંબસંસ્કાર તેમ કરવા જણાવતું. છ માસ પહેલાં આ સભાના માનનીય પ્રમુખશ્રીને એક પત્ર તેઓશ્રી થોડા વખતમાં દીક્ષા લેવાના છે તેમ મળ્યો. આશ્ચર્યપૂર્વક આનંદ થયો અને તે શુભ અવસર ગયા માસની વદિ ૧૦ ના રોજ આવી ઊભો. મુનિરાજ શ્રી દર્શનવિજયજી મહારાજ(ત્રિપુટી)ની પાસે વિજય મુહૂર્તે બામણવાડા પોતે અમદાવાદથી સાધુવેષ સાથે લેતા ગયેલા તે પહેરી લીધો. વિજય મુહૂર્તે ચારિત્ર અંગીકાર કરી મનુષ્યજન્મનું ઉત્તમ રીતે સાર્થક કર્યું ધન્ય એ પુરુષને! આ સભા તે માટે પોતાનો આનંદ જાહેર કરતા અનુમોદના કરે છે અને પરમાત્માને પ્રાર્થના કરે છે કે શ્રી જિનભદ્રવિજયજી મહારાજ દીર્ઘાયુ થઇ-પ્રભાવક પુરુષ થઇ જૈનશાસનની પ્રભાવના કરે!!!

## ભાઈ હરગોવિંદદાસ લક્ષ્મીચંદનો સ્વર્ગવાસ.

ભાઇ હરગોવિંદદાસ સુમારે પીસ્તાલીસ વર્ષની ઉમરે થોડા દિવસની બિમારી ભોગવી પંચત્વ પામ્યા છે. તેઓ સ્વભાવે માયાળુ અને મીલનસાર હતા અને ધર્મ પ્રત્યે શ્રદ્ધાવાળા હતા. આ સભાના તેઓ સભાસદ બંધુ હોવાથી સભાને તો એક લાયક સભાસદની ખોટ પડી છે; તેમના કુટુંબને દિલાસો દેવા સાથે તેમના આત્માને પરમશાંતિ પ્રાપ્ત થાઓ તેમ ઇશ્વર પ્રત્યે પ્રાર્થના કરીએ છીએ.

Reg. No. B. 431.



( આનંદ પ્રિન્ટીંગ પ્રેસમાં શેઠ દેવચંદ દામજીએ છાપ્યું.—ભાવનગર. )

# શ્રી આત્માનંદ પ્રકાશ

પુસ્તક ૩૮ મું
અંક ૯ મો

સંવત ૧૯૯૭
ચૈત્ર



પ્રકાશક:—
શ્રી જૈન આત્માનંદ સભા
ભાવનગર.

# વિષય-પરિચય



---




| | | | |
|---|---|---|---|
| પુસ્તક ૩૮ મુ | આત્મ સં ૪૫ | વીર સં ૨૪૬૭ | ચૈત્ર |
| અંક ૯ મો | * * | વિક્રમ સં ૧૯૯૭ | એપ્રીલ |


# શ્રી મહાવીર જન્મમહોત્સવ.

( પનઘટ વાટે પનિહારી એ ધીરા—એ રાગ )

મધ્યરાત્રિના ચોઘડીઆ મધુર વિવિધ સૂર આપે,
દુઃખ કાપે રે, મહાવીર જન્મ્યા હો. ૧

ઇન્દ્ર હૃદયમાં હર્ષ ધરાવે, ઘંટા સુઘોષા વાગે,
રવ મધુ લાગે રે, મહાવીર જન્મ્યા હો ૨

સર્વ વિમાને પ્રતિઘોષથી, મહાવીરજન્મ વધાવે,
જગત ઉલ્લાસે રે, મહાવીર જન્મ્યા હો ૩

મેરુ પર્વત ઇન્દ્ર સિધાવે ત્રિશલાનંદન ગાવે,
હર્ષ ધનાવે રે, મહાવીર જન્મ્યા હો. ૪

દેવ–દેવાંગના વાહન ચઢીને, દર્શન અર્થે આવે,
ઉર હરખાવે રે, મહાવીર જન્મ્યા હો ૫

**પાંડુક** વનની રમ્ય શિલાએ, મહાવીર આસન ધારે;
હૃદયો ઠારે રે, મહાવીર જન્મ્યા હો. ૬

એક કરોડ ને સાઠ લાખ કળશો, ત્યાં વારિ આવે;
દેવ મુંઝાયે રે, મહાવીર જન્મ્યા હો. ૭

"બાલક સહસે કેમ કરીને, જળ આ" મન વિચારે;
પ્રેમ ધરાવે રે, મહાવીર જન્મ્યા હો. ૮

ચરણતણા અંગુઠાબળથી, મેરુ પર્વત ડોલ્યો;
પડદો ખોલ્યો રે, મહાવીર જન્મ્યા હો. ૯

સાગર ઉછળ્યા, પર્વત ડોલ્યા, દેવો શંકા ભૂલ્યા;
હર્ષે ડૂલ્યા રે, મહાવીર જન્મ્યા હો. ૧૦

**ચૈત્ર શુકલની** ત્રયોદશીએ **ક્ષત્રિયકુંડે** જન્મ્યા;
જન સૌ પ્રણમ્યા રે, મહાવીર જન્મ્યા હો; ૧૧

**નંદીશ્વર** અષ્ટાહ્નિકઉત્સવ, **સુરેન્દ્ર** સૌ ઉજવાવે;
શીશ નમાવે રે, મહાવીર જન્મ્યા હો. ૧૨

ત્રિશલા હર્ષ ધરે અન્તરમાં, જગમાતા પદ પામે;
જન સૌ પ્રણમે રે, મહાવીર જન્મ્યા હો. ૧૩

**સિદ્ધારથ** નૃપ **વર્ધમાન** એ, નામ પ્રેમથી સ્થાપે;
કીર્તિ વ્યાપે રે, મહાવીર જન્મ્યા હો. ૧૪

બાલપણાથી બહુ બળવંતા, સુરપતિ આનંદ પામે;
**મહાવીર** નામે રે, મહાવીર જન્મ્યા હો. ૧૫

માતપિતા બંધુના ધર્મો, ઉત્તમ ભાવે પાળ્યા;
દુર્ગુણ બાળ્યા રે, મહાવીર જન્મ્યા હો. ૧૬

વિશ્વતણા કલ્યાણને માટે, મોક્ષ સુમાર્ગ બતાવ્યો;
ભવથી તારો રે, મહાવીર જન્મ્યા હો. ૧૭

**હેમેન્દ્રે** જે હોય અલ્પતા, ટાળી પ્રવીણ બનાવો;
હૃદયે આવો રે, મહાવીર જન્મ્યા હો. ૧૮

પ્રાંતિજ, તા. ૧૬–૩–૪૧ લેઃ મુનિશ્રી હેમેન્દ્રસાગરજી મહારાજ.

# वृक्षान्योक्ति.

સત્પુરુષ સાથે વૃક્ષની સામ્યતા

(વસંતતિલકા વૃત્ત.)

धत्ते भरं कुसुम-पत्र-फलावलीनां, घर्मव्यथां वहति शीतभवां रुजं च;
यो देहमर्पयति चान्य सुखस्य हेतोस्तस्मै वदान्यगुरवे तरवे नमस्ते ॥ १ ॥

અથવા;

छायामन्यस्य कुर्वन्ति, तिष्ठन्ति स्वयमातपे;
फलान्यपि परार्थाय, "वृक्षा सत्पुरुषा इव" ॥ २ ॥

વૃક્ષોની સર્વાંગ-સર્વ પ્રકારે પારમાર્થિક કૃતિ નિહાળી કોઈ વિદ્વાન્ કહે છે કેઃ—આહા! આ વૃક્ષો આજન્મ પર્યંત ફૂલ-પાંદડાંઓ અને ફળોના જથ્થાનો ભાર સતત ઉપાડે છે, તાપથી ઉત્પન્ન થતી પીડાઓ પોતે જ સહન કરે છે, તથા ટાઢનાં દુઃખો પણ સહન કરે છે, એટલું જ નહીં પણ બીજાઓના સુખને માટે પોતાનો દેહ પણ અર્પણ કરે છે, એવા "દાનશીલ પુરુષોના ગુરુરૂપ હે વૃક્ષ!" હું તમને વારંવાર નમન કરું છું. !!!

બીજા શ્લોકમાં પણ એ જ રહસ્ય સમાની તેના તારતમ્યરૂપે કહે છે કે "વૃક્ષો, એ સાક્ષાત્ સત્પુરુષો જ છે."

ભક્ત કવિશિરોમણી તુલસીદાસજી અરૂં જ કહે છે કેઃ—

"વર્ષા-વૃક્ષ-સંત અરૂ ધરની. પરહિતકાજ ચારૂ કી કરની."

મહાત્મા કબીરજી પણ કહે છે કેઃ—

"સરવર-તરવર-સંતજન, ચોથા વરસત મેહ;
પરમારથ કે કારણે— ચારૂ ધરત હે દેહ."

સંસ્કૃત સાહિત્યકાર પણ કહે છે કેઃ—

रविश्चन्द्रो, घना, वृक्षा— नदी, गावश्च, सज्जना;
एते परोपकाराय, युगे दैवेन निर्मिता ॥ १ ॥

સૂર્ય, ચંદ્ર, વરસાદ, વૃક્ષ, નદી, ગાય, અને સજ્જન (સત્પુરુષ-સંત) એ બધી પરમાર્થિક વિભૂતિઓની યુગે યુગે તેની અસ્તિ હોયા કરે છે.

વ્હાલા વાચક બંધુઓ ! આ વૃક્ષાન્યોક્તિ સારાય જગતને કેં અનોખો બોધ આપી રહી છે, પરાયાં દુઃખો ફેડવા માટે પોતાનાં અંગોનું છેદનભેદન કરાવવા, અરે! સર્વાંગનું સમર્પણ કરવા જે તૈયાર જોવામાં-અનુભવવામાં આવે છે, તેની ઉપમા સાચા સંત-સત્પુરુષ સિવાય બીજા કોને આપી શકાય? રાજર્ષિપ્રવર ભર્તૃહરિનું સારભર્યું સંક્ષિપ્ત વાક્ય સુપ્રસિદ્ધ છે કેઃ—

" परोपकाराय सताम् विभुतयः ॥ "

## આ અન્યોક્તિનું રહસ્ય.

( હરિગીત છંદ )

વૃક્ષો સૃજ્યાં વિશ્વંભરે, ફળ-પુષ્પ સૌરભ આપવા,
પરમાર્થનાં તત્ત્વો ઊંડાં, માનવહૃદયમાં સ્થાપવા;
પોતે સહે છે ટાઢ-તાપો, અડગ ધૈર્ય સદા ધરી,
ફળ,પત્ર,પુષ્પો,છાંય શિતળ, સર્વને આપે ઠરી. ૧
રાજાધિરાજ સમાન જો, આ આમ્રવૃક્ષ ઝુકી રહ્યું,
સ્વાર્થી મુસાફર હાથથી, અંગો વિષે સંકટ સહ્યું;
માર્ગીજનો ફળ કારણે, પત્થરતણા ઘા વ્હો કરે,
અમૃતસમું ફળ, એ જ ઘા- કરનારના કરમાં ધરે ! ૨
એવો સ્વભાવ જ સંતનો, નહીં દ્વેષ-દૃષ્ટિ દિલમાં,
કષ્ટો અનેક સહે છતાં, નિશ્ચળ સદા નિજ શીલમાં;
છે ધન્ય ! જગમાં વૃક્ષને, નિર્માન મોટા સંતને,
એ સાર આ અન્યોક્તિનો, સ્પષ્ટ જ કહું મતિમંતને. ૩

દોહરો.

" આત્માનંદ પ્રકાશ " આ, આપે છે ઉપદેશ;
પંથ અહો પરમાર્થનો, નિત્ય વિશેષ વિશેષ ! !

ભાવનગર.
વડવા
તા. ૨૦-૩-૪૧ ગુરુ

લી૦ સર્વનો શુભચિંતક,
રેવાશંકર વાલજી બધેકા.
નિવૃત્ત ધર્મોપદેશક, રાં. ભાવનગર.

લે૰ આચાર્ય શ્રી વિજયકસ્તૂરસૂરિજી મહારાજ.

# ગુણાનુરાગ.

સંસારમાં ઘણાખરા માનવીઓ ગુણાનુરાગી બનવું પસંદ કરે છે અને તે ગુણી બનવાની ઇચ્છાવાળાનું મુખ્ય કર્તવ્ય છે, પરંતુ ગુણની સાચી ઓળખાણ ન હોવાથી ગુણને બદલે અવગુણજ મેળવે છે. માટે ગુણ શું વસ્તુ છે તેને સારી રીતે ઓળખ્યા પછી જ તેના અનુરાગવાળા થવું જોઇએ. જેના સંસર્ગથી અનીતિ અને અધર્મને માર્ગે દોરવાઈ જઇને આત્માનો અધઃપાત થતો હોય તો તે ગુણી નથી પણ અવગુણી છે. આવા અવગુણી મેળવવા છતાં પણ જો તેઓ ગુણાનુરાગીપણાનો દાવો કરતા હોય તો તેઓ ગંભીર ભૂલ કરે છે. ગુણી માણસના સંસર્ગથી દુરાચારી સદાચારી થાય છે પણ સદાચારી દુરાચારી થતો નથી.

ગુણ બે પ્રકારના હોય છે. એક તો મોહનીયકર્મના ક્ષય, ઉપશમ અને ક્ષયોપશમથી થવાવાળો આત્મવિકાસ સ્વરૂપ હોય છે અને બીજો પુન્યકર્મજન્ય. આ બન્ને પ્રકારના ગુણોમાંથી આત્મવિકાસ સ્વરૂપ ગુણ સારો અને સર્વોત્કૃષ્ટ હોય છે. આવા સમતા, સમભાવ, શાંતિસ્વરૂપ સરળતા આદિ ગુણોને પ્રગટ કરવાવાળા આત્માનંદી પુરુષોનો અનુરાગ કરવાવાળા અવશ્ય પોતાના આત્માને ગુણી બનાવી પરમકલ્યાણ સાધી શકે છે. દુનિયાની આપત્તિ-વિપત્તિ અને ઉપાધિથી બળેલા અને દુરાચારીઓના સહવાસથી અધઃપતને માર્ગે વળેલા પ્રાણીના અનિષ્ટથી બચી જઇને શાંતિ મેળવી સદાચારી બની શકે છે અને પોતાના આત્માને ઉન્નત બનાવી શકે છે.

ગુણ અને ધર્મમાં શબ્દાંતર છે પણ અર્થાંતર નથી. વસ્તુમાત્રના સ્વભાવને ધર્મ કહેવામાં આવે છે, જેમ કે અગ્નિનો સ્વભાવ દાહકતા, પાણીનો સ્વભાવ શીતળતા, સાકરનો સ્વભાવ મીઠાશ, કરિયાતાનો સ્વભાવ કડવાશ, તેમ જ આત્માનો સ્વભાવ જ્ઞાન, દર્શન, ચરિત્ર, સુખ અને જડનો સ્વભાવ વર્ણ, ગંધ, રસ વિ. વિ. આ પ્રમાણે વસ્તુનો સ્વભાવ તે ધર્મ અને ધર્મ તે જ ગુણ. સ્વભાવ, ધર્મ અને ગુણ ત્રણે એક જ વસ્તુ છે ફક્ત નામ જ જુદાં છે પણ વસ્તુની સાથે તો સ્વરૂપ સંબંધથી રહેવાવાળા છે. વસ્તુને ધારણ કરી રાખે તે ધર્મ, વસ્તુનું અસ્તિત્વ જણાવી આપે તે સ્વભાવ અને વસ્તુને ઓળખાવે તે ગુણ. જેને મિષ્ટાન્ન બનાવવાની ઇચ્છા થાય છે તે મીઠાશ માટે સાકરને શોધે છે, જેને તાવ મટાડવાની ઇચ્છા હોય છે તે કરિયાતાને શોધે છે, જેને તરસ મટાડવાની ઇચ્છા થાય છે તે પાણીને શોધે છે, તેવી જ રીતે જેને સમ્યગ્જ્ઞાન, દર્શન આદિ આત્મિક ગુણો મેળવવાની ઇચ્છા થાય છે તે જેણે સમ્યગ્જ્ઞાન, દર્શન, સમભાવ આદિ આત્મિક ગુણોનો વિકાસ કર્યો હોય એવા વિકાસી પુરુષોને શોધે છે, પણ તેથી વિપરીત ગુણ-ધર્મવાળાને શોધતા નથી. કારણ અનુકૂળપણે વિપરીત ગુણ-ધર્મવાળા

જ્યાં ગુણાનુરાગ હોય છે ત્યાં ધર્માનુરાગ હોય છે; અને જ્યાં ધર્માનુરાગ હોતો નથી ત્યાં ગુણાનુરાગ પણ હોતો નથી. કારણ કે ઉપર બતાવ્યા પ્રમાણે ગુણ અને ધર્મમાં અંતર નથી. એટલા માટે જેઓ ગુણી હોય છે તેમનામાં મોહનીયનો ક્ષય, ઉપસમ કે ક્ષયોપસમ અવસ્ય હોય છે; જેથી કરીને તેઓ જડાશક્તિથી મુક્ત હોવાથી આત્માનંદી હોય છે. માટેજ તેઓ સાચા ગુણી હોવાથી ધર્મીતરિકે ઓળખાય છે. આવા પુરુષોનો અનુરાગી આત્મધર્મથી પરાંમુખ હોતો નથી કારણ કે આત્મગુણાનુરાગીને પુદ્‌ગલના ગુણો ગમતા નથી, એટલે તેઓ પૌદ્‌ગલિક ગુણોની રૂચિવાળા હોતા નથી અને એટલાજ માટે અધર્મના માર્ગે દોરવાતા નથી. સંસારમાં જેટલા જીવો મોહનીયના તીવ્ર ઉદયવાળા હોય છે, તેઓ પુદ્‌ગલાનંદી જડાશક્ત હોય છે; અને જેઓ જડાશક્ત હોય છે તે વિષયતૃપ્તિ માટે અવશ્ય અધર્મના માર્ગે ગમન કરનારા હોય છે. પાંચે ઇંદ્રિયોને પ્રિય જડના ગુણધર્મના રાગી બનવું તે આસક્તિ અને તે ગુણાનુરાગ નહિ પણ વિષયાનુરાગ કહેવાય છે. જેઓ વિષયાનુરાગી હોય છે તેઓ ધર્માનુરાગી હોતા નથી; જેથી કરીને તેઓ જ્ઞાનાદિ ગુણોનો વિકાસ કરી શકતા નથી.

સંસારમાં બે ધર્મ છે. એક તો ચૈતન્ય ધર્મ અને બીજો જડધર્મ. જડધર્મમાં આશક્ત બનીને તેને મેળવવા પ્રયાસ કરવો તે અધર્મની પ્રવૃત્તિ કહેવાય છે. અને જ્ઞાન, દર્શન, સમભાવ આદિ ચૈતન્યધર્મના રાગી બનીને તેનો વિકાસ કરવા પ્રયાસ કરવો તે ધર્મની પ્રવૃત્તિ કહેવાય છે. આત્મિકધર્મનો વિકાસ કરવા, વિકાસી પુરૂષોના ઉપર અનુરાગ કરનારા ગુણાનુરાગી ધર્મી તરીકે ઓળખાય છે. અને કોઇપણ ઇંદ્રિયના વિષયની તૃપ્તિ માટે વિલાસી પુરૂષોના ઉપર આસક્ત થનારા વિષયાનુરાગી અધર્મી તરીકે ઓળખાય છે. જે પ્રવૃત્તિ કરવાથી જ્ઞાન, દર્શન, વિષય વિરક્તપણું, સમભાવ આદિ આત્મિક ગુણોનો વિકાસ થાય તે ધાર્મિક પ્રવૃત્તિ અને એવી પ્રવૃત્તિ કરનારા ધર્મી અને જે પ્રવૃત્તિથી આત્મિકગુણો ઢંકાઈ જઇને વિસમભાવ, અજ્ઞાન, વિષયાશક્તપણું, પુદ્‌ગલાનંદીપણું આદિ પ્રાપ્ત થાય તે અધર્મની પ્રવૃત્તિ અને એવી પ્રવૃત્તિ કરનારા અધર્મી કહેવાય છે. અર્થાત આત્મધર્મ છોડીને પરધર્મ સેવવો તે અધર્મ; કારણકે પરધર્મ સેવવાથી આત્મધર્મ ઢંકાઈ જાય છે, માટે તેને અધર્મ કહેવામાં આવે છે. અને પરજડધર્મનો ત્યાગ કરીને આત્મધર્મનું સેવન કરવું તે ધર્મ. સ્વધર્મનું સેવન અને પરધર્મનો ત્યાગ કરવાથી આત્મધર્મનો વિકાસ થાય છે, માટેજ તે ધર્મ કહેવાય છે. મોહના ઉપસમભાવવાળા આત્મધર્મ પ્રિય જીવો આત્મધર્મના વિકાસને માટે ઉપશમભાવવાળા જીવોના અવશ્ય અનુરાગી બને છે, માટે એવા જીવો ગુણાનુરાગીની પંક્તિમાં ભળી શકે છે. પર-જડધર્મ પ્રિય વિલાસી જીવો ક્ષણિક પૌદ્‌ગલિક સુખ તથા આનંદ માટે પૌદ્‌ગલિક ઉપાધિને ધારણ કરનારા વિલાસપ્રિય આત્માઓમાં આસક્ત થાય છે તેઓ ગુણાનુરાગીની પંક્તિમાં ભળી શકતા નથી કારણકે વિકાસ ગુણ છે, પણ વિલાસ ગુણ નથી, આસક્તિ છે. ચૈતન્ય જગતમાં આત્મસ્વભાવ, ધર્મને ગુણ માન-

વામાં આવે છે. પણ આત્મવિભાવ અથવા તો જડના સ્વભાવ-ધર્મને ગુણ માનવામાં આવતો નથી. જે આત્માનો વિભાવ છે તે મોહનીય આદિ કર્મથી ઉત્પન્ન થયેલો એક પ્રકારનો વિકાર છે માટે ગુણ નથી. કારણકે તે કોઈ શુદ્ધ દ્રવ્યનો ધર્મ નથી અને જડનો ધર્મ આત્માથી ભિન્ન છે, આત્મધર્મનો ઘાતક છે, તેમજ વિકૃતિસ્વરૂપ છે, માટે ગુણ નથી પણ નિર્વિકાર જ્ઞાન, દર્શન, સમભાવ આદિને જ આત્મવિકાસ મેળવનારાંઓએ ગુણ માનીને તેના અનુરાગી થવું જોઈએ. જેમ ઈંદ્ર, સચિપતિ, સહસ્રાક્ષ, વિશિષ્ટદેવને ઓળખાવનારા નામાંતરો છે, તેમ સ્વભાવ, ધર્મ, ગુણ આત્મદ્રવ્યને ઓળખાવનારા નામાંતરો છે. એમ ઉપર સ્પષ્ટિકરણ કરવામાં આવ્યું છે. જ્ઞાન, દર્શન, જીવન, સુખ, ક્ષમા, સમભાવ આદિ આત્માના ગુણ કહેવાય છે; તેમજ સ્વભાવ અને ધર્મ પણ કહેવાય છે. આત્મદ્રવ્યમાં ઉપાધિને લઈને ભેદ પડે છે. મોહનીય આદિ કર્મના આવરણવાળા આત્માઓ વિભાવદશાને પ્રાપ્ત થયેલા કહેવાય છે, માટે એવા આત્મામાં ઉત્પન્ન થયેલા ગુણને વૈભાકવિ ગુણ કહેવામાં આવે છે; અને તે વિકૃત સ્વરૂપવાળા હોવાથી સ્વાભાવિક ગુણોથી ભિન્ન સ્વરૂપવાળા હોય છે. સ્વાભાવિક ગુણો દ્રવ્ય સ્વરૂપ હોવાથી દ્રવ્યનું અસ્તિત્વ હોય ત્યાં સુધી રહેવાવાળા હોય છે. ત્યારે વૈભાવિક ગુણ પરિવર્તનશીલ હોય છે. જેમ પાણીનો સ્વાભાવિક ગુણ શીતળતા હોય છે અને અગ્નિનો ગુણ ઉષ્ણતા-દાહકતા હોય છે. જ્યારે પાણી ચૂલા ઉપર મૂકીને નીચે દેવતા સળગાવવામાં આવે છે ત્યારે બન્ને વિરોધી ગુણ ધર્મવાળા હોવા છતાં પણ બન્ને સંયોગ સંબંધથી ભળી જાય છે. ત્યારે બન્ને વિભાવદશાને પ્રાપ્ત થવાથી અગ્નિમાં બાળીને રાખ કરવું, પ્રકાશ કરવો, અને પાણીનો શીતળતા આપવા વિ. વિ. જે સ્વાભાવિક ગુણો છે તે ઢંકાઈ જાય છે અને વૈભાવિક ગુણ પ્રગટ થાય છે કે જે બાળીને ભસ્મ કરવા સ્વરૂપ કે પ્રકાશ કરવા સ્વરૂપ હોતો નથી; તેમજ શીતળતા સ્વરૂપ હોતો નથી. એવી જ રીતે વિરોધી ધર્મવાળા આત્મા અને પૌદ્ગલિક કર્મનો સંબંધ થાય છે ત્યારે વૈભાવિક ગુણ ઉત્પન્ન થાય છે; કે જે ગુણ બન્ને દ્રવ્યોમાથી કોઈનો પણ સ્વાભાવિક હોતો નથી અને તેને વિભાવ તરીકે ઓળખવામાં આવે છે. જ્યારે બન્ને દ્રવ્યો અલગ થઈ જાય છે ત્યારે આત્માના સ્વાભાવિક જ્ઞાન, દર્શન, સમભાવ આદિ ગુણોનો વિકાસ થાય છે, કે જે ગુણોના અનુરાગીને વિકાસી બનાવી શકે છે, માટે જેઓ કષાય, વિષય આદિ આશ્રિત વૈભાવિક ગુણોના અનુરાગી થઈને ગુણાનુરાગી હોવાનો દાવો કરે છે તેઓ ભૂલ કરે છે અથવા તો તેમની અજ્ઞાનતા છે; કારણ કે આવા પોતાને ગુણાનુરાગી માનનારાઓના અંદર વિષયાદિનો ઉપશમભાવ જોવામાં આવતો નથી, પણ વિશેષતા જોવામાં આવે છે. તેમજ જેના અંદર ગુણની ભ્રમણાથી રાગ કરવામાં આવેલો હોય છે તેના સહવાસથી ધર્મભ્રષ્ટતા તથા અનીતિ આચરણના સંસ્કારો પડેલાં જોવામાં આવે છે, માટે જ આ ગુણાનુરાગ નથી પણ ઉપર બતાવ્યા પ્રમાણે મોહાનુરાગ અથવા વિષયાનુરાગ છે, આવા અનુરાગીઓ આત્મિક ગુણનો વિકાસ કરી પોતાનું ધ્યેય સાધી શકતા નથી,

લેખક:-મુનિશ્રી હંસસાગરજી મહારાજ

# પ્રભુ મહાવીરે મોહમસ્ત જગતને ત્યાગધર્મ જ કેમ આપ્યો ?

( ગતાંક પૃષ્ઠ ૨૨૦ થી શરૂ )

અસમાનતાના સહજ ભાવને નહિં ઉકેલવાને, તથા કમળ અને ભ્રમરના દૃષ્ટાંતે ભોગ્ય અને ભોગીની તારતમ્યતાને નહિં સમજવાને લીધે, કેટલાકો આજે સ્ત્રીને પુરુષ સમાન હક્ક આપવાની વાતો તો કરી રહ્યા છે પણ તેથી તો માત્ર તેઓ સ્ત્રીને પુરુષવત્ અન્ય પુરુષની જોડે પણ હાથોહાથ મીલાવીને યથેચ્છ ફરવું, નાટકસિનેમા જોવાં, પાનબીડાં ફૂંકવાં, છુટછત્રી ધરવાં, સેન્ટ, અત્તર અને પાઉડરાદિ લગાવી ખુલ્લે માથે ફરવું, હોટેલચીટલનાં અભક્ષ્ય અને એઠાં આરોગવાં, માહક અને વિકારજન્ય અંગોપાંગાદિને અબાધદર્શક બારીક અને અર્ધા વસ્ત્રો ધરવાં, યાવત્ સીવીલ મેરેજ કે પુનર્લગ્નાદિ હકકો આપી શકે: બહુ તો સૂછકટીંગાદિ નિત્ય સફાચટ પ્રયોગો સેવીને સ્વયમપિ સ્ત્રીમુખ બનીને સ્ત્રીને અને અબોડો કપાવીને ય સમાન શીરાભાસ કરાવીને સ્ત્રી, પુરુષને સમાન હક્કનો ભાસ કરાવી શકે છે !

એ સિવાય સ્ત્રીપુરુષની ચાલ પદ્ધતિ, 'પુરુષ ચાલતી વેળા પ્રથમ જમણો અને સ્ત્રી ડાબો પગ ઉપાડે છે તે.' નેત્રસ્ફુરણે લાભાલાભ પદ્ધતિ, 'પુરુષને જમણું અને સ્ત્રીને ડાબું નેત્ર ફરકવાથી લાભ અને વિપરીતે અલાભ થાય છે તે.' નાડી પદ્ધતિ, 'પુરુષની જમણા હાથની અને સ્ત્રીની ડાબા હાથની નાડી જોવાથી જ ચોક્કસ વ્યાધિનિદાન થાય છે તે.' ભયદર્શક સોજાપદ્ધતિ, 'પુરુષને ધુંટી અને સ્ત્રીને ડુંટીએ સોજો આવવાથી મરણભય કલ્પાય છે તે.' લઘુનીતિ વડીનીતિ પદ્ધતિ, 'પુરુષ પૂંઠ ફેરવીને અને એકલો બેસે છે, જ્યારે સ્ત્રી તો સન્મુખ જ અને બે પાંચાદિ સાથે બેસે છે તે.' સ્નાન પદ્ધતિ, 'પુરુષ વસ્ત્રયુક્ત અને સ્ત્રી નિર્વસ્ત્ર સ્નાન કરે છે તે.' પ્રકટ અને ગુપ્ત દેહપ્રદેશોની મોહકતા-કોમળતા અને સતત તારતમ્યતા.' વસ્ત્ર પરિધાન પદ્ધતિ, 'પુરુષ ધોતીયું કે પાટલુન, ખમીસ, કોટ કે કડીયું, પાઘડી, ફેંટો કે ટોપી પહેરે છે જ્યારે સ્ત્રી સાડી કે છાયલ, ચોળી, પોલકું કે કાપડું અને ચણીયો કે લેંઘો પહેરે છે તે.' આભૂષણપદ્ધતિ 'પુરુષ કંદોરો, કડું, ચેન કે છેડો આદિ પહેરે છે જ્યારે સ્ત્રી કડાં, બંગડી કે ચૂડલો, નાકમાં ચૂંક, વાળી કે નથ, કાનમાં કાંટા, ઠોળીયું કે પોખાની અને પગમાં કડલાં, સાંકળાં કે બેડી પહેરે છે તે.' યાવત્ અન્ય પુરુષસહ અશયનત્વ, સ્ત્રીત્વ, પુરુષત્વ, ગર્ભસ્થપનત્વ, ગર્ભાધાનત્વ અને પ્રસુતિત્વાદિને અન્યોઅન્ય સેવી સેવરાવીને સર્વ સમાનહક્કની આપલે કરી શકે તેમજ ક્યાં છે ?

કારણ કે સ્ત્રીનાં સહજભાવી કાર્યો સ્ત્રી કરી શકે છે અને પુરુષનાં સહજભાવી કાર્યો પુરુષ જ કરી શકે છે ! અને એથી તો આર્યપ્રજાના દીર્ઘ-

---

**માટે ગુણી બનવાની ઇચ્છા રાખનારે નિર્વિકાર મોહનીયના ઉપશમભાવને પ્રાપ્ત થયેલા સાચા આત્મિક ગુણના વિકાસી મહાપુરુષોનો અનુરાગ કરીને પોતાના આત્માનું શ્રેય સાધવું જોઇએ, પણ મોહનીયના તીવ્ર ઉદયથી વિષયાનંદીપણારૂપ અવગુણોના આશ્રિત થયેલા અને પુણ્ય પ્રકૃતિથી મેળવેલ વૈભાવિક ગુણોદ્વારા પોતાના રાગીઓને ધર્મભ્રષ્ટકરી અનીતિના માર્ગે ઉતારીને અવગુણોથી વાસિત કરનારાઓનો રાગ કરીને ગુણાનુરાગના ભ્રમથી આત્માનો અધઃપાત કરી અમૃતમય માનવજીવનને વિષયોથી વિષમય ન બનાવવું જોઇએ.**

કાલીન આપ્ત પુરુષોએ અપૂર્વ જ્ઞાનબળે ક્યારનુંયે તેમ સુનિશ્ચિત કરેલું હોવાથી સહુસહુનાં કાર્યોમાં સહુ નિયમિત રત છે. એમાં કોઈને અસંતોષ જ ક્યાં છે? ગાયને ક્વચિત્ એમ થઈ આવે કે આખલો થાઉં અને આખલાને ક્વચિત્ એમ થઈ આવે કે હું ગાય થાઉં તે બનવું સંભવિત છે? પૂર્વકર્મવશાત્ સર્વ જીવો પૃથક્ પૃથક્ સ્થિતિમાં સમાયા છે, જેથી જેને વિશિષ્ટ બનવાની ઈચ્છા હોય તેમણે પણ પરભવમાં વિશિષ્ટ કરનારને ધર્મને જ સેવવા સિવાય સ્વચ્છંદી બનવું એ અનર્થકારી જ છે! તેમ છતાંય સમાન હક્કે જ ચડવું હોય તો સમાનતાના ચાળાવાળાઓમાંથી અદ્યાપિ પર્યંત એકદ વ્યક્તિએ પણ જે ઉપરોક્ત રીતિએ સર્વ પ્રકારે સમાન આપત્ને કરીને જગ પ્રસિદ્ધિ મેળવી જ નથી તે પ્રસિદ્ધિ જ પ્રથમ મેળવવી ઉચિત છે। એ સિવાય એવું વસ્તુ વિનાનું બોલનારાઓમાં જનતા શે વિશ્વાસ સ્થાપે?

## સમજહીન સમાન હક્કની વાતોથી અધઃપતન જ છે!

ઉપરોક્ત રીતિએ સમાન હક્કની વાતો પોકળ જ છે એટલું જ નહિં પણ એથી તો ભદ્રિક લલનાઓનું નૈતિક અધઃપતન જ છે। અગડંબગડં એ વાગ્જાળમાં ફસાયથી સ્ત્રી પાલક પતિ પાસે પણ સમાન હક્કના દાવા ખડા કરીને સ્વધર્મ ચૂકવા સાથે સ્વચ્છંદે પડવાના પરિણામે પતિનાં હાર્દિક આદર, સંરક્ષણ અને કરુણાના ઉપભોગથી વંચિત થાય છે। અને એથી ક્રમે દરેક આર્યમર્યાદા લોપીને, સતીત્વને જોખમાવીને અને ક્વચિત્ ખ્યાતિ સાથે જાતિને પણ ખોઈ બેસીને એ આર્યબાળા અતોભ્રષ્ટ તતોભ્રષ્ટ થાય છે। અર્થાત્ ન આર્યમાં કે ન અનાર્યમાં એ લેખાય છે.

## આર્યધર્મે તો વાસ્તવિક સમાન હક્કનું યાવજ્જીવન સમર્પણ કર્યું છે!

આર્યધર્મ (નીતિ) તો–"આ એની સ્ત્રી તેમ એ એનો પતિ, એ રીતિએ ઉભય પણ અન્યોઅન્ય ગાઢ સંબંધી, બંનેના દેહ ઉપર પણ બંનેની સમાન માલીકી, હાટહવેલી પણ બંનેની જ માલીકીનાં, સ્વજનકુટુંબ પણ બંનેનાં સમાન સંબંધી, બાળબચ્ચાં પણ બંનેની માલીકીના, ઈજ્જત–આબરૂ પણ બરાબર સમકક્ષ, પાનખાનાદિ પણ સમકક્ષ, સ્વસ્વકાર્યે ઉભય સ્વતંત્ર, સગાંસંબંધી કે તીર્થયાત્રાદિમાં ગમનાગમને પણ સમકક્ષ, એ સિવાય વ્રત–તપ–જપ–યમ–નિયમ–દાન અને શીલાદિ ધર્મમાં પણ ઉભય અનિવાર્ય સ્વતંત્ર' એ રીતિએ" ઉભયને અનિવાર્ય સ્વતંત્રતાપૂર્વક સમાન હક્ક સમર્પક છતાં ય–

## આર્યબાળાને તો અસમાન જ હક્ક સમર્પે છે!

અને તે એ છે કે ઉપરોક્ત દરેક કાર્યનિર્વાહ માટેના દ્રવ્યોપાર્જન, ઈજ્જતોપાર્જન, સંબંધોપાર્જન અને તે દરેકનાં ખંતપૂર્ણ સુસંરક્ષણના જબરદસ્ત બોજાથી અબળાને તો નિશ્ચિંત નીરાળી રાખે છે અર્થાત્ એ દરેક બોજો પુરુષના શિરે જ મૂકે છે।

## એમ છતાં ય આર્યપુરુષ અબળાને કેઈગુણી અધિક રાખે છે.

તે પણ એ રીતિએ કે પોતે ભલેય તેવાં કે તેટલાં સબળાં કે નબળાં વસ્ત્રાભૂષણ ધરવાની સ્થિતિમાં હોય છતાં ય સ્ત્રીને તો એથી કેઈગુણાં અને કિંમતી વસ્ત્રાભૂષણોથી શણગારે છે। અન્નપાનાદિ સર્વસ્વ પણ કમાઈ લાવીને પોતે જ ઘરમાં ભરતો હોવા છતાં ય એ સમસ્ત પદાર્થોનો ક્યાં કેટલો અને કેવી રીતે ઉપયોગ કરવો? એ સર્વ સ્ત્રીની જ ઈચ્છા ઉપર છોડી દઈને તેમાં કશીય દખલગીરી વિના જ પોતે તો ઠંડું કે ગરમ જે પીરસ્યું તે આરોગીને ચુપચૂપ ઘરબહાર ચાલ્યો જાય છે। આર્યબાળા પ્રત્યેની આર્યપુરુષની આ અપૂર્વ અસમાનતા તો આજના પોલા સમાન હક્કવાદીઓને ખટકતી નહિ હોયને?

એ સિવાય તો આર્યબાળાઓની અપૂર્વ અસમાનતાને પણ કહેવાતા કેળવાયલાઓ દાસીત્વ કેમ ગાય? ભાઈ કુસુમ! સ્વજનકુટુંબાદિના બચણ-

પોષણ અને સંરક્ષણની જવાબદારી ઉભયની ય સમાન હોવા છતાં ય એ દરેક પુરુષ જ કેમ નિર્વહે છે એ ખ્યાલમાં આવે છે? નહિ, તો સાંભળ. એટલા જ માટે કે અબળા પણ ભવિષ્યમાં સબળા બનાવનાર પતિવ્રતાધર્મના અવ્યાબાધ પાલનાર્થે આજીવન પોતાનું જ શરણાગત સુપાત્ર બનેલ હોવાથી પોતાની છાયામાં સુરક્ષિત રહીને સુનિશ્ચિતપણે એ પરમ ધર્મનું પાલન કેમ સુખપૂર્વક કરે એ જ આર્ય પુરુષની અહોનિશ સબળ ફરજથી કદીય ન ખસું, એ જ એની સદાસર્વદા તમન્ના ! એ સદ્ભાવનાના યોગે જ આર્યપુરુષ બહારની પણ આકંઠ આધિ, વ્યાધિ અને ઉપાધિથી સ્ત્રીને સદાય નિર્લેપ રાખવા જ ચાહે છે અને રાખે જ છે !

પતિ તરફથી એ રીતિએ સમસ્ત પ્રકારે સંરક્ષણ પામવા ભાગ્યવાન્ બનેલી એ બાળા—દેહ, સંતતિ અને વ્રતપાલને પણ પતિપસાયે સમર્થ થતી એ અબળા પણ આર્યા જ હોઇને પોતાના પ્રાણથી પણ અધિક પ્યારા સ્વામીનાથને શ્યે વિસરે ? એ ચિંતા એ સતીશીલાને અહર્નિશ જાગૃત છતાં આ ભવે તો એ અબળા ( નિર્બળા ) જ હોવાથી પતિના એ અજોડ ઉપકારનો બદલો પણ શી રીતે વાળી શકે ?

તો પણ પતિના એ ભારી ઉપકારના બદલામાં એ આર્યસુશીલા પોતાના એ પ્રાણાધારની આજીવન યત્કિંચિત્ સેવાથી ય ચ્યુત થવું એ તો એને પાલવે જ શ્યે ?

ભાઇ કુસુમ ! એ રીતિએ ન્યાયપ્રવીણ આર્યાએ સ્વયં અપનાવેલી પતિસેવારૂપ વાસ્તવિક ફરજને કહેવાતા વિચારકો પરતંત્રતા લેખવામાં ભીંત જ ભૂલે છે એમ હવે તો તને ચોક્કસ જ સમજાયું હશે ! તેઓએ સ્ત્રીથી બજાવાતી એ ફરજને જ સ્ત્રીનું દાસીત્વ પોકારવાવડે આર્યઅબળાઓના નૈતિક સમાચરણના અધઃપતનને જ નોતરીને સ્ત્રીસમાજ ઉપર ખરેખર ભારી અનર્થ જ આદર્યો છે એ પણ તને હવે સમજાયા વિના નહિં રહે ! ફરજને ય દાસીત્વ પોકારીને સ્ત્રીને એ દાસીત્વથી મુક્ત કરવામાં પણ પોતાની જાતને તેઓ બ્યાજબી મનાવતા હોય તો તેઓએ તો પુરુષ છતાં ય અનેક પુરુષોની 'માસિક પચીસ કે પચાસ માત્રથી પણ' આજીવન ઉઠાવાતી ગુલામીને પહેલે તબક્કે જ જલાંજલી આપવી વધુ સમુચિત છે.

તેમ કરવા તેઓ તૈયાર છે ? નહિ. કેમ ? આજીવિકા ચાલે છે ! તો ભાઇ કુસમ ! પત્ની તો પતિને આધીન રહેતાં નિશ્ચિતપણે જ પેટપુર અન્નપાન, વસ્ત્રાભૂષણ, હાટહવેલી, સંતતિ, પતિનાં તન, મન અને ધન સર્વસ્વ સાથે પરભવને વિષે પણ પરમહિતકારી એવા પતિવ્રતાધર્મ ( શીલધર્મ )ના, અખંડ પાલનરૂપ અજોડ અને અપૂર્વ આજીવિકા સંપાદન કરે છે એવી પુણ્યવાન્ અબળા પતિ પ્રત્યે કહેવાતું દાસીત્વ શ્યે તજે !

કૃત્રિમ સ્વતંત્રતાને બહાને ભદ્રિક આર્યબાળાઓની એ રીતિની વાસ્તવિક ઉત્કટ સ્વતંત્રતાને ભઠ્ઠીમાં જ રોળવી ઇષ્ટ હોય તો પણ તેવાઓને એક પ્રશ્ન છે કે—ભોળી લલનાઓના કયા અપરાધને લીધે તેણીઓના એ પરમજીવનને હણવા તેઓ સજ્જ થાય છે ?

જે દેશમાં કે-જે સ્થાને સ્ત્રીને સ્વચ્છંદે ચાલીને અનેક પતિત્વ સ્વીકારને સંક્ષોભ નથી તેની આટલી રક્ષા આજે પણ કયો મૂર્ખ કરે છે? ફાવે ત્યાં ભટકનારને ભાલે તો અનેકની પરતંત્રતાના યોગે આલેખાયેલાં અકથ્ય દુઃખો કોને અનુભવગમ્ય નથી? અન્તે અનેક વ્યાધિ અને દુઃસ્થાવસ્થાશ્રિતપણે અશરણ અને કરુણ પીડાતી પણ એ બાળા સમસ્ત જગતનેય ઉપક્ષેય ક્યાં નથી બનતી ?

ભોળી બાળાઓનાં પરમહિતને જમીનદોસ્ત કરવા મથનારાઓ આજે સમસ્ત પ્રજાની જ પરતંત્રતાને તો ગૌણ જ કરીને સ્ત્રી વાસ્તવિક ઉત્કટ સ્વતંત્રતાને મુખ્ય પરતંત્રતા મનાવવામાં એ રીતિએ ગેરવાજબી જ હોવા છતાં એ વિષયને અતિ મહત્ત્વ આપતા હોવાથી તેમનો ફક્ત સ્વવિષયપિપાસુ મનોરથ જ ગેનકેન પૂર્ણ કરવાનો એ માર્ગે હેતુ હોય, એમ પણ કેમ ન મનાય ?"

"ભાઈ મનસુખ ! તારી શોધે નીકળવામાં પણ હું બહુ આશાથી જ હતો ! પણ મારા મહાન્ પ્રયત્નોએ

તારા યુક્તિપુરઃસરના વચનામૃતોનાં દીર્ઘકાલીન પાનપાનવડે આંતરજીવનને સમજવાનો આજે મને દીર્ઘ અને અપૂર્વ સમય પ્રાપ્ત થતાં એ દુરાશયથી સર્વથા જ વિરમવાનો મેં મારા મન સાથે હવે તો નિરધાર કર્યો છે.

પરમહિતકારી આર્યસંસ્કૃતિને બેવફા બનેલા આર્યઆત્માઓ આર્યજગતને કેટલા શ્રાપરૂપ છે, એ તારા નિઃસન્દેહ, તલસ્પર્શી વક્તવ્યથી હું સાફ સાફ સમજી શક્યો છું. યદ્યપિ હું પણ એ મુગ્ધોની જાળમાં ફસાઇને આર્યસંસ્કૃતિને ઉખેડવા જ મથતો હતો તો પણ હવે મને તે બદલ જે દુઃખ થાય છે તે કથવા જ અસમર્થ હોઇને એ વિષે વિરમીશ.

ભાઈ મનસુખ ! મારા ઉપર કૃપા કરીને નિશ્ચય માની લે કે હવેથી હું તારો પરમ વિશ્વાસપાત્ર મિત્ર જ હોઇને ચુસ્ત આર્ય જ છું. બન્ધુ ! તારી અતિ રસાળ, પ્રેમાળ અને આત્મતત્ત્વનાં અઢળક અમીઝરણાં પીરસતી વાતોનું સમસ્ત દિવસ આકંઠ આપાન કરતાં તારાં અને મારાં ભૂખતૃષાદિને તો હું સદંતર વિસરી જ ગયો ! હવે તો સૂર્યાસ્ત થવા આવ્યો છે. વ્હાલા બન્ધુ ! ચાલુ વિષય પણ અતિ મહત્વનો અને રસપૂર્ણ જ્ઞાનસિંચક હોઇને તારાવડે એને સંપૂર્ણ હૃદયગત કરવાની મને અતિ જિજ્ઞાસા છે છતાં એ વિષયે જ મારા પાપી અને દુઃખી દિલને વચમાં જ બોલવાની આવશ્યકતા ખડી કરી છે ! અને તેથી તે અને બીજો પણ શેષ વિષય અવસરે છણવાનું રાખીને હાલ તો મારી પાપકથાને સાંભળીને મને કૃતાર્થ કર !

વહાલા બન્ધુ ! મને સમજાયું કે તારી દીક્ષાના અનેક વિઘ્નથી તને થએલા ભારી દુઃખમાં બેન વાસંતી અચાનક ગુમ થવાથી ખૂબ જ વધારો થવો એ જ તારે ઘર છોડી નાશી છૂટવાનું કારણ છે ! ભાઇ મનસુખ ! હું છૂટે દિલે જ કહીશ કે તને એ દરેક કષ્ટોમાં પાડનાર અમારી કુધારા ટોળીરૂપ કુહાડીનો હાથો તો હું જ છું ! અર્થાત્ દીક્ષાના વિઘ્નોની જેમ બેન વાસંતીનું પણ અપહરણ કરનાર હું જ છું !

સમાન હક્કના નશામાં એ પવિત્ર ધર્માત્મા બહેનને બળાત્કારેજ પુનર્લગ્નમાં જોડાવાના બદ઼ઇરાદાવાળી અમારી ટોળીએ આ સામે જ રહેલા ગિરિ ઉપરના નજીકના જ ગુપ્ત પ્રદેશમાં રાખીને અમે ખૂબ જ સંતાપી છે ! યથેચ્છ કદર્થના કરી છે ! અરે, ત્રણ દિવસથી ભૂખી અને તરસી રાખીને એ નીરાધાર બાળાના મુખે ડુચા મારીને પણ એને ખૂબ માર માર્યો છે !

ભાઇ મનસુખ ! હું મારાં પાપની કથની કેટલીક કહું ? એ ધર્મશીલા નિર્દોષ બેન વાસંતીને અમોએ ત્યાં સુધી મારી કે એ પ્રભુનું સ્મરણ કરતી ધરણીએ ઢળી પડી ! જોતજોતામાં એની આંખો ઊંચે ચઢી ગઇ અને મુખે ફીણ ફરી વળ્યાં ! એ જોઇને અમો પાપીઓ ગભરાયા, અને એ નિરાધાર બાળાને અશરણાવસ્થામાં ત્યાં જ તજીને નાશી છૂટેલા અમો નિર્ઘૃણમાંનો આ એક અગ્રપાપી હું તે પછી તારી પણ પૂંઠ પકડીને તને કદર્થવા આવ્યો હતો ! ઓ ધર્માત્મા ! હવે તો આ પાપીનો નિસ્તાર શેથી ?, કહેતાંની સાથે દુઃખસંભારથી ફાટતા હૃદયે 'ઓ પ્રભુ ! મારી શી વલે થશે ?' એમ છેલ્લા શબ્દો મુશીબતે અને અસ્તવ્યસ્ત બોલતો કુસુમ મરછીદ્દાગ મૃતપ્રાયઃ બની બૂશાયી થયો ! (ચાલુ)



નાસ્તિકો તો બાપોકાર જાહેર કરે છે કે પૃથ્વી-અપ-તેજ અને વાયુરૂપ ચાર ભૂત સિવાય કોઇ જુદી સત્તા કે શક્તિ સંભવતી જ નથી. એ ભૂતથી આત્મતત્વ કોઈ અલગ વસ્તુ નથી ! એ ભૂતમાંથી ઉત્પત્તિ અને આખરી એમાં વિનાશ એનું નામ જ સંસાર; માટે યથેચ્છ 'ખાવું-પીવું ને મ્હાલવું' એ સિવાયની અન્ય ઝંઝટમાં પડવું જ નહીં.

મદિરાના દૃષ્ટાંતથી કેફની શક્તિ માફક ભૂતોના સંયોગથી ચૈતન્ય શક્તિનો ઉદ્ભવ માનનાર એ બંધુઓ એટલું પણ નથી જોઇ શકતાં કે મડદામાં ચારે ભૂતોનો સદ્ભાવ હોવા છતાં કાં ચેતનાશક્તિ જણાતી નથી ? પણ જ્યાં સ્થિતિ જ 'અંધ શકટ જો નજર ન દેખે, તો શું કીજે શકટે ?' જેવી હોય ત્યાં શું કહેવું ! જન્માંધ પ્રાણીને ગાડાની લંબાઈ કે પહોળાઇના માપ કયાંથી સમજાય ! એવો અંધ, હાથીના પૂંછડા કે પગને જ હાથીનું સર્વસ્વ કલ્પે એમાં શી નવાઈ ?

હે નાથ ! અનેકવાદીઓના આ વિચિત્ર મત વિભ્રમો નિહાળી ચિત્તસમાધિ સાંપડતી નથી. એ વિચિત્રતા જોયા પછી દૃષ્ટિ આપ સાહેબ પ્રતિ વળે છે. એટલે જ પ્રશ્ન ઉઠે છે—

વલતું જગગુરુ એણીપરે ભાખે,
પક્ષપાત સબ છંડી;
રાગદ્વેષ મોહ પખવર્જિત,
આતમ શું રઢ મંડી.
આતમધ્યાન કરે જો કોઉ,
સો ફિર ઇણમેં નાવે;
વાગજાળ બીજું સહુ જાણે,
એહ તત્ત્વ ચિત્ત આવે.

પ્રભુશ્રીનો જવાબ ઉપરની કડીદ્વયમાં સમાઇ ગયો. એકાંતવાદ મૂકી દેવો, રાગદ્વેષ ને મોહથી ભરપૂર અજ્ઞાનનો પક્ષ ત્યજી દેવો અને સ્યાદ્વાદબુદ્ધિ ધારણ કરી આત્મ-સ્વરૂપ પિછાનવું. સતત એનું ચિંતન, મનન અને નિદિધ્યાસન કરવું. એટલે જ વ્યવહાર નિશ્ચયની આંટીઘુંટીનો ઉકેલ આવશે-ત્યારે જ ધ્યાનદશાનો સાક્ષાત્કાર થશે.

આ ઉત્તરથી પ્રફુલ્લિત બનેલ આત્મા પોકારી ઊઠે છે કે-ભગવાન ! આપની વાત સાચી છે. જે આત્મા વિવેક ધારણ કરી આત્મધ્યાન સંબંધી પક્ષ ગ્રહણ કરશે તે જરૂર તત્ત્વજ્ઞાની બની સિદ્ધિરૂપી સંપદા મેળવશે. આપ સાહેબની કૃપા મારા જેવાને માટે બસ થઈ પડશે.



## જગદુત્તર મહાત્મા.

જે વાસનાનો દાસ નથી, જેણે મદ, માન, માયા, ક્રોધ, રોપ, ઇર્ષ્યા, દ્વેષ વિગેરે દોષોને પોતાની અંદરથી હાંકી કાઢ્યા છે તે જગદુત્તર મહાત્મા છે; અને તે, સજ્જનોનાં હૃદયમંદિરમાં સુવર્ણાસને વિરાજે છે.

—મુનિ ન્યાયવિજય

ડૉ. ભગવાનદાસ મનઃસુખભાઈ મહેતા

મહાકવિ શ્રી હરિચંદ્રવિરચિત-

# શ્રી ધર્મશર્માભ્યુદય મહાકાવ્ય.

સમશ્લોકી અનુવાદ (સટીક)

## તૃતીય સર્ગ.

(ગતાંક પૃષ્ઠ ૨૧૨ થી શરૂ.)

અનુષ્ટુપ.

પછી—

નૃપ આસનથી ઊઠ્યો, પૂર્વાદ્રિથી રવિ યથા;
તે પ્રચેતસ સાધુની, દિશા પામી નમ્યો તથા. ૧.

તે વનપાલને દીધું, ફલ તોષ તરૂતણું;
મનોરથ લતા બીજ, ભેટનો બદલો ગણું! ૨.

ક્લેશ-સંહરણે દક્ષ, જાણે કે આણ હોયની!
મુનિવંદન ભેરી એ, વગડાવે ધરાધણી. ૩.

તે કાદમ્બિનીનો નાદ, દિશાઓ મહિં વ્યાપતો;
નિર્ભરાનંદથી પુષ્ટ, પૌર-મોર નચાવતો. ૪.

ચંદન સ્વસ્તિકે હાસ્ય, લાસ્ય ઉલ્લસતા ધ્વજે;
પુષ્પરાશિથી રોમાંચ, ત્યારે તે પુરી યે ભજે. ૫.

---

૧. પછી તે રાજા, પૂર્વાચલથી સૂર્યની જેમ, આસન પરથી ઉઠ્યો, અને તે પ્રચેતસ્ મુનિની દિશાને પામી, નમ્યો. ઉપમા+શ્લેષ. પ્રચેતસ્= (૧) મુનિનું નામ, (૨) વરુણ (પશ્ચિમ દિશા વરુણની છે) નમ્યો-શ્લેષ. (૧) પ્રણામ કર્યો, (૨) નમી ગયો, આથમ્યો (સૂર્યપક્ષે). સૂર્ય પૂર્વમાંથી જઇ પશ્ચિમમા નમે છે.

૨. અને તેણે તે ઉદ્યાનપાલકને સંતોષરૂપ વૃક્ષનું ફળ આપ્યું. તે જાણે મનોરથરૂપ લતાના બીજની ભેટનો બદલો હોયની?-રૂપક+ઉત્પ્રેક્ષા.

૩. પછી ક્લેશને બહાર કાઢી મૂકવામા પટુ એવી જાણે આજ્ઞા હોયની!-એવી મુનીંદ્રના વંદનાર્થે જવા માટે ભેરી, રાજાએ વગડાવી. ઉત્પ્રેક્ષા

૪. તે કાદમ્બિનીનો (ભેરીનો) ધ્વનિ દિશાઓમહીં વ્યાપતો સતો, પૂર્ણ આનંદથી પુષ્ટ એવા નગરજનોરૂપ મયૂરોને નચાવવા લાગ્યો, રૂપક+શ્લેષ. કાદંબિની= (૧) ભેરી, (૨) મેઘમંડલી.

૫. અને ત્યારે તે નગરી પણ ચંદનના સાથીઆવડે જાણે હાસ્ય કરવા લાગી, ઉલ્લસી રહેલા ધ્વજોવડે લાસ્ય (નૃત્ય) કરવા લાગી, પુષ્પપ્રકરવડે રોમાંચ ધરવા લાગી!-ઉત્પ્રેક્ષા.

સ્વ સ્વ પ્રાસાદથી જાણે, સમાતા નો'ય ભીડથી;
સુવસ્ત્ર ધારીને એવા, નીકળ્યા પૌર હર્ષથી. ૬.

બહારના તોરણે ભૂપો, અશ્વ ગજ રથે ચઢ્યા;
રાહ તેની જુએ જાણે, અર્થસિદ્ધિ દૂતો મળ્યા! ૭.

મુનીશ્વરપદ પ્રત્યે, રાજા ય સહ વલ્લભા;
રથમાં બેસીને ચાલ્યો, ભાનુ જેમ સહ પ્રભા. ૮.

નૃપો સંચારિ ચાલ્યા તે, સાત્ત્વિકદર્શી પાછળે;
ભાવો મુનિ મુખારૂઢ, રસ જેમ અનુસરે. ૯.

તે સજ્જાલક ને મત્ત-, વારણો થકી રાજતા;
પ્રાન્તવર્ત્તિ ગૃહો જેવા, નૃપો જોઈ ખુશી થતો. ૧૦.

ગયા પૂર્વેજ ઉદ્યાને, ભૃત્યો સેવા-વિચક્ષણા;
ફૂલ પુષ્પો લઇ તેના, મૂર્તિમંત ઋતુ સમા. ૧૧.

અન્યોન્ય અંગ સંઘટ્ટે, સરેલી હાર-સેરથી;
દુઃસંચર થયો માર્ગ, માર્ગ તો જયસ પાશથી. ૧૨.

---

૬. જાણે ભીડથી માતા ન હોય એમ પોતપોતાના પ્રાસાદોમાંથી નગરજનો સુંદર વસ્ત્રાલંકાર સજીને હર્ષથી બહાર નીકળી પડ્યા.—ઉત્પ્રેક્ષા.

૭. બહારના તોરણ આગળ અશ્વ, ગજ, રથ પર આરૂઢ થયેલા રાજાઓ, તે રાજાની રાહ જોઈ રહ્યા હતા; તે જાણે અર્થસિદ્ધિના દૂતો આવી મળ્યા હોયની ! ઉત્પ્રેક્ષા.

૮. પછી તે રાજા, પ્રભા સહિત સૂર્યની પેઠે, પોતાની પ્રિયા સાથે રથમાં બેસીને, મુનીશ્વરના ચરણ પ્રત્યે ચાલ્યો. ઉપમા.

૯. સંચારી નૃપો તે સાત્ત્વિકદર્શીની પાછળ ચાલવા લાગ્યા; જેમ ( સંચારી ) ભાવો મુનિમુખમાં આરૂઢ થયેલા ( સાત્ત્વિક ) ભાવરસને અનુસરે છે તેમ. શ્લેષ+ઉપમા.

સંચારી=(૧) ચાલતા, (૨) વ્યભિચારી. અલંકારશાસ્ત્ર પ્રમાણે વ્યભિચારી ભાવો સાત્ત્વિક ભાવને અનુસરે છે.

૧૦. અને તે સજ્જાલક ( વાળ હોળેલા ) અને મત્ત વારણોથી શોભતા, બાજુમાં આવી રહેલા ગૃહો જેવા તે રાજાઓને દેખી તે નૃપ આનંદ પામ્યો. ઉપમા+શ્લેષ.

સજ્જાલક–(૧) સજ્જ+અલક–વાળ હોળેલા, (૨) સત્+જાલક–સુંદર જાળીવાળા
મત્તવારણ=(૧) મદોન્મત્ત હસ્તી, (૨) ઘરોના આગળ પડતા થોભલા.

૧૧. સેવામાં ચતુર એવા તેના મૂર્તિમંત ઋતુ જેવા સેવકો આગળથી જ ફળ–ફૂલ લઇને ઉદ્યાનમાં ગયા હતા. ઉપમા.

૧૨. પરસ્પર અંગનો સંઘટ્ટ થવાથી સરી પડેલી હારોની સેરવડે ત્યારે માર્ગ દુઃસંચર (જવો

તે કુવલયનો જેતા; વિગ્રહદર્શી દૃષ્ટિથી;
નેત્રોત્સવાર્થ નારીના, નાઽરીના નૃપતિ થતો ૧૩.

લાવણ્યે નેત્ર સંક્રાંત, નગર-નરનારીના;
એવો ગંધર્વ વિરેલો, તે સહસ્રાક્ષ હોય ના ! ૧૪.

તેના મુખાબ્જ પર્યંતે, ષટ્પદો જે ભમી રહ્યા;
તે મુનિ-ચંદ્ર ધ્યાને શું, તિમિર-લવ નીકળ્યા ! ૧૫.

જે સવિભ્રમ ધારંતી, તિલકામલકાવલિ;
લસંતી પત્રવલ્લીથી, દીર્ઘ નેત્રાંજને ભલી. ૧૬.

યુક્ત ઉત્તાલ પુંનાગે, સાલ-સંગમ ધારંતી;
કામારામ સમી રામા, તે આરામ પ્રતિ જતી. ૧૭. (યુગ્મ)

---

મુશ્કેલ) થઇ પડયો. જેમ માર્ગ (મૃગસમહ) પાશવડે કરીને દુઃસંચર (મુશ્કેલ હલનચલનવાળો) થઈ પડે છે તેમ. ઉપમા+શ્લેષ.

૧૩ કુવલયને દૃષ્ટિથી જીતનારો તે રાજા વિગ્રહ દર્શાવતો સતો, નારીઓને નેત્રોત્સવનું કારણ થઈ પડતો હતો, નહિ કે અરિઓને-શત્રુઓને. સમાસોક્તિ. અત્ર શ્લેષ આ પ્રમાણેઃ-

કુવલય= (૧) એક જાતનું કમલ (૨) કુ+વલય- ભૂવલય.

વિગ્રહ= (૧) શરીર, (૨) લડાઇ.

નારીના= (૧) સ્ત્રીઓના, (૨) ન+અરિના-ન શત્રુના.

૧૪. જેના અંગલાવણ્યમાં નગરજનો અને નારીઓના નેત્રો સંક્રાંત થતા હતા એવો તે ગંધર્વ વિરેલો જાણે સહસ્રાક્ષ (ઇંદ્ર) હોયની ! ઉત્પ્રેક્ષા.

૧૫ તેના મુખકમલના પર્યંતે જે ષટ્પદો-ભમરા ભમતા હતા, તે જાણે મુનિચંદ્રના ધ્યાનથી તિમિર-કણ બ્હાર નીકળી આવ્યા હોયની ! ઉત્પ્રેક્ષા.

૧૬-૧૭. સવિભ્રમ એવી જે તિલક-આમલકાવલિ ધારતી હતી, પત્રવલ્લીથી શોભતી જે દીર્ઘ નેત્રાંજનથી સુંદર હતી, ઉત્તાલ પુંનાગથી યુક્ત જે સાલસંગમ ધારતી હતી એવી કામદેવના બગીચા જેવી રામાઓ-સ્ત્રીઓ તે આરામ-ઉદ્યાન ભણી જતી હતી. ઉપમા+શ્લેષઃ-સવિભ્રમ=(૧) વિભ્રમ-હાવ-ભાવ સહિત, (૨) સ+વિ+ભ્રમ-પક્ષીઓના ભ્રમણ સહિત, તિલકામલકાવલિ=(૧) તિલકયુક્ત અલકાવલિ લટની શ્રેણી (૨) તિલક અને આંબલીની શ્રેણી પત્રવલ્લી=(૧) પાદડા ભરેલી વેલી, (૨) પત્રભંગ, કપોળ વગેરે પર કાઢવામાં આવતી પીળ. નેત્રાંજન=(૧) નેતરના અને અંજનના વૃક્ષ, (૨) આંખનું આંજણુ. ઉત્તાલ= (૧) ઊંચા (૨) ઉત્તમ. પુનાંગ=(૧) ઉત્તમ પુરુષ, (૨) વૃક્ષવિશેષ. સાલસંગમ (૧) સાલવૃક્ષનો સંગમ, (૨) સાલસ આલસયુક્ત-મંદ ગતિ.

વૃદ્ધ સ્ત્રીઓની આશિષો, નૃપ સ્વીકારતો ધીરે;
પહોંચ્યો ઇષ્ટ સિદ્ધિના, દ્વાર શું પુરદ્વારમાં ૧૮.

યતિભાવપરો કાંતિ, ધારતો અતિ ભૂપતિ;
પુરથી નિકળ્યો જેમ, શ્લોક કવીન્દ્ર મુખથી. ૧૯.

શાખાપુર પુર પ્રાન્તે, બહુ લક્ષણ ધામને;
પ્રસન્ન તે થયો પેખી, સ્ત્રીના સુત સમાનને. ૨૦.

પૂર્વેજ વિક્રમ શ્લાઘ્ય, ભવાનીતનયો થયોઃ
મહાસેના વિંટયો ત્યારે, મહાસેન પુનઃ બન્યો. ૨૧.

( ચાલુ. )

---

૧૮. પછી વૃદ્ધ સ્ત્રીઓની આશિષો માથે ચઢાવતો ચઢાવતો તે રાજા નગરદ્વારે પહોંચ્યો,- કે જે જાણે ઇષ્ટસિદ્ધિનું દ્વાર હોયની! **ઉત્પ્રેક્ષા**

૧૯. યતિભાવમાં તત્પર, અને અત્યંત કાંતિ ધરાવતો એવો તે રાજા નગરમાંથી બહાર નીકળ્યો- જેમ કવીન્દ્રના મુખમાંથી શ્લોક બ્હાર નીકળે છે તેમ. **ઉપમા+શ્લેષ** યતિ-(૧) મુનિ, (૨) કાવ્યના ચરણમાં આવતું વિશ્રામસ્થાન, કાંતિ-(૧) પ્રભા, (૨) કાવ્યનું ઓજસ.

૨૦. નગરીના અંતભાગે સ્ત્રીના પુત્ર જેવું, બહુલક્ષણનું મંદિર, એવું શાખાપુર (પરું) જોઇને તે ખુશી થયો. **ઉપમા+શ્લેષ**, બહુલક્ષણ=(૧) બહુ લક્ષણવાળું. (૨) બહુલ+ક્ષણ=પુષ્કળ ઉત્સવવાળું.

૨૧. પૂર્વે જ તે વિક્રમથી શ્લાઘ્ય-પ્રશંસાપાત્ર રાજા ભવાનીતનય થયો; અને ત્યારે મહાસેનાથી વિંટાયો સતો તે મહાસેન થયો. **શ્લેષ.**

વિક્રમશ્લાઘ્ય=(૧) પરાક્રમથી પ્રશસ્ત, (૨) વિ+ક્રમ-પક્ષીના-પોતાના વાહનરૂપ મયૂરના પદન્યાસથી પ્રશસ્ત (કાર્ત્તિકેય પક્ષે) ભવાનીતનય=(૧) ભવાનીનો પુત્ર-કાર્ત્તિકેય, (૨) ભવ+આનીત+નય=સંસારમાં જેણે નય-નીતિ આણી છે એવો. મહાસેન=(૧) કાર્ત્તિકેય-દેવોનો સેનાપતિ, (૨) મહાસેનાવાળો મહાસેન રાજા.



સમ્યગ્જ્ઞાનની કુંચી—

# પરમાત્માનું અધિરાજ્ય.

[ ગતાંક પૃષ્ઠ ૨૨૯ થી શરૂ. ]

આ નશ્વર જગતમાં આત્માનું વસ્તુતઃ કોઈ સગું નથી. એક આત્મા જ આત્માનો ખરો સગો છે. માતા, પિતા, બન્ધુ, પત્ની વિગેરે જેઓ સાંસારિક દૃષ્ટિએ આપ્તજનો ગણાય છે, તેઓમાં કોઈની પણ આધ્યાત્મિક દૃષ્ટિએ આપ્તજન તરીકે ગણના ન જ કરી શકાય. સંસારના કહેવાતા સર્વ આપ્તજનો વસ્તુતઃ અસત્ય છે. તેઓ ભૂત જેવા ભ્રમરૂપ છે. એ અસત્ય આપ્તજનો પ્રત્યેના પ્રેમથી, કોઈ મનુષ્યને દુઃખ થાય એમાં આશ્ચર્ય જેવું શું છે?

ખરા મહાપુરુષોને આપ્તજનોનો કશોય મોહ નથી હોતો. આપ્તજનોનો મોહ જેમનાથી નથી ટળતો તેમને તેઓ પ્રાયઃ પોતાની સમીપ પણ નથી રાખતાં. આપ્તજનો વિગેરેના સંમોહયુક્ત મનુષ્યોને તેઓ પોતાના શિષ્યરૂપે નથી સ્થાપતા. પોતે બનતાં સુધી કહેવાતા આપ્તજનોથી દૂર જ રહે છે. કોઈ વાર આકસ્મિક મિલન થતાં પોતાના જે તે કહેવાતા આપ્તજનને તેના સંસારી સંબંધની દૃષ્ટિએ સંબોધતા પણ નથી.* સંસારમાં રચ્યાપચ્યા રહેલા મનુષ્યો તેમને મૃતવત્ ભાસે છે. પરમાત્માના ભક્તો જ તેમને આપ્તજનોરૂપ લાગે છે.

આ સંસારમાં દુઃખ અનેક કારણે થાય છે. તેમાં અજ્ઞાન, અહંભાવ, ઇંદ્રિય-લાલસા, ઘૃણાવૃત્તિ અને જીવનના મોહથી જનિત થતાં દુઃખો મુખ્ય છે એમ મહાપુરુષો કહે છે.

ભગવદ્ ગીતામાં આપ્તજનો વિગેરે પ્રત્યે મોહની અનાવશ્યકતાના સંબંધમાં યથાર્થ જ કહ્યું છે કે—

"ઇંદ્રિય-લાલસાથી મોહ અને તિરસ્કાર-ભાવ પરિણમે છે, મોહ આદિથી સન્માર્ગમાં મહાન્ અંતરાય ઉપસ્થિત થાય છે." ૩-૩૪.

"મિત્રો, શત્રુઓ, આપ્તજનો, પરકીય પુરુષો વિગેરે પ્રત્યે જેમનો અપક્ષપાત હોય, જેઓ નીતિમાન અને અનીતિમાન પુરુષો પ્રત્યે સમભાવવાળા હોય તેઓ આધ્યાત્મિક ઉન્નતિની દૃષ્ટિએ ઉત્કૃષ્ટ સ્થાન પ્રાપ્ત કરે છે." ૬-૯.

"સુજ્ઞ પુરુષો હયાત કે વિદેહ થયેલા મનુષ્યો માટે કશોયે ખેદ કરતા નથી." ૨-૧૧.

શરીરનો મોહ અનેક રીતે દુઃખાસ્પદ છે. તે સત્ય મુક્તિની પ્રાપ્તિમાં અંતરાયરૂપ છે. શરીરનો મોહ છોડ્યાથી જ, પરમ ધ્યેયની પ્રાપ્તિ થઈ શકે છે. શરીરના મોહનો પરિત્યાગ કર્યા વિના આત્માનું ઊર્ધ્વગમન કોઈ કાળે પણ શક્ય નથી. શરીર આદિનો અસત્ય મોહ છૂટી જાય તો જ કોઈ પણ ભોગે સત્યમાર્ગનું જ ગમન કરવાની દૃઢ ઇચ્છા પરિણમે છે. શરીર આદિનો મોહ એ કેવળ અસત્ય માર્ગ છે. અસત્ય માર્ગના આશ્રયથી સત્યની પ્રાપ્તિ થાય કે કોઈ પરમ ધ્યેયનો સાક્ષાત્કાર થાય એવું કદાપિ બને જ નહિ. શરીર આદિનો વ્યામોહ છોડીને, મનુષ્ય પોતાના આત્માનાં સર્વોચ્ચ શ્રેય માટે સત્ય માર્ગ જ ગ્રહણ કરે તો આત્માની મુક્તિ અવશ્ય થાય છે એમાં કંઈ શક નથી. જીવનનો મોહ છોડનારને જીવન પ્રાપ્ત થાય છે, જીવનમાં મુગ્ધ રહેનાર જીવન ગુમાવે છે એ કુદરતનો નિયમ છે. કુદરતના એવા નિયમોનાં પાલનથી જ આત્માનું વાસ્તવિક શ્રેય થાય છે. કોઈ દેવને પ્રસન્ન કરવાથી, આત્માનું શ્રેય થઈ શકે છે એ

---

* સત્યજ્ઞાની મહાપુરુષો પોતાની એક વખતની પત્નીને માતા તરીકે પણ સંબોધે છે. આવા અનેક દૃષ્ટાન્તો ઈતિહાસમાં મોજુદ છે.

માન્યતા સાવ ગલત છે. સદ્‌ગુણ અને નીતિને બદલે, ખલવૃત્તિ અને પ્રતારણાથી જીવનમાં તાત્વિક વિજય કોઇ કાળે પ્રાપ્ત નથી થતો. કુદરતનાં નિયમો એવા અવિચ્છિન્ન છે કે સારાંનરસાં કાર્ય માટે દરેક મનુષ્યને સારુંનરસું ફળ અવશ્ય મળી રહે છે. કુદરતના કાયદાનો કોઇ કાળે વિચ્છેદ નથી થતો. કુદરતના નિયમોમાં અપવાદ પણ નથી હોતો. કુદરતના કાયદાઓમાં કૃપાદૃષ્ટિ, પક્ષપાત કે અન્યાય આદિને પણ સ્થાન નથી. કાર્ય તો શું પણ વિચાર કે વાણીના સંબંધમાં પણ જેવો વિચાર કે વાણી હોય તેવું ફળ મનુષ્યને હરહંમેશ મળી રહે છે.

કુદરતના નિયમો સર્વદા અભેદ્ય છે. કુદરતના નિયમથી મનુષ્ય માટે વનસ્પતિ આદિનો આહાર નિર્માણ થયો છે. વ્યાઘ્ર આદિ હિંસક ગણાતાં પ્રાણીઓ માટે કુદરતે આમિષ (માંસ) ભક્ષણ નિયત કર્યું છે. કુદરતના નિયમોમાં કોઇ પણ પ્રકારની કૃપાદૃષ્ટિને સ્થાન જ નથી એમ કહી શકાય. કુદરતે મનુષ્ય માટે આમિષ-ભક્ષણનો નિષેધ કર્યો છે. આથી આમિષ ભક્ષણ નિમિત્તે પશુઓ આદિનો વધ કરવો એ મનુષ્યને માટે ઘોર અન્યાયરૂપ છે. કુદરતના નિયમોનું યથાર્થ જ્ઞાન હોય એવો કોઇ પણ મનુષ્ય જીહ્‌વા આદિનાં ક્ષુદ્ર સુખ કે આનંદ માટે આમિષ-ભક્ષણ ન જ કરે.* આમિષ ભક્ષણથી શારીરિક, માનસિક અને આધ્યાત્મિક દૃષ્ટિએ અનેક અનિષ્ટ પરિણામો આવે છે. આથી સુજ્ઞ મનુષ્યો માંસભક્ષણને વિષરૂપ ગણી સર્વથા તેનો ત્યાગ કરે છે. આમિષ-ભોજન સર્વદા ઘૃણાસ્પદ અને પરિહાર્ય છે. આમિષ ભોજનની અનાવશ્યકતાના સંબંધમાં ગીતામાં સત્ય જ કહ્યું છે કેઃ—

"જે આહાર સાત્વિક, બલવર્દ્ધક, આનંદપ્રદ, આરોગ્યદાયી, સ્વાદિષ્ટ અને રુચિકર હોય તે જ આહાર શુદ્ધ અને સાત્વિક મનુષ્યોને પ્રિય થઇ પડે છે. વિકારી મનુષ્યોને અત્યંત ઉષ્ણ અને વિવિધ પ્રકારના ખોટા સ્વાદીષ્ટ આહાર પસંદ પડે છે. માંસ-ભોજન આદિ અશુદ્ધ આહાર અજ્ઞાનીઓને જ પ્રિય થઇ પડે છે."

'વાવે તેવું લણે' એ કુદરતનો અવિચ્છિન્ન નિયમ છે. સર્વ મનુષ્યોને પોતાનાં કર્મ અનુસાર સારુંનરસું ફળ મળ્યા જ કરે છે. કુદરત કોઇ પ્રાણીને કોઇ રીતે આધિન નથી. સર્વ પ્રાણીઓ કુદરતને આધીન છે કુદરતના નિયમો અનુસાર જે તે પ્રાણીને સારાંનરસાં ફળની નિષ્પત્તિ થયા જ કરે છે. મહાન્ પુરુષોને પણ કર્મ-ફળ અવશ્ય ભોગવવાં પડે છે. તેમને પણ ભાવિ-ભાવ* મિથ્યા થતો નથી. મનુષ્યને તેનાં કર્મોનું ફળ કાર્યકારણના નિયમ અનુસાર અવશ્ય મળે છે. કુદરત કોઇ મનુષ્ય મહાન્ હોય તેની લેશ પણ ગણના નથી કરતી. કુદરતની દૃષ્ટિએ બધાં પ્રાણીઓ સરખાં છે. કર્મવશાત્ કોઇ પ્રાણી દુઃખી હોય તો કુદરતને તેથી કંઇએ નથી થતું. સુખી થવું કે દુઃખી થવું એ કુદરતના નિયમોનાં સાહજિક પરિણામરૂપ છે. કુદરતના સત્ય નિયમોનું જેઓ પાલન કરે છે તેઓ સુખી થાય છે. એ નિયમોનો ભંગ કરનાર અવશ્ય દુઃખી બને છે. વિશ્વનું કોઇ પણ સુખ કે દુઃખ કુદરતના નિયમોથી પર નથી, કુદરતનો ઇન્સાફ પ્રતિક્ષણે થયા જ કરે છે. કુદરતનું કાર્ય સંપૂર્ણ ન્યાયપૂર્વક ચાલ્યા જ કરે છે. એમાં કોઇ જાતની ક્ષતિ કદાપિ નથી આવતી. પુણ્યવંત મનુષ્યોને કુદરતના નિયમોનો ભંગ કરતાં ભય રહે છે. પાપી અને નિર્લજ્જ મનુષ્યોને એવો ભય બહુ જ ઓછો હોય છે. આ રીતે તેઓ પોતાની મેળે જ દુઃખી રહે.

* 'The Jain philosophy pp. 143.

* अवश्यं भाविनो भावा भवन्ति महतामपि ।
नग्नत्वं नीलकंठस्य महाहि शयनं हरेः ॥

ભાવાર્થઃ—મહાપુરુષો માટે પણ ભાવિભાવ મિથ્યા થતા નથી, ભાવિભાવ અવશ્ય થાય છે. ભાવિભાવને કારણે, મહાદેવને દિગમ્બરત્વ દશા પ્રાપ્ત થઇ છે. વિષ્ણુને ભાવિભાવને કારણે શેષનાગરૂપી મહાન સર્પ ઉપર શયન કરવું પડે છે.

છે. પાપી અને દુષ્ટ મનુષ્યોને અજ્ઞાન અને દુરાચારને કારણે, સચ્ચિદાનંદમય વિશુદ્ધ સ્વરૂપનો પ્રાદુર્ભાવ નથી થતો. તેમની અશુદ્ધિઓ કાયમ રહ્યા કરે છે. આથી પરમ સુખની પ્રાપ્તિ તેમને માટે અત્યંત દુર્ઘટ થઇ પડે છે.

ઇંદ્રિય–લાલસાજનક વસ્તુઓના મોહનો સર્વથા પરિત્યાગ એ જ સ્વાતંત્ર્ય અને સુખનો પરમ માર્ગ છે. ઇંદ્રિય–લાલસાઓથી આત્માનાં બંધનો વધે છે. આત્મા અનેક પ્રકારના સંભ્રમમાં પડે છે. વિશ્વ સ્વપ્નવત્ છે એવું વેદાન્તનું મંતવ્ય અસત્ય હોવા છતાં વૈરાગ્યભાવ ઉત્પન્ન કરવાની દૃષ્ટિએ તે અત્યંત ઉપયુક્ત છે. વિશ્વને અસત્ય, ભ્રમ કે સ્વપ્નરૂપ માનતાં આત્માની ઉન્નતિ સંભવી શકે છે. સ્વપ્નમા જેમ કાલ્પનિક કાર્યો થયાં કરે છે તેમ, જીવનરૂપ મહાન્ સ્વપ્નમાં અનેક કાર્યો થયાં કરે છે, પણ તે વસ્તુતઃ ભ્રમરૂપ છે એવું વેદાન્તનું કથન છે. સ્વપ્નમા દૃશ્યમાન થતી વસ્તુઓ, મનુષ્યો આદિ તે સમયે સત્ય લાગે છે. સ્વપ્નદ્રષ્ટા તેમની સાથે વિવિધ પ્રકારના આનંદનો આસ્વાદ પણ કરે છે. સ્વપ્નમાં દૃશ્યમાન થતી વસ્તુઓ વિગેરે અદૃશ્ય થાય ત્યારે, તેમના વિયોગથી દુઃખ થાય છે. સ્વપ્નમાં દરેક પ્રકારના ભાવનો અનુભવ થાય છે. સુખ, દુઃખ, ભય આદિ દરેક પ્રકારના ઇષ્ટ અનિષ્ટ ભાવો સ્વપ્નમાં સંભવી શકે છે. કટ્ટર હિંસક શત્રુનાં દૃશ્યથી સ્વપ્નદ્રષ્ટા ચમકી પણ ઊઠે છે. કોઇ વાર કોઇ ભયાનક દૃશ્યથી બૂમબરાડા પણ પાડે છે. આ સર્વ સ્વપ્ન પૂરું થતાં ભ્રમરૂપ લાગે છે. સ્વપ્નમાં જોયેલું સર્વ કંઈ સાવ મિથ્યા જણાય છે. મનુષ્ય પાછો જેવો હતો તેવો જ બની જાય છે.

સ્વપ્નનાં વિવિધ-દૃશ્યોનું રહસ્ય સમજવા જેવું છે. એ દૃશ્યો ચિત્તની અનેક પ્રકારની પ્રવૃત્તિઓનાં પરિણામરૂપ છે. ચિત્તની કલ્પનાશક્તિરૂપ ઉત્પાદક શક્તિથી સ્વપ્નનાં વિવિધ દૃશ્યો પરિણમે છે. કલ્પનાશક્તિ એ વસ્તુતઃ સ્વપ્નની સમર્થક અને અવધારક છે. આથી તેનું અસ્તિત્વ સ્વપ્નસૃષ્ટિની અંદર પણ હોય છે અને બહાર પણ હોય છે. સ્વપ્નમાં સુખ, દુઃખ, ભય આદિ જે વિવિધ ભાવો થાય છે તે ચિત્તની વિચિત્ર સૃષ્ટિનાં પરિણામજન્ય છે. સ્વપ્ન સામાન્ય રીતે રુચિકર લાગે છે એટલે સ્વપ્નનો ઉત્પાદક પોતાનું મન જ છે એ વાતનું વિસ્મરણ થાય છે. સ્વપ્નમાં દૃશ્યમાન થતી અપ્સરાઓ, સુંદર સ્ત્રીઓ, પાપી મનુષ્યો, મિત્રો, આપ્તજનો વિગેરે ખરા લાગે છે. આથી તેમના પ્રત્યે પ્યાર કે ઘૃણા ઉત્પન્ન થાય છે. આ પ્રકારના પ્રેમ કે ઘૃણાભાવને લઇને અનેકવિધ શુદ્ધ અશુદ્ધ ભાવોનો ઉદ્ભવ થાય છે. મનુષ્યની ઉત્પાદક શક્તિ સ્વપ્નમાં પણ મનુષ્યની સમીપ જ રહે છે. પણ સ્મૃતિ–શક્તિના દોષને લઇને, ઉત્પાદન શક્તિનું સ્મરણ નથી થતું. સ્વપ્નનાં દૃશ્યો અને પોતાનો આત્મા એક જ હોય, બન્ને એક બીજાને અનુરૂપ હોય એવો જ ભાસ થાય છે. આ રીતે વિચારતાં, મનુષ્યનું (આત્માનું) ગૌરવ ઘટે છે. સ્વપ્ન એ પોતાની જ કૃતિ છે એ સત્ય હકીકત ભૂલાઈ જવાથી સ્વપ્નનું દૃશ્ય પ્રભાવશાલી અને બલવાન લાગે છે. સ્વપ્નનાં દૃશ્યથી મનુષ્ય પ્રાયઃ અત્યંત વ્યાકુલ બને છે.

સત્ય અંતરાત્માનું વિસ્મરણ એ જગતનાં વિવિધ દુઃખોનું પ્રધાન કારણ છે. સત્ય આત્મા પ્રાણી માત્રમા સદાકાળ વિરાજે છે. આમ છતાં તેની ખોજ બહાર જ થયા કરે છે અને એ રીતે પ્રાણી માત્રને દુઃખની પરિણતિ થાય છે. અંતરાત્મા પોતે જ શાશ્વત સુખનું નિષ્પત્તિ–સ્થાન છે. સંસારસુખની અત્યંત લાલસા અને મોહથી એ સુખની પ્રાપ્તિમાં અનેક પ્રકારના અંતરાયો સદાકાળ ઉપસ્થિત થયા કરે છે. સંસારનાં કાલ્પનિક સુખના વ્યામોહમાં સર્વ પ્રાણીઓ દુઃખી રહે છે.

ઉત્પાદક ઇચ્છા–શક્તિથી આ દુનિયામાં મહાનમાં મહાન્ કાર્યો થઇ શકે છે. દરેક મનુષ્ય ઇચ્છા શક્તિથી ગમે તેવાં આશ્ચર્યકારી કાર્યો કરી શકે છે. મનુષ્યનો સ્વકીય ઇચ્છા–શક્તિ ઉપર સંપૂર્ણ નિર્બંધ ચાલી શકે છે. ઇચ્છા–શક્તિઓ જે તે

સંગ્રાહકઃ—મુનિરાજ શ્રી લક્ષ્મીસાગરજી મહારાજ.

# સાચી સોનેરી શિખામણ.

(૧) કાળની કિંમત સૌએ સમજવી જોઈએ. વેળા એ વસુ છે. Time is money. ગુમાવેલા પૈસા પાછા મેળવાય પણ ગયેલો વખત પાછો મળતો નથી. "आयुः क्षणलवमात्रं न लभ्यंते हेमकोटिभिः क्वापि" કરોડો મણ સોનું આપીએ તથાપિ ઘડીભર આયુષ્ય કદી પણ મળે એમ નથી. આવા અમૂલ્ય અને અલભ્ય વખતનો આપણે શો ઉપયોગ કર્યો તે જાણવા તથા આળસુ બની અવતાર એળે ન ગુમાવવાની સુચના કરવાનું કામ આ નાનકડી નિત્યનોંધ છે.

(૨) ઉપર લક્ષ આપવાની પહેલી ફરજ છે. દરેક કામ માટે સમય નીમી, નીમેલે વખતે જે પોતાનું કામ કરે છે તે વ્યવસ્થિત માણસ તને, મને અને ધને સુખી થાય છે. આવું સુખસંપાદન કરવા ભાગ્યશાળી મનુષ્યને પ્રાપ્ત થાય છે.

(૩) ચારિત્રથી મનુષ્ય મોટું થઇ શકે છે અને ચરિત્ર જ મનુષ્યમાં-જીવનને ઉન્નત બનાવી સર્વ સુખ સાધ્ય કરાવે છે.

(૪) મનસા, વાચા અનેકર્મણાથી પુણ્યમાર્ગ પર રહી ભારતના ઇતિહાસમાં પોતાની પ્રતિભા, આદર્શ, આત્મત્યાગ, ધર્મપ્રીતિ આદિ અનેકવિધ સદ્ગુણોનો સુવર્ણાક્ષરે પરિચય કરાવે છે.

(૫) બાળક, યુવક, તરુણ, પ્રૌઢ, વૃદ્ધ, વૃદ્ધા, પ્રૌઢા, તરુણી, યુવતી, બાલિકા આ સોનેરી શિખામણમાંથી ગમે તે જ્ઞાન પ્રાપ્ત કરી શકે છે.

(૬) અધ્યયનથી યોગીજનો યોગવિદ્યાનો પરિચય પામશે. ભોગીજનો ભોગવિલાસ પામશે. પ્રણયીજનો પ્રણયનું સ્વરૂપ સમજી ખરાં પ્રણયી બનશે. કવિજનો સર્વ અલંકાર અને કાવ્ય-કળાને સમજશે. જ્ઞાની મહા-

---

મનુષ્યની સ્વકીય છે. જગતને રંગભૂમિ અને જગતના સ્ત્રીપુરુષોને પ્રચ્છન્ન સ્વરૂપયુક્ત સ્ત્રી કે પુરુષ પાત્રોરૂપે ગણતાં, મનુષ્ય જગત્ આદિથી પર થાય છે. તેનું ઊર્ધ્વગમન અલૌકિક પ્રકારનું બને છે. મનુષ્ય પોતાનું સ્વકીય સ્વરૂપ પ્રાપ્ત કરે છે. પોતાનાં અસલ સ્વરૂપને ભૂલી જઇ, મનુષ્ય નાહક દુઃખી થાય છે. વસ્તુસ્વરૂપ ભૂલી તે જાતજાતની આધિ, વ્યાધિ અને ઉપાધિઓનો ભોગ બને છે. સત્ય સ્વરૂપનું જ્ઞાન થતાં, સંસારના મિથ્યા આનંદો ભોગવવાની તેને વૃત્તિ જ રહેતી નથી.

સંસાર અને સ્વપ્નની સુંદર ઉપમા ઉપરથી આ જ બોધ લેવાનો છે. મનુષ્ય સંસારનો દ્રષ્ટા બને છે, પ્રવૃત્તિમાં તેને નિષ્ક્રિય વૃત્તિ પરિણમે છે ત્યારે તેને ખરૂં જીવન પ્રાપ્ત થાય છે. તે મુક્તિને માર્ગે સંચરે છે. મનુષ્ય સત્ય બોધથી સંસારથી બને તેટલો મુક્ત થાય છે. આવા સત્ય બોધવાળા મનુષ્યોને ગમે તેટલું દુઃખ આવી પડે તો પણ તેમને સુખ અને આનંદ જ રહે છે. કોઇ પણ દુઃખથી તેઓ સંક્ષુબ્ધ થતા નથી. સત્ય બોધથી પરિણત થયેલી શ્રદ્ધાને કારણે, તેઓ ગમે તેવાં દુર્ઘટ કાર્યો પણ કરી શકે છે. તેમનામાં નવીન જીવનનો સંચાર થાય છે. તેઓ વિવિધ પ્રકારના ચમત્કારો પણ કરી શકે છે. વિષ આદિની તેમને લેશ પણ અસર ન થાય એવો તેમનો અદ્ભુત પ્રભાવ થઈ જાય છે.

( ચાલુ )

જ્ઞાની પામશે. "સામાન્ય મનુષ્ય બુદ્ધિનો અખૂટ ખજાનો મેળવશે." સોનેરી શિખામણ ધારણ કરવાથી, મનન કરવાથી, વિચારણા કરવાથી "બુદ્ધિનો સાગર" થાય છે.

(૭) જ્ઞાનનું આવું અદ્ભુત મહાત્મ્ય જાણી જ્ઞાનાભ્યાસ કરવો. આત્મજ્ઞાન તે જ જ્ઞાન ખરું જાણવું, બાકી સર્વ અજ્ઞાન છે. આત્મજ્ઞાન વિના જીવ શું ગ્રહણ કરે ? વા શું ત્યાગે ? તેનો વિચાર કરો; માટે જીવાદિક નવતત્ત્વ જાણી આત્મતત્ત્વ આદરવું–આત્મભાવમાં પ્રવૃત્તિ કરવી તે યોગ્ય છે.

(૮) તેમ એકલું શુષ્ક જ્ઞાન પણ આત્મહિત કરી શકતું નથી. જ્ઞાન ક્રિયામાં મોટું અન્તર છે.

(૯) "ज्ञानक्रियाभ्याम् मोक्ष" જ્ઞાન અને ક્રિયા બેથી મોક્ષોત્પત્તિ થાય છે.

(૧૦) જેમ વ્યાપારીને વ્યાપાર કરતાં અનેક પ્રકારનું દુઃખ થાય છે, છતાં તેને સુખ કરીને માને છે તેમ સુખવાંછુક મુનિરાજ પણ ક્રિયાકષ્ટનું દુઃખ તેને સુખ કરી માને છે.

(૧૧) જેના મનમાં મુનિ થવાની ભાવના નથી તે મનુષ્ય શ્રી વીતરાગદેવની વાણીમાં શ્રદ્ધાળુ નથી એમ સમજવું.

(૧૨) જે શુદ્ધ આત્મસ્વરૂપનો જ્ઞાતા છે તે શ્રમણ કહેવાય છે. 'नाणेण मुणि होइ' આત્મજ્ઞાનથી મુનિ જાણવા, એ શ્રી ઉત્તરાધ્યયન સૂત્રમાં કહ્યું છે.

(૧૩) જ્ઞાન મેળવવાથી જ્ઞાનલક્ષ્મી પ્રાપ્ત થાય છે, તેથી જ્ઞાનનો સદુપયોગ કરવો.

(૧૪) જગતના પ્રેમી બંધુઓ ! તમને એક વસ્તુ જે તમારા દેહમાં વિદ્યમાન છે તેની પ્રાપ્તિ થઇ નથી ત્યાં સુધી તમો સત્ય, શાંતિ, આનંદ મેળવી શકવાના નથી.

(૧૫) જેની વિદ્યમાનતાએ તમો હાલી–ચાલી શકો છો, ફરો છો, ખાઓ છો, પીવો છો તે અમૂલ્ય વસ્તુ પ્રતિ જરા પણ તમે લક્ષ દીધું છે ? અને તેના પ્રતિ જરા પણ પ્રેમ કર્યો છે ?.

(૧૬) સર્વ જગતના જીવોને તે અમૂલ્ય, અચિંત્ય, ચિતિ શક્તિમાનની ઓળખ કરાવવા, પ્રેમ કરાવવા આમંત્રણ કરું છું તે પ્રેમભાવથી સ્વીકારશો.

(૧૭) તમો ચિંતાતુર છો, શા માટે વૃથા દુઃખના વિચારોમાં મનને પ્રેરો છો ? આ આત્મધર્મમાં જોડાઓ. ખરેખર અલ્પ સમયમાં વિદ્યુતના પ્રકાશની પેઠે ચિંતા નષ્ટ થશે.

(૧૮) તમે સંસારના દુઃખથી પીડા પામો છો. હાય–હાય કરો છો. જે કોઇ મળે છે તેની આગળ પોતાનાં દુઃખનાં રોદણાં રડો છો ! તમો આત્મધર્મમાં જોડાઓ આત્માને ઓળખો. તેની નજીક જાઓ. ખરેખર તેનાથી તમને અપૂર્વ શાન્તિ મળશે.

(૧૯) રાજા કે રંક, રોગી કે ભોગી, બાળક કે વૃદ્ધ, સ્ત્રી વા પુરૂષ, શત્રુ વા મિત્ર, પૂજક વા નિંદક, સ્વજાતીય વા વિજાતીય જે કોઇ જીવો પોતાનું કલ્યાણ ઇચ્છે છે. તે સર્વ આત્મધર્મમાં જોડાઓ અને આત્મબગીચાની નજીક આવતાં તમો સર્વ સમાન સુખી, સમાન ધર્મી, સમાન શક્તિમાન અને એક બીજાના ઊપર પ્રેમદૃષ્ટિથી જોનાર દેખાશો. નક્કી સત્ય કહું છું. ચાલુ—

# પ્રમાણુપત્ર.

**આ સભા તરફથી શ્રી ધર્મબિંદુ ગ્રંથ (મૂળ અને મૂળ ટીકા ભાષાંતર સાથે–આવૃત્તિ બીજી)** સં. ૧૯૮૩માં પ્રગટ કરવામાં આવ્યો છે. તે વાંચવા માટે **પ્રાતઃસ્મરણીય વયોવૃદ્ધ પ્રવર્ત્તકજી શ્રી કાંતિવિજયજી મહારાજે** હાલમાં પાટણ મંગાવેલ હતો. પૂજ્યપાદ પ્રવર્ત્તકજી શ્રી કાંતિવિજયજી મહારાજે બીજા પાસે વંચાવી સાંભળી તે પુસ્તક માટે જે પ્રમાણપત્ર–અભિપ્રાય આપ્યો છે જે નીચે મુજબ છે,

પાટણ તા. ૨૯–૩–૪૧.

મુ. પાટણથી મુનિ કાંતિવિજયાદિ સર્વ સાધુઓ તરફથી મુ. ભાવનગર શ્રી જૈન આત્માનંદ સભાના કાર્યવાહકો ધર્મલાભ સાથે જણાવવાનું કે–

**" ધર્મબિંદુ પુસ્તક તમારું મોકલેલું સંપૂર્ણ આ પત્ર લખનારે વાંચ્યું. અમોએ સાંભળ્યું. વાંચી ઘણો જ આનંદ થયો. આવું સરસ ભાષાંતર થયું છે તે જ્ઞાનીજનોને સારામાં સારું લાભદાયક છે. "** વગેરે વગેરે

( નોટ ) ઉપરોક્ત ગ્રંથની હાલ આ બીજી આવૃત્તિ છે. આપણી શ્રી શ્વેતાંબર જૈન કોન્ફરન્સની એજ્યુકેશન બોર્ડે અભ્યાસક્રમમાં પ્રથમ આ સભાનો આ ધર્મબિન્દુ ગ્રંથ દાખલ કરેલો પરંતુ માત્ર થોડી મુદ્દત રાખી આ ધર્મબિન્દુ ગ્રંથને બોર્ડે અભ્યાસક્રમમાંથી ગમે તે કારણે કાઢી નાંખી અમદાવાદ–નિવાસી સદ્દગત શ્રી મણીલાલ નથુભાઇ દોશી બી. એ.ની કરેલ ધર્મબિંદુની ભાષાંતરની બુક એજ્યુકેશન બોર્ડે દાખલ કરી દીધી. જો કે શ્રીમાન્ મણીલાલભાઇની આ ભાષાંતરવાળી બુક છપાયા પહેલાં તે ભાષાંતર તેમની પાસેથી ખરીદી લઇ આ સભા તરફથી પ્રકટ કરવા મુનિમહારાજ શ્રી ભક્તિવિજયજી મહારાજ તરફથી ફરમાન થયું. પછી તે ભાષાંતર મહારાજશ્રી મારફત મંગાવી સભાએ સદ્દગત શ્રી ભક્તિવિજયજી મહારાજને તે ભાષાંતર જોવા સુપ્રત કર્યું. તેઓશ્રીએ વાંચી તેમણે તથા તેમના ગુરુભાઇ સદ્દગત વિદ્વાન્ મુનિરાજશ્રી ચતુરવિજયજી મહારાજે પાટણથી ના લખી કે તે છપાવવા જેવું નથી, જેથી સભાએ પોતાથી નવું ભાષાંતર કરાવીને સદ્દગત મુનિરાજશ્રી ભક્તિવિજયજી મહારાજને દૃષ્ટિગોચર કર્યું હતું. પ્રથમ આવૃત્તિ છપાવેલી તે તમામ વેચાઇ જવાથી આ બીજી આવૃત્તિ છપાયલી છે. વળી અમદાવાદમાં મુનિ સંમેલન થોડા વખત પહેલા મળ્યું હતું ત્યારે પણ મુનિના વિશેષ ધર્મના વિષય પરત્વે ધર્મબિંદુની ભાષાતરવાળી બુક જોવાની તાત્કાલિક જરૂર પડી, તે વખતે આ સભા તરફથી પ્રગટ થયેલ બુકમાંથી તે હકીકત સ્પષ્ટ મળી આવેલ જેથી ત્યાં પણ પ્રમાણપાત્ર ઠરેલ હોવા છતાં આ સભાનો ધર્મબિંદુ ગ્રંથ એજ્યુકેશન બોર્ડમાંથી કાઢી નાખવામાં કેમ આવ્યો તે જણાયું નહિ. તેથી થોડા વખત પછી સભાએ એક પત્ર આ ગ્રંથ અભ્યાસક્રમમાંથી કેમ કાઢી નાખ્યો? ક્યાં સ્ખલના છે? તે જણાવો તો અમો સુધારી શકીએ વિગેરે વિગતો માટે શ્રી એજ્યુકેશન બોર્ડને લખ્યો; પરંતુ તેનો જવાબ સભાને નહિ મળવાથી તે વખતના રેસીડેન્ટ જનરલ સેક્રેટરી સાહેબ શેઠ રણછોડભાઇ રાયચંદ હતા, તેઓ સાહેબને પણ આ સભાનો ધર્મબિંદુ ગ્રંથ એજ્યુકેશન બોર્ડમાંથી કાઢી નાખી શ્રીયુત્ મણીલાલભાઇનો કરેલ ભાષાંતરનો ગ્રંથ કેમ દાખલ કર્યો? તેના જવાબ આપવા વિનંતિ કરેલ; તેમજ આ સભાની તે બુકમાં સ્ખલના હોય તો જણાવવા તેમજ કાઢી નાખવાનું બીજું કારણ હોય તો જે વ્યાજબી હોય તે જણાવવા આ સભા નિવેદન કરે છે, એ મુજબ પત્ર લખ્યો. તેનો પણ જવાબ સભાને મળ્યો નહિ. જ્યારે વિદ્વાન મુનિરાજે આ સભાના તે ધર્મબિંદુ ગ્રંથની પ્રશંસા કરી પ્રમાણપત્ર આપે છે છતાં શ્રી એજ્યુકેશન બોર્ડ અભ્યાસક્રમમાંથી કાઢી નાખે છે ત્યારે પ્રસંગવશાત્ આટલી સ્ફુટ હકીકત સભા પ્રકટ કરે છે.

# વર્તમાન સમાચાર.

## પંજાબ સમાચાર.

પૂજ્ય આચાર્યવર્ય શ્રીમદ્વિજયવલ્લભસૂરીશ્વરજી મહારાજ પોતાની શિષ્યપ્રશિષ્ય આદિ મુનિમંડલી સાથે ખાનગાડોગરાથી ફા. શુ. પાંચમે વિહાર કરી છીના પધાર્યા હતા.

આચાર્યશ્રીજીની અધ્યક્ષતામાં ખાનગાડોગરના શ્રીસંઘે ઠરાવ કર્યો કે પ્રભુપૂજા કર્યા વિના કોઈએ પણ દુકાન ખોલવી નહી.

આચાર્યશ્રી છઠને દિવસે છીનાથી વિહાર કરી મીયાહરિમા-હાફજાબાદ,ગાજરગોળા અંકાનંગઢ આદિ માં ધર્મોપદેશ આપતા ફા. શુ અગીયારસે રામનગર પધાર્યા. રામનગરની હિન્દુ-મુસલમાન આદિ તમામ પ્રજાએ અને બહારથી પધારેલા સદ્‌ગૃહસ્થોએ આચાર્યશ્રીજીનું સુંદર સ્વાગત કર્યું.

રામનગર પંજાબમા તીર્થધામ ગણાય છે. શ્રી ચિંતામણિ પાર્શ્વનાથ ભગવાનની દહેરાસરમા દિવ્ય મૂર્તિ છે.

આ સુંદર તકનો લાભ લેવા લાહોરથી લાલા તિલકચંદજી જૈન સંઘ લઇને દશમીએ આવી પહોંચ્યા હતા, તેમજ ગુજરાંવાલાના સ્ટેશને ગુજરાંવાલા શ્રીસંઘે સંઘપતિજી અને સંઘનું સ્વાગત કરી હારતોરા આપ્યા હતા. બાબુ અનંતરામજી જૈન બી. એ. એલએલ. બી.એ ભોજન આપ્યુ હતું.

આચાર્યશ્રી હરરોજ ભાવવાહી વ્યાખ્યાનો આપી રહ્યા છે. જનતા સારા પ્રમાણમા લાભ લઇ રહી છે, અને થોડા દિવસ રોકાઈ આચાર્યશ્રીજી શીયાલકોટ તરફ પધારશે. ગુજરાંવાલાના વયોવૃદ્ધ પંડિત સરસ્વતીનાથજી જેઓ જાતે બ્રાહ્મણ હોઇ એઓના હૃદયમા ભાવના થઇ કે જે સદ્‌ગુરુદેવ પગે ચાલી ઉપદેશામૃતનો ધોધ વહેવડાવી ભવ્ય પ્રાણીઓ ઉપર મહાન ઉપકાર કરી રહેલ છે તે સદ્‌ગુરુદેવના હું પણ પગે ચાલી દર્શન કરું જેથી ફા. શુ. ચૌદશે રામનગર આવી સદ્‌ગુરુદેવ શ્રીમદ્વિજયવલ્લભસૂરીશ્વરજી મહારાજના દર્શન કરી કૃતકૃત્ય થયા ગુજરાંવાલાથી રામનગર ૩૨ માઈલ થાય છે છતા આ વૃદ્ધ પંડિત ગુરુદર્શનમા ઉત્સુક બની નવ કલાકમા ૩૨ માઇલનો પંથ કાપી ગુરુદેવના ચરણોમા પહોંચ્યા.

બહારથી પધારેલા સર્વે ભાઇઓની ભાવભક્તિ લાલા લધ્ધેશાહ સાદીરામ જૈને ઘણી જ હોંશથી કરી હતી અને કરી રહ્યા છે.

## પ્રતિષ્ઠા મહોત્સવ.

આચાર્યમહારાજ શ્રીમદ્ વિજયભક્તિસૂરિજી મહારાજશ્રી વિગેરેના સદુપદેશથી બંધાયેલ શ્રી આરભડા ગામના શ્રી જિનમંદિરમા મહા વદિ ૬ ના રોજ શ્રી વાસુપૂજ્યસ્વામીની પ્રતિમાને, પ્રતિષ્ઠિત કરવામા આવી હતી.

શેઠ કાળીદાસ કસ્તૂરચંદે પ્રભુજીને બિરાજમાન કર્યા હતા. બપોરના શાંતિસ્નાત્ર ભણાવવામાં આવ્યુ હતું.

## વડોદરામાં વાસ્તુ પ્રસંગે અઠ્ઠાઈ મહોત્સવ

પૂજ્યપાદ આચાર્ય મહારાજ શ્રી વિજયવલ્લભસૂરીશ્વરજી મહારાજ તથા પૂજ્યપાદ પ્રવર્તક શ્રી કાંતિવિજયજી મહારાજના સદુપદેશથી, વડોદરા જાની શેરીના પુનરુદ્ધાર થયેલ ઉપાશ્રયની ઉદ્‌ઘાટન ક્રિયાનું મુહૂર્ત મહા વદિ ૬ ના રોજ હોવાથી તથા તે નિમિત્તે અઠ્ઠાઇ મહોત્સવ હોવાથી આચાર્ય શ્રી વિજયલલિતસૂરિશ્વરજી મહારાજ વડોદરા, સપરિવાર પધાર્યા હતા. તેમની હાજરીમાં પ્રત્યેક શુભ કાર્યો શાંતિપૂર્વક થયા હતા.

## જયન્તી.

સાબરમતીખાતે ફાગણ શુદિ ૧૦ ના રોજ મુનિશ્રી શાન્તમૂર્તિ હંસવિજયજી મહારાજની જયંતિ ઉજવવામા આવી હતી. આ. વિજયકુસુમસૂરિએ તેમનુ જીવનવૃત્તાંત અસરકારક ભાષામાં [illegible] હતુ. એ સિવાય તેમના ઉપદેશથી થયેલ કાર્યો અને ઉજવવાના કાર્યો જણાવ્યા [illegible] તિનુ કાર્ય પૂર્ણ થતા મુનિશ્રી હંસવિજ

રાજની બનાવેલ ગિરનાર મંડનની પૂજા વળાદવાળા ભૂરાભાઇએ રાગરાગણીમાં આહ્‌લાદપૂર્વક ભણાવી હતી. અમદાવાદમાં પણ જયંતિપ્રસંગે પૂજા વિગેરે ભણાવવામાં આવી હતી.

**મુંબઇમાં શ્રી આત્માનંદ જૈન સભાની સ્થાપના તેમજ ઉજવાયેલ પૂજ્યપાદ શ્રી આત્મારામજી મહારાજનો જન્મદિન ઉત્સવ.**

મુંબઇમાં જૈનાચાર્ય શ્રી વિજયાનંદસૂરીશ્વરજી મહારાજનો જન્મદિન ઉત્સવ ઉજવવા અને આત્માનંદ જૈન સભાની સ્થાપના કરવા પાયધુની ઉપર આવેલ શ્રી મહાવીરસ્વામીના ઉપાશ્રયે શાંતમૂર્તિ **મુનિરાજશ્રી બુદ્ધિમુનિજી** ગણિવરના પ્રમુખસ્થાને ચૈત્ર શુદિ ૧ તા. ૨૮-૩-૪૧ શુક્રવારે સવારે જૈનોની જાહેર સભા મળી હતી. પ્રથમ પંજાબના બંધુ **લાલા જસવંતરાયજી** જૈનીએ જણાવ્યું કે પંજાબમાં આજે જૈનોની જે જાહોજલાલી છે તે આ મહાપુરુષના પ્રતાપે જ છે. પંજાબમાં આ મહાત્માના નામથી કોલેજ, હાઇસ્કૂલ, લાઇબ્રેરી વિગેરે અનેક સંસ્થાઓ છે. તેમજ ભાવનગરમાં તો આજે ઘણા વર્ષથી **શ્રી જૈન આત્માનંદ સભા** છે જેથી મુંબઇ જેવી વિશાળ નગરીમાં ગુરુમહારાજનું નામ કાયમ રહે તે અંગે શ્રી આત્માનંદ જૈન સભા ખોલવાની ખાસ આવશ્યકતા છે વગેરે જણાવ્યું હતું.

ત્યારબાદ મુનિરાજશ્રી **કંચનવિજયજી** મહારાજે જણાવ્યું કે આ મહાપુરુષનો શતાબ્દિ મહોત્સવ થોડા વર્ષ પહેલાં વડોદરામાં ઉજવાયો હતો તે શતાબ્દિ દિવસ એ જ શુભ દિવસ આજે છે.

ત્યારબાદ શ્રી **નરોત્તમદાસ** બી. શાહે તેઓશ્રીનો દીક્ષાપ્રસંગ તેમજ ભાવનગરમાં આત્માનંદ સભા છે તેવી જ રીતે અહીં કામ થાય તેવી ઇચ્છા બતાવી હતી. ત્યારબાદ શ્રી **મોહનલાલ** દીપચંદ ચોકસીએ જન્મદિન ઉત્સવ અંગે પોતાની છટાદારપૂર્વકની શૈલીથી સમજાવટ કરી છેલ્લા સૈકામાં તે મહાત્માનું સ્થાન અગ્રપદે છે તેમ જણાવ્યું હતું. તે આત્મારામજી મહારાજના નામથી અત્રે એક સંસ્થા હોય તો વધુ કાર્ય થઇ શકે વગેરે જણાવ્યું હતું.

ત્યારબાદ શ્રી **રાજપાલ** વ્હોરાએ શતાબ્દિ પ્રસંગનું વર્ણન કર્યું હતું. ત્યારબાદ શ્રી **વાડીલાલ સાકરચંદ** માસ્તરે વિવેચન કરી ગુરુજીને લગતું સુંદર કાવ્ય સંભળાવ્યું હતું. ત્યારબાદ શ્રી **મોતીચંદ** ગિરધરલાલ કાપડીયા સોલીસિટરે જણાવ્યું કે "યુગદૃષ્ટા" અંગે કાવ્યમાં આપણે સાંભળ્યું તે યુગદૃષ્ટા કોણ કહેવાય? તેનું શું લક્ષણ છે? તેને વિસ્તારથી સારાંશ કહ્યા બાદ "જૈન ધર્મ એ વિશ્વ ધર્મ છે. એકલા વાણીયાઓનો જ જૈનધર્મ નથી.' આ વાક્યો આત્મારામજી મહારાજશ્રી કહેતા હતા બાદ **વાડીલાલ જેઠાલાલ** શાહે જે આત્માનંદ જૈન સભા ખુલ્લી મૂકવાની છે તેના ઉદ્દેશો સભા સમક્ષ વાંચી સંભળાવ્યા હતા. (૧) અહિંસા, સ્યાદ્વાદ આદિ જૈન ધર્મના મૌલિક સિદ્ધાંતોનો જનતામાં પ્રચાર કરવો (૨) જૈન ધર્મને લગતી ગેરસમજ દૂર કરવા પ્રયાસ સેવવો. (૩) ભારતવર્ષની બહાર જૈન ધર્મનું જ્ઞાન વિસ્તારવાના ઉપાયો હાથ ધરવા (૪) ઊગતી પ્રજામાં જૈન ધર્મના સંસ્કારની ઊંડી જડ રોપવા સસ્તું સાહિત્ય પ્રગટ કરવું. વિગેરે વિ

ત્યારબાદ શ્રી મોહનલાલ દીપચંદ ચોકસીએ કામચલાઉ મંત્રીઓ તરીકે શ્રી **હીરાભાઈ** રામચંદ મલબારી અને શ્રી **વાડીલાલ** જેઠાલાલ શાહના નામો જાહેર કર્યાં હતા. ત્યારબાદ શેઠ **સાકરચંદ** મોતીલાલ મૂળજીએ રૂ. ૨૦૧) પોતાના તરફથી આપવા માટે જાહેર કર્યું હતું. બાદ પ્રમુખસ્થાનેથી શાંતમૂર્તિ શ્રી બુદ્ધિમુનિજી ગણિવરે જણાવ્યું કે સંસ્થા જે ઉદ્દેશથી ખોલો છો તેને બરાબર વિકસાવો બાદ આચાર્યશ્રીજીના ગુણાનુવાદ કર્યા પછી-મંગલિક સંભળાવ્યા બાદ સભા વિસર્જન થઇ હતી.

**ભરુચમાં ઓળી આરાધના.**

આ. શ્રી વિજયલલિતસૂરીશ્વરજી મહારાજ સપરિવાર પાલેજથી વિહાર કરી ભરુચ પધાર્યા છે આચાર્ય મહારાજની અધ્યક્ષતામાં ઓળી-આરાધનાનું કાર્ય નિર્વિઘ્ને શરૂ છે.

## ઉમદા સખાવત

અમારા સભાસદ શેઠ રાયચંદ વનમાળીદાસ વિજ્ઞાનશાસ્ત્રી અમદાવાદવાળાના ધર્મપત્ની શ્રીમતી રતનબાઇ ઊર્ફે ફુલીબાઇ સં. ૧૯૯૦ના વૈશાક શુદિ ૯ના રોજ સ્વર્ગવાસ પામ્યા હતા. તેઓ ધર્મપરાયણા દેવગુરૂભક્તિકારક હતા. તેમના સ્મરણાર્થે શેઠ રાયચંદભાઇએ રૂા. વીશ હજારની સખાવત નીચે પ્રમાણેના ધાર્મિક કાર્યોમા કરી છે

૧ ગામ પાલી(મારવાડ)મા જેસલમેરીયાવાસની લગોલગ એક ધર્મશાળા.

૨ કોચરપાનડી(અમદાવાદ)માં ધર્મશાળા તથા જિનમંદિર બંધાવી શ્રી શાંતિનાથ પ્રભુની પ્રતિષ્ઠા કરાવી.

૩. અખિલ ભારતવર્ષીય વર્ણાશ્રમ સંઘને ૬૦૦ વાર જમીન બક્ષીસ

૪. કાળુપુર ( અમદાવાદ ) મનસુખભાઇની પોળમાં એક ફ્રી લાઇબ્રેરી અને ત્યાં જ એક ધર્માદા દવાખાનુ વગેરે સખાવત કરી પતિ તરીકેનુ શેઠ રાયચંદભાઇએ કર્તવ્ય બજાવ્યુ છે.

# કર્મગ્રંથ ભાગ ૧-૨ સંપૂર્ણ.

**૧ સટીક ચાર કર્મગ્રંથ શ્રીમદ્દેવેન્દ્રસૂરિવિરચિત-પ્રથમ ભાગ રૂા. ૨-૦-૦**

**૨ શતકનામા પાંચમો અને સપ્તતિકાભિધાન છઠ્ઠો કર્મગ્રંથ, દ્વિતીય ભાગ રૂા ૪-૦-૦**

ઘણી જ કાળજીપૂર્વક તેનું સંશોધન અમારી પ્રસ્તુત આવૃત્તિમા સાવધાનપણે સંપાદક મહાપુરુષે આ બંને ગ્રંથોમા કર્યું છે અને રચના-સંકલના વિદ્વત્તાપૂર્ણ કરવામા આવેલ છે જે ગ્રંથ જોયા પછી જ જણાય તેવું છે. બાકી તેની સાથે ગુજરાતી ભાષામા આપેલ પ્રસ્તાવનામાં વિગતો, ગ્રંથકારનો પરિચય, વિષયસૂચિ, કર્મગ્રંથનો વિષય કયા ગ્રંથોમા છે તેની સૂચિ, પારિભાષિક શબ્દના સ્થાનદર્શક કોષ, શ્વેતામ્બરીય કર્મતત્ત્વ વિષય શાસ્ત્રોની સૂચિ, કર્મવિષયના મળતા ગ્રંથો, છ કર્મગ્રંથાન્તર્ગત વિષય દિગંબરી શાસ્ત્રોમા કયા કયા સ્થળે છે તેનો નિર્દેશ વગેરે આપવામા આવેલ હોવાથી અભ્યાસીઓ માટે ખાસ ઉપયોગી થયેલ છે, જે પ્રથમ બહાર પડેલ કર્મગ્રંથ કરતા અધિકતર છે

ઊંચા એન્ટ્રીક કાગળો ઉપર સુંદર ટાઇપો અને મજબૂત તથા સુંદર બાઇડીંગમાં બંને ભાગો પ્રગટ થયેલ છે કિંમત બંનેના રૂા. ૬-૦-૦ પોસ્ટેજ જુદું

# શ્રી નવપદની પૂજા

( અર્થ, નોટ, મંડલ, યંત્ર, વિધિ વગેરે સહિત )

**શ્રીમદ્ યશોવિજયજી મહારાજકૃત નવપદની પૂજા** અમોએ તેના **ભાવાર્થ, વિશેષાર્થ** અને **નોટ** સાથે તૈયાર કરી પ્રગટ કરેલ છે. સાથે **શ્રી નવપદજીનું મંડલ** તે તે પદોના વર્ણ-રંગ અને તેની સાથે, વિવિધ રંગ અને સાચી સોનેરી શાહીની વેલ વગેરેથી તથા **શ્રી નવપદજીનો યંત્ર** કે જે આયંબીલ-ઓળી કરનારને પૂજા કરવા માટે ઉપયોગી છે તે બંને છબીઓ ઊંચા આર્ટપેપર ઉપર મોટો ખર્ચ કરી ઘણી સુંદર, સુશોભિત અને મનોહર બનાવી આ ગ્રંથમા દાખલ કરવામા આવેલ છે. આ સાથે શ્રી સિદ્ધચક્રજી મહારાજનું આરાધન કેમ થાય, તેની સંપૂર્ણ **ક્રિયાવિધિ, ચૈત્યવંદન, સ્તવનો, સ્તુતિઓ** અને સાથે **શ્રીમાન્ પદ્મવિજયજી મહારાજ** અને **શ્રીમાન્ આત્મારામજી મહારાજકૃત નવપદજીની** પૂજાઓ દાખલ કરેલ છે. ઊંચા એન્ટ્રીક પેપર ઉપર ગુજરાતી સુંદર જુદા જુદા ટાઇપોથી છપાવી ઊંચા કપડાના બાઇન્ડીંગથી અલંકૃત કરેલ છે. કિંમત ઉપર દૃષ્ટિ નહિ રાખતા ગ્રંથની અધિકતા, ઉપયોગી વસ્તુઓની વિવિધતા અને સર્વ સુંદરતાનો ખ્યાલ નજરે જોવાથી ખરીદ કરી મુકાબલો કરવાથી જણાશે. કિંમત માટે કે બીજી દૃષ્ટિએ વધારવાનો હેતુ રાખેલો નથી. **કિંમત રૂા ૧-૪-૦ પોસ્ટેજ અલગ.**

Reg No. B 431



( આનંદ પ્રિન્ટીંગ પ્રેસમાં શેઠ દેવચંદ દામજીએ છાપ્યું.—ભાવનગર. )

# શ્રી આત્માનંદ પ્રકાશ



પુસ્તક ૩૮ મું

અંક ૧૦ મો

સંવત ૧૯૯૭

વૈશાખ



૭૨૭૫

પ્રકાશક:—
શ્રી જૈન આત્માનંદ સભા
ભાવનગર.

# વિષય-પરિચય






( આનંદ પ્રિન્ટીંગ પ્રેસમાં શેઠ દેવચંદ દામજીએ છાપ્યું.—ભાવનગર. )




પુસ્તક : ૩૮ મું : • આત્મ સં. ૪૫ : વીર સં. ૨૪૬૭ : વૈશાક :
અંક : ૧૦ મો : * * વિક્રમ સં. ૧૯૯૭ : મે :

# मधुकरान्योक्ति

( મોહાસક્ત-મોહાન્ધ જીવને કાળ ચેતવણી. )

वसंततिलका वृत्त.

रात्रिर्गमिष्यति भविष्यति सुप्रभातं, भास्वानुदेष्यति हसिष्यति पंकजश्री ।
इत्थं विचिन्तयति कोशगते द्विरेफे, हा ! मूलतः कमलिनी गज उज्जहार ॥१॥

કોઈ મધુકર (ભ્રમર) પરિમલ અને મકરંદરસમાં લોલુપ્ત થઈ કમળ-કોશમાં ભરાઇ બેઠો છે, સૂર્યાસ્તનો સમય થઇ ગયો ( સૂર્યાસ્ત સમયે કમળપાંખડીઓ બીડાઈ જાય છે, એ અનુભવસિદ્ધ છતા) તે મોહગ્રસ્ત ભ્રમર કમળગર્ભ-સ્થાનથી મુક્ત થઇ શકતો નથી–મોહપાશમાં બંધાયો છે. તે ત્યાં રહી વિચાર કરી રહ્યો છે કેઃ—" આ રાત્રિ હમણાં વહી જશે અને પ્રાતઃસૂર્ય પ્રગટતાં જ આ પદ્મપાખડીઓ વિકસિત થશે, એટલે પ્રભાત થતા જ હું આ કમળબંધન-થી મુક્ત થઈ ચાલ્યો જઇશ." આ પ્રમાણે વિચારશ્રેણી ગોઠવી રહ્યો છે ત્યાં તો અચાનક કોઇ હસ્તિ જળવિહાર કરવા પ્રવેશ કરે છે, તે સહજ રમતમાં એ કમળના છોડને ઠેઠ મૂળમાંથી જ ખેંચી કાઢે છે, અને આ રસભોગી ભ્રમર એ કમળમાં જ ગુંગળાઈ મરણને શરણ થઈ જાય છે ! अहह ! गहनो मोहमहिमा

વાચક બંધુઓ ! આપણામાથી ઘણાઓ આ રસેન્દ્રિય લોભી ભમરા-ભાઈની સ્થિતિ ભોગવતા નજરોનજર જોઇએ છીએ, છતાં મોહમુક્ત થઈ શકતા નથી. સંસારની વિવિધ સંપત્તિઓ એકત્ર કરવા, અને લલિત લીલાઓ માણવા અનેક તર્ક-વિતર્કો કરી અનેક હવાઇ કિલ્લાઓ નજર સામે ખડા

કરીએ છીએ, આ મોહનિદ્રામાં અનેક મનોરાજ્યો રચીએ છીએ, એ બધી કૃતિઓ કાળના એક જ ઝપાટાથી અસ્તંગત–છિન્નભિન્ન થઈ જાય છે, મનોરથોની રચેલી સઘળી જ ઇમારતો તૂટી પડે છે, અને અવિનાશીના અંતિમ હુકમ (મૃત્યુ)ને તત્કાળ આધીન થઈ જવું છે, માટે ઓ માનવ મુસાફર ! નરભ્રમર ! તું ચેત ! ચેત !! પાણી પહેલાં જ પાળ બાંધવા યત્ન કર. प्रोदीप्ते भवने तु कूपखननं प्रत्युद्यमः किदृशः ? અર્થાત્ ઘરને આગ લાગ્યા સમયે કૂવો ખોદવો એ ઉદ્યમ જેમ નિરર્થક છે તેમ મૃત્યુએ આવી ટોટો ઝાલ્યા પછી સઘળા જ પ્રયત્નો નિષ્ફળ છે !

હરણાં શ્રવણેન્દ્રિયના મોહથી, હાથી સ્પર્શેન્દ્રિયના મોહથી, પતંગીયાંઓ ચક્ષુઇન્દ્રિયના મોહથી, ભમરાઓ સુગંધના મોહથી અને માછલાંઓ સ્વાદેન્દ્રિયના મોહથી જેમ પોતાનું જીવન ગુમાવી બેસે છે તેમ ઉપરોક્ત પાંચે ઇન્દ્રિયના મોહમાં ફસાયેલ મનુષ્ય પોતાનું જીવન સદ્ય–સત્વર ખોઈ બેસે એ દીવા જેવું સ્પષ્ટ છે. હાથના કંકણને ઓળખવા માટે અરીસાની જરૂર જ નથી, માટે કાળનો ભય રાખી મોહસાગર તરી જવા પ્રયત્ન કરવો.

## ઉપરની અન્યોક્તિનું તારતમ્ય.

હરિગીત.

પેઠો કમળના કોશમાં, મકરંદ પીધું મધુકરે,
સૌરભ મજેની સેવતાં, મદમસ્ત થઇ ફૂલ્યો ખરે !
મોહાંધ થઈ ચોંટી રહ્યો, પંકજ બિડાયું સાંજરે,
રસબંધને બંધાઈને, મનમાંહી "આવું ઉચ્ચરે." ૧
"આ રાત્રિ તો ચાલી જશે, રવિ ઊગતાં કમળો ખીલે,
ને પદ્મપાંખડી ઉઘડ્યે, હું મુક્ત થઇશ વગર ઢીલે;"
પણ ગહન ગતિ છે કાળની, એક હસ્તિ ન્હાવા આવીયો,
ખેંચ્યું કમળ થડમૂળથી, ને ભ્રમર મૃત્યુ પામીયો. ૨
અન્યોક્તિ છે આ મર્મવાળી, માનવી હિતકારિણી,
મદ-મોહ-મત્સર ટાળનારી, જીવનને ભવતારિણી;
ઓ બન્ધુઓ ! નિજ આત્મનું, કલ્યાણ ચાહો તો સદા,
મોહાન્ધ આંખ ઉઘાડશો, તો અસ્ત થાશે આપદા. ૩

દોહરો.

વાચકવૃંદ ! વિવેકથી, વિચારશો આ વાત;
ભ્રમરતણા દૃષ્ટાંતથી, મોહ ટળે સાક્ષાત. ૧

લી૦ સારશોધક- રેવાશંકર વાલજી બધેકા ધર્મોપદેશક.

लेखक—आचार्यश्री विजयकस्तूरसूरिजी महाराज

# વિચારશ્રેણી.

( ગતાંક પૃષ્ઠ ૧૫૬ થી શરૂ )

**પરોપકાર** અથવા પર ઉદ્ધારના બહાને સેવા કરવાનો ડોળ કરીને અનિચ્છાએ પણ અશાંતિ ભોગવી પ્રસિદ્ધિમાં આવવાનો પ્રયાસ કરવા કરતાં એકાન્તમાં રહીને શાંતિપૂર્વક પોતાના આત્માની જ સેવા બજાવી શ્રેય સાધવું તે શ્રેષ્ઠતર છે.

卐

માનવીની પ્રવૃત્તિ ઉપર તો અંકુશ મૂકી શકાય છે, પણ વૃત્તિ ઉપર અંકુશ મૂકી શકાતો નથી; કારણ કે માનવી અમુક અનિવાર્ય કારણને લઇને પોતાનું પ્રવૃત્તિમય જીવન વેચી શકે છે; પણ વૃત્તિમય જીવન વેચી શકતો નથી. કોઇ પણ અવસ્થામાં વૃત્તિમય જીવનનો તો પોતે જ સ્વામી રહે છે અને એટલા માટે જ પ્રવૃત્તિમય જીવનનો અન્ય સ્વામી હોવા છતાં પણ વૃત્તિમય જીવન પોતાની અત્યંત પ્રિય વ્યક્તિને અર્પણ કરીને તેને પોતાના વૃત્તિમય જીવનનો સ્વામી બનાવી શકે છે.

卐

વસ્તુને સાચી રીતે ઓળખ્યા સિવાય સાચું બોલી શકાય નહીં. તેમજ સાચી પ્રવૃત્તિ થાય નહીં તેથી સાચી વસ્તુ મેળવી શકાય નહીં.

卐

સારા વિચારો વિચારવાનું વ્યસન માનવજીવનની ઉત્તમતાને સફળ બનાવી શકે છે. ભલે વિચારો પ્રમાણે ન વર્તાય તો પણ આત્મશ્રેય કરવામાં અદ્વિતીય સહાયક થઇ શકે છે. જેમ ગાંજો, ભાંગ, તમાકુ, અફીણ, ચા-વિગેરે વસ્તુઓનું વ્યસન પડી જવાથી તે વસ્તુઓ વગર ચાલતું નથી અને વારવાર તેનું જ સ્મરણ થયા કરે છે, તેમજ સારા વિચારો વિચારવાનું વ્યસન પડી જવાથી સારા જ વિચારો આવ્યા કરે છે.

卐

પુદ્‌ગલાનંદીપણે અથવા તો વિષયાભિનંદીપણે કરવામાં આવતી ઇચ્છાઓ સફળ થાય અથવા તો નિષ્ફળ જાય, તો પણ આત્મા અપરાધી બનીને પૌદ્‌ગલિક વસ્તુઓ ન વાપરવા છતાં પણ તેના કડવાં ફળ અવશ્ય ચાખે છે.

卐

સ્વાર્થવૃત્તિવાળા અનિચ્છાએ પણ બીજાની ઇચ્છાને આધીન થઇને ફરજીયાત પ્રવૃત્તિ કરે છે એ જ પરમ દુઃખ છે અને નિઃસ્વાર્થ વૃત્તિવાળા સ્વેચ્છાને આધીન રહીને મરજીયાત પ્રવૃત્તિ કરે છે માટે તે પરમ સુખી છે; કારણ કે પરાધીનતાએ અણગમતું કરવું પડે છે અને સ્વાધીનતાએ મનગમતું કરાય છે, માટે સ્વાધીનતામાં સુખ છે અને પરાધીનતામાં દુઃખ છે.

卐

વિદ્વત્તા અને જ્ઞાનમાં ઘણું જ અંતર રહેલું છે. મોહનીય કર્મના ક્ષયોપશમ કે ક્ષય સિવાય જ્ઞાન પ્રાપ્ત થઇ શકતું નથી; પણ જ્ઞાનાવરણીયના ક્ષયોપશમથી વિદ્વત્તા પ્રાપ્ત થાય છે. મોહનીય કર્મના ક્ષયોપશમ સિવાય

## ઉપદેશક પદ.

(નાગરવેલીઓ રોપાવ–એ દેશી)

સમકિત રોપાને તું વાવ,
તારી આતમવાડીમાં.
જડની આસક્તિ નિવારી,
ક્ષણનશ્વર સ્વરૂપ વિચારી;
શુદ્ધ જ્ઞાન સુમન વિકસાવ—તારી ૧
જડ દેહથકી તું ન્યારો,
તું શાશ્વત છે રહેનારો;
નિજ રૂપ સુગંધ ફેલાવ—તારી ૨
પરપરિણતિ રમણું છોડી,
નિજ પરિણતિમાં મન જોડી;
શુદ્ધ બ્રહ્મ દેવ પધરાવ–તારી ૩
પરભાવનો કદીયે ન કરતા,
નિજ ભાવ સકળનો ધરતા;
ઉપયોગ સ્વરૂપ શોભાવ—તારી ૪
વસ્તુગત વસ્તુ જાણી,
નવિ હર્ષશોક મન આણી;
સમજળનો કર છંટકાવ—તારી ૫
મિથ્યા દર્શન નથી તારું,
અસતને સત્ જોનારું;
સતદર્શન રેંટ ચલાવ—તારી ૬
નિજગુણ અમૃત સમ પાણી,
શુદ્ધ આશય ગુણથી તાણી;
કસ્તૂર રોપાને પીવડાવ—તારી ૭

આ. શ્રીવિજયકસ્તૂરસૂરિજીમહારાજ.

એકલા જ્ઞાનાવરણીયના ક્ષયોપશમથી થવાવાળું જ્ઞાન અજ્ઞાન હોય છે કે જેને વિદ્વત્તા કહેવામાં આવે છે.

卐

સંસારમાં રહીને સંસારની પૌદ્‌ગલિક વસ્તુ વાપરનારને સંસારના નિયમો ફરજીયાત પાળવાં પડે છે. જેમકે-જન્મ્યો તેને મરવું, યુવાને વૃદ્ધ થવું, શ્રીમંતને કંગાળ થવું, સંપત્તિવાળાએ વિપત્તિ ભોગવવી વગેરે નિયમો અવશ્ય પાળવા જ જોઇએ. જેની ઇચ્છા આ નિયમો પાળવાની ન હોય તેણે સંસારવાસ છોડીને ચાલ્યા જવું જોઇએ અને જેટલી પૌદ્‌ગલિક વસ્તુઓ વાપરવાને માટે લીધી હોય તે બધીયે છોડી દેવી જોઇએ.

卐

જીવનના છેડે દેહની વિસ્મૃતિની સાથેજ ઇષ્ટવિયોગ દુઃખદાયી નથી નીવડતો, પણ જીવનકાળમાં ઇષ્ટવિયોગ અત્યંત દુઃખ આપે છે.

卐

માનવજીવનમાં જીવવાના સિદ્ધાંતો અને હેતુઓથી અણજાણ માનવજીવનમાં સાચી રીતે જીવી જાણતો નથી.

卐

સંસારની મુસાફરીમાં નીકળેલાં આત્માઓને વિશ્રાન્તિ માટે મળેલી દેહરૂપી ધર્મશાળાઓનો આશ્રય લેવો પડે છે. આ ધર્મશાળાઓ અમુક સમય માટે માત્ર વિશ્રાન્તિનું સ્થાન હોવાથી આત્માઓનો એના ઉપર કોઈ પણ પ્રકારનો હક્ક નથી, માટે મુસાફરી કરવા ત્યાંથી નીકળવું પડે તો બહુ જ રાજી થઈને તે સ્થાન છોડી દેવું, અને આગળ પ્રયાણમાં જે કોઈ સ્થળ આવે ત્યાં શાંતિપૂર્વક નિર્વાહ કરી લેવો પણ કોઇપણ સ્થાનમાં લેશમાત્ર પણ મમતા કરવી નહિં. મુસાફરીના અંતે કોઇપણ આશ્રયસ્થળની જરૂરત પડવાની નથી અને વિશ્રાન્તિ લીધેલાં પહેલાનાં સ્થળો કાંઈ પણ કામ આવવાનાં નથી.

卐

પરિમિત નિદ્રામાં માનસિક વિચારો ઉપ-

રનો કાબૂ છૂટી જવાથી શુભ ધ્યાન રહી શકતું નથી તો પછી અપરિમિત નિદ્રા-(મૃત્યુ)ના સમયમાં વિચારો ઉપર કાબૂ રાખીને શુભ ધ્યાન કેવી રીતે રહી શકે ? માટે પરિમિતી કે અપરિમિતી નિદ્રા વગરની જાગૃત અવસ્થામાં શુભ વિચાર, શુભ ભાવનાઓ અને શુભ ધ્યાનદ્વારા નિર્જરા અથવા તો પુન્ય ઉપાર્જન કરી લેવું જોઇએ.

卐

સ્નેહની સીમા ઓળંગી ગયા પછી શાસ્ત્રના બંધન શિથિલ થાય છે, જેથી કરી સંસારની શેરીઓમાં કાંઇક વધારે રઝળવું પડે છે, પરંતુ શું બની શકે ? ઉદય આધીન આત્માને બધું કરવું પડે છે. મોહદશા જ એવી છે !

卐

જ્ઞાનાવરણીયના ક્ષયોપશમથી મેળવેલ બુદ્ધિ તથા જ્ઞાનને વૈષયિક સુખો મેળવવા વાપરનાર અજ્ઞાની અને દુર્બુદ્ધિ કહી શકાય. એવા અજ્ઞાની જીવો પોતાનું અને પરનું અકલ્યાણ કરનાર હોય છે. તેમજ સ્વપરના માનવજીવનને અધમ બનાવી આત્માનો અધઃપાત કરનાર હોવાથી પોતાની જાતના શત્રુ હોય છે, પરંતુ જેઓ બુદ્ધિ તથા જ્ઞાનનો ઉપયોગ આત્મવિકાસમાં કરનારા હોય છે તેઓ સત્પુરુષ કહેવાય છે અને એવા મહાપુરુષોના સત્સંગથી અનેક આત્માઓ પોતાનું કલ્યાણ સાધી શકે છે માટે આવા પુરુષો કલ્યાણમિત્ર કહેવાય છે.

卐

તપ, જપ, ધ્યાન, શાંતિ, સમતા, વૈરાગ્ય, આત્માર્થીપણું વિગેરે લોકોને દેખાડી તેમને ખુશી કરી પોતાનો ક્ષુદ્ર સ્વાર્થ સાધવા પૂરતાં જ હોય તો તે આત્માનું અહિત કરી સંસાર વધારી માઠી ગતિઓમાં રઝળાવનારાં છે, કારણ કે તે પુદ્‌ગલાનંદીપણે કરવામાં આવતાં હોવાથી આત્મવિકાસનાં બાધક હોય છે, તેમજ માયા તથા અસત્યના આશ્રિત હોવાથી આત્માનું અશ્રેય કરનારાં હોય છે; પણ તપ, જપ આદિનો આત્માનંદીપણે ઉપયોગ કરવામાં

## મહાવીર જયંતિ-રાસ

( રાગ-કોઇ વસંત લો વસંત લો.... )

આજ ગાઓ મહાવીરસ્વામી,
અનુપમ સુરજ ઊગ્યો સુરજ ઊગ્યો.
જેના ગાને દુ:ખો જાય શમી
અનુપમ સુરજ ઊગ્યો......ટેક.
અહિંસા ધર્મ સર્વ જગને ભણાવ્યો,
વિશ્વબંધુભાવ મંત્ર સૌને સુણાવ્યો,
એવા વીતરાગ અંતરયામી-અનુપમ૦ ૧
ચૈત્રશુક્લ ત્રયોદશી ઉત્સવ ઉજવો,
વીર પ્રભુ નામ ધૂન પ્રેમેથી ગજવો,
જેણે આત્માની બંસી સુણાવી-અનુપમ૦ ૨
જન્મ્યા પ્રભુજી ત્યારે જગ હર્ષ પામે,
પ્રાણી, માનવ, દેવ, ભાવે પ્રણામે,
ક્રૂર પ્રાણી રીઝયાં અહિંસા પામી-અ૦ ૩
પંખી કલ્લોલે, તરુઓ સૌ મહેકે,
મંગળ ધ્વનિ સર્વ દિશ દિશમાં કે'કે,
શાન્તિ કેરું સામ્રાજ્ય રહ્યું જામી-અ૦ ૪
અજિત પ્રતાપી, બુદ્ધિઋદ્ધિના સ્વામી,
આપની સ્મરણ ધૂન અન્તરમાં જામી,
મુનિ હેમેન્દ્ર ઉર વિશ્રામી-અનુપમ૦ ૫

મુનિ શ્રી હેમેન્દ્રસાગરજી મહારાજ.

# મોટું કોણ ?

આજે સંસારમાં દરેક પ્રાણી એમ સમજે છે કે હું મોટો છું. મોટા થવું બધાયને ગમે છે. નાનામાં નાનો પ્રાણી પણ પોતાની મહત્તા, ગૌરવ અને પ્રભુતાને જેટલું મહત્ત્વ આપે છે તેટલું મહત્ત્વ તે બીજાને માટે આપવા તૈયાર નથી.

" લઘુતાસે પ્રભુતા મીલે પ્રભુતાસે પ્રભુ દૂર "

જાણવા છતાંયે આપણામાં એવા ઘણા છે જે પોતાની મોટાઈ અને અહંતાને છોડવા તૈયાર નથી. સામાન્ય માનવીઓ જ નહિ કિન્તુ મોટા મોટા સાધુસંતો, પંડિતો અને વિદ્વાનો પણ " મોટાઈ "ના દુર્ગુણથી પરિત્યક્ત નથી. એ મોટાઈના પ્રતાપે તેઓ માનવતા ભૂલી જાય છે. માનવસુલભ પ્રેમ, સૌહાર્દ, સૌજન્ય અને સરલતા પણ છોડી દે છે. વિનય અને બહુમાનનો ઉપદેશ આપનાર મહાત્માઓ પણ બીજાને ઉપદેશ આપે છે પરંતુ સમય આવે એ જ વિનય અને બહુમાનને બાજુ પર મૂકી દે છે.

પોતાની મોટાઈ અને મહત્તાને સાચવવા સિદ્ધાન્ત અને શાસ્ત્રીય વાતો પણ છોડી દેવાય છે. સાધુ-સ્વભાવ સુજનની ભાષા-વાણીને તિલાંજલિ અપાય છે. ખરેખર એ મોટાઈ અને મહત્તા સાચવવાની વ્યર્થ ધૂનમાં મનુષ્ય કેટલો પામર અને કેવો પરવશ બની જાય છે કે તેની કલ્પના કરવી પણ મુશ્કેલ લાગે છે.

આ પ્રશ્ન અનાદિ કાલથી ઊભો જ છે કે મોટું કોણ ? આ પ્રશ્નના ઉત્તરો પણ અનાદિ કાલથી આપણી સામે જ છે; પરંતુ આટલું છતાંયે આપણે મોટાઈ, મહત્તા, અહંતા, ગર્વ અને અભિમાનની માત્રાને લેશ માત્ર ઓછી કરવા પ્રયત્ન કરતા નથી.

આજે **મોટો કોણ** ? આ પ્રશ્નનો જવાબ આપતાં કોઈ કહે છે ધનવાન મોટો છે. કોઈ કહે છે ઉમ્મરે મોટો તે મોટો છે. કોઈ પંડિત-વિદ્વાનને જ મોટો માને છે. " बालादपि सुभाषितं ग्राह्यम् " જાણવા છતાંયે આપણા ઘણાએ મહાનુભાવો સમય આવે એમ કહે છે. ભાઈ અમારા આ ધોળા થયા અમે આટલી

---

આવે તો આત્મવિકાસી બની કર્મોથી મુક્તિ મેળવી શકાય છે.



સત્ વસ્તુને ઓળખનારા અને તેની શ્રદ્ધા રાખનારા આત્માઓ જ સાચું બોલી શકે છે અને સાચી પ્રવૃત્તિ કરી શકે છે; તેમજ તેમની સંગતમાં રહેનાર આત્માઓને સન્માર્ગે દોરીને તેમનું પરમ કલ્યાણ કરી શકે છે, આવા આત્માઓ સમ્યગ્જ્ઞાની હોવાથી વૈષયિક સુખોથી વિમુખ રહેલા હોય છે; કારણ કે તેઓ સાચા સુખના અનુભવી હોવાથી વૈષયિક સુખને દુઃખરૂપે જ માને છે જેથી કરીને તેમનો આત્મા ક્ષુદ્ર વૈષયિક વાસનાથી રહિત હોવાથી પોતાના આશ્રિતોને અવળે માર્ગે દોરતા નથી. [ચાલુ]



દીવાળી જોઈ, હજી તમે છોકરા છો છોકરા, અમારા જેટલાં વર્ષો જવા દો, પછી સમજશો.

ખરી રીતે મોટા કોણ હોઈ શકે તે જાણવા છતાં યે મનુષ્ય પોતાની નબળાઈના પ્રતાપે, અજ્ઞાનતાના પ્રતાપે, ઉમ્મર-ધન-વૈભવ-સત્તા અને પાંડિત્યના પ્રતાપે પોતાને મોટો માને છે.

હવે આપણે મોટો કોણ કહેવાય? તે જોઈએ

આ સંબંધી બૌધ્ધગ્રંથોમાં એક સુંદર દૃષ્ટાન્ત મલે છે, જે વાંચતાં સુજ્ઞ વાંચકો સમજી શકશે કે ખરી રીતે મોટા થવાને કે કહેવડાવવાને લાયક કોણ હોઈ શકે ?

એક વાર બુદ્ધદેવ પોતાના પૂર્વભવોના એક ભવમાં કાશીના રાજા બ્રહ્મદત્ત ને ત્યા જન્મ્યા હતા. તેમનું નામ બ્રહ્મદત્તકુમાર હતુ. બાલ્યાવસ્થામાં તેમણે ઉચિત શિક્ષા પ્રાપ્ત કરી લીધી પિતાના મૃત્યુ પછી ૧૬ વર્ષની અવસ્થામાં જ તેઓ રાજના માલીક બન્યા. તેઓ ન્યાય, ધર્મ અને નીતિથી રાજ્યનું અને પ્રજાનું રક્ષણ કરતા. પ્રજાને સુખી કરવા બનતું કરતા. પ્રજાના ઝઘડા પણ ન્યાય અને નીતિથી જ ચૂકવતા હતા "यथा राजा तथा प्रजा" ના ન્યાયે પ્રજામાંથી ઝઘડા, કલહ, ઇર્ષ્યા મટયાં અને પ્રજા સદ્‌ગુણી બની. રાજા પાસે કોઈ ફરિયાદ જ નહોતી જતી. રાજાને થયું હવે આ ન્યાયાધીશો, ફોજ, પોલિસ કોઈ કામની નથી. જ્યાં પ્રજા સદાચારી, ન્યાય-પ્રિય, હિતાહિત સમજનારી હોય ત્યાં બીજા રક્ષકોની જરૂર જ નથી રહેતી. રાજાએ કોર્ટો બંધ કરી પોતાની પ્રજા ઉપર વિશ્વાસ રાખી પ્રજાને-સદ્‌ગુણી બનાવવામાં પૂરેપૂરો પ્રયત્ન આદર્યો. છેવટે પોતાના આત્માના અવગુણો શોધી શોધી તે દૂર કરવા પ્રયત્ન આદર્યો.

એક વાર એ રાજા રથ પર બેસી બહાર ઉદ્યાનમાં જતો હતો ત્યાં રસ્તો સાંકડો હતો અને એક જ રથ સહીસલામત જઈ શકે તેમ હતો. ત્યાં સામેથી મલ્લિક રાજા રથ પર બેસીને આવતો હતો બન્ને રથો એ સાંકડા રસ્તામાં એકઠા થયા એટલે માલ્લિક રાજાના રથના સારથીએ બ્રહ્મદત્તકુમારના સારથીને કહ્યું તારો પાછો વાળ. ત્યારે બ્રહ્મદત્તકુમારના રથના સારથીએ કહ્યું-મારા રથમાં કાશીનરેશ બ્રહ્મદત્તકુમાર બેઠા છે, મારો રથ પાછો નહિં હઠે. તમારો પાછો હઠો. મલ્લિકરાજના સારથીએ કહ્યું-મારા રથમાં મલ્લિકરાજ બેઠા છે, મારો રથ પાછો નહિં હઠે.

મલ્લિકરાજના સારથીએ વિચાર્યું હવે તો આ બન્ને રાજાઓમાં જે ઉમ્મરથી નાનો હોય તેનો રથ પાછો હઠવો જોઈએ એટલે તેણે કાશીશ્વરની ઉમ્મર પૂછી. જવાબમાં કાશીશ્વરની ઉમ્મર મલ્લિકરાજના જેટલી જ હતી. પછી, રાજવૈભવ, સત્તા, કુલ, ગોત્ર, રાજ્યની આવક સંબંધી પ્રશ્નો થયા; પરંતુ બન્ને રાજવીઓનાં રાજવૈભવ, સત્તા, કુલ, ગોત્ર, રાજ્યની આવક સરખાં જ હતાં. આખરે મલ્લિકરાજના સારથીને કાશીનાથના સારથીએ પૂછયું-ભાઈ, હવે એ વાત જવા દે. તમારા રાજરાજેશ્વરમાં કયા કયા ગુણો છે તે કહે. ત્યારે મલ્લિકરાજનો સારથી બોલ્યો-

दलहं दलहस्मखि पति, मल्लिको मुदुना मुदुं, साधुम्पि साधुना जेति, असाधुम्पि असाधुना, एता दिसो अयं राजा मग्गा उय्याहि सारथी ॥

"મલ્લિકરાજા કઠોરની સાથે કઠોરતાનો

વ્યવહાર કરે છે, કોમલ–મૃદુ સ્વભાવના મનુષ્ય સાથે કોમલતા–મૃદુતાનો વ્યવહાર રાખે છે, સાધુ સ્વભાવના સજ્જન મનુષ્યને સજ્જનતાથી–સાધુ સ્વભાવવૃત્તિથી જીતે છે અને દુર્જનને દુર્જનતાથી જીતે છે અર્થાત્ સામેનો મનુષ્ય જેવો હોય તેવો બની અમારો રાજા તેને જીતે છે; માટે હે કાશીનાથના સારથી તું માર્ગ છોડી રસ્તો આપી દે.

ત્યારે કાશીનાથનો સારથી બોલ્યોઃ ભાઈ, યદિ આજ ગુણો હોય તો દુર્ગુણ કોને કહેવાય તે કહે ?

મલ્લિકેશ્વરના સારથીએ કહ્યું–ભાઇ યદિ અમારા રાજામાં તમને મેં જણાવેલા ગુણો અવગુણ ભાસે છે તો તમારા રાજામાં કયા કયા ગુણો છે તે કહો.

કાશીનાથનો સારથી કહે છે કે–સાંભળો–

अक्रोधेन जिणे क्रोधं, असाधुं साधुंना जिणे। जिणे कदरियं दानेन, सच्चेन अलिकवादिनं। एता दिसो अयं राजा। मग्गा उय्याहि सारथी ॥

ભાવાર્થ—અમારો રાજા ક્રોધી આદમીને અક્રોધ–ક્ષમાથી જીતે છે. અસાધુ સ્વભાવના–દુર્જન આદમીને સાધુ સ્વભાવથી–સજ્જનતાથી જીતે છે. કંજૂસને દાનથી જીતે છે. અસત્યવાદીને સત્યથી જીતે છે અર્થાત્ હે ભાઈ, અમારો રાજા જેવાની સાથે તેવો ન થતાં; શઠં પ્રતિ શાઠ્યં ન કરતાં, શઠં પ્રતિ સત્યં બની વિરોધીઓને જીતે છે માટે હે ભાઈ, હવે તું રસ્તો આપી દે.

બસ આ પ્રત્યુત્તર સાંભળી ગુણ શોધવા નીકળેલ મલ્લિકરાજે પોતાના રથના ઘોડા છોડાવી પાછા વાળ્યા અને કાશીનાથને માર્ગ કરી આપ્યો ને કહ્યું ખરા મોટા તમે જ છો.[1]

આ નાનકડું દૃષ્ટાન્ત આપણને સમજાવે છે કે મોટો કોણ થઈ શકે છે. મોટાઇને લાયક કોણ હોય છે. જૈન શાસ્ત્રોમાં પણ કહ્યું છે કે ઉમ્મરથી, ધનથી, વૈભવથી, સત્તાથી જાતિથી કોઈ મોટું નથી. પોતાના કર્મથી–ક્રિયાથી મનુષ્ય નાનો અથવા મોટો બને છે આટલા માટે જ પ્રભુ શ્રી મહાવીરે ફરમાવ્યું કે "नवि मुंडियेण समणो, समयाए समणो होइ" ઈત્યાદિ ગાથાઓ આપણને એ જ શીખવે છે કે ગુણથી મનુષ્ય મોટાઇ મેળવે છે. સંસારમાં બધાયથી મોટો એ છે જે રાગ અને દ્વેષને જીતે છે; બાકી સંસારી મનુષ્યોએ પણ દુર્ગુણ સાથે દુર્ગુણી નહિં કિન્તુ સદ્ગુણી બનીને જ મોટાઈ જાળવવાની જરૂર છે. સદાચારી, સરલહૃદયી સજ્જન–હિતોપદેશ સાંભળનાર સદાયે વિના કહ્યે મોટા જ છે. દરેક ભવ્ય પ્રાણી આવી ખરી મોટાઇ મેળવી આત્મકલ્યાણ કરે એ જ શુભેચ્છા.

૧. વિશ્વવાણી ઉપરથી સૂચિત.



લેખક: મુનિરાજ શ્રી લક્ષ્મીસાગરજી મહારાજ.

# અજિત–સૂકતમાળા.

(૧) રત્નોની કિંમત કરતા અજિત સુક્તમાળાનાં રત્નોની કિંમત વધારે ગણજો

(૨) સાચુ તે મારૂ, મારુ તે સાચુ નહિ એ સિદ્ધાન્તનુ યથાર્થ રહસ્ય સમજીને જીવનમાં મૂકશો.

(૩) સુવર્ણના અલંકારો કરતા અજિત વચનોના અલંકારો વધારે પસંદ કરજો.

(૪) વાંચીને જીવનમા મૂકવાની ટેવ પાડશો તો દુનિયામાં જરૂર મહાન્ માણુસ તરીકે પંકાશો.

(૫) જીવનની એક ક્ષણુ કરોડો સોનામ્હોરથી પણ ખરીદી શકાતી નથી. તેને વ્યર્થ ગુમાવવા જેવી બીજી કઈ નુકશાની છે?

(૬) સદ્‌ઉદ્યોગ સદ્‌ભાગ્યનો સહોદર છે. આજની કિંમત આવતી કાલથી ડબલ છે. આજે બને તે કાલ ઉપર રાખો નહિ.

(૭) વખત કુદરતનો ખજાનો છે. ઘડી અને કલાકો તેની તીજોરીઓ છે. પળો કે ક્ષણો તેના કિંમતી હીરા છે.

(૮) જ્ઞાન અને વિવેક ખરી આંખો છે. તે ખાડામાં પડે તેમાં નવાઇ શું?

(૯) ડૉકટર, બેરિસ્ટર કે પ્રોફેસરની ડિગ્રી મેળવવામા જ કેળવણીનો હેતુ પૂરો થતો નથી, પણ જાહેર સેવા બજાવવામા અને આત્મશ્રેય સાધવામાં તેનો ખરો હેતુ પાર પડે છે. ખરી રીતે જેનાથી મન મારતાં શિખાય તે જ ખરી કેળવણી.

(૧૦) જે માણુસ પોતાની ઈચ્છાને કાબૂમાં રાખી શકે નહી તે જીવનની મુશ્કેલીઓ દૂર કરી વિજય મેળવી શકે નહી.

(૧૧) સમાજસેવા અને દેશસેવા એ ઉત્તમ છે પણ આત્મસેવા એ સર્વથી ઉત્તમ છે, કેમ કે જગતના સર્વ પ્રાણીઓને આત્મવત્ ગણે, પરધન પથ્થર સમ ગણે અને પરસ્ત્રી માતા તુલ્ય માને તેનાથી જ આત્મસેવા થઈ શકે છે.

(૧૨) પ્રશંસાની ઈચ્છા રાખો નહી પણ પ્રશંસા થાય તેવા કાર્યો કરો. કીર્તિ સત્કાર્યની સાથે જ રહે છે.

(૧૩) જો તમારે મોટા થવું હોય તો પ્રથમ નાના બનો. ઊંડો પાયો નાખ્યા વિના મોટું મકાન ચણી શકાતું નથી.

(૧૪) મોટાઇનું માપ ઉમ્મરથી કે શ્રીમંતાઇથી નહી પણ અક્કલથી કે ઉદારતાથી થાય છે, માટે ડાહ્યા અને ઉદાર બનો.

(૧૫) તલવારની કિંમત મ્યાનથી નહી પણ ધારથી થાય છે, તેમ માણસની કિંમત ધનથી નહી પણ સદાચારથી થાય છે

(૧૬) વૈર લેવું એ હલકાઈનું કામ છે. ત્યારે ક્ષમા કરવી તે મોટાઈનું કામ છે. વૃક્ષો પથ્થર મારનારને પણ ફળો આપે છે.

(૧૭) વાદળાંઓ વરસે ત્યારે અને વૃક્ષો ફળો આપે ત્યારે નીચે નમે છે તેમ સમૃદ્ધિ પામ્યા પછી વધારે નમ્ર બને તે જ સજ્જન ગણાય.

## શ્રી મહાવીર જન્મોત્સવ.

( રાગ ભૈરવી: જાઓ જાઓ અય મેરે સાધુ )

પ્રેમે પૂજો પ્રભુ મહાવીરસ્વામી,
હૈયામાં ધરી ભાવ. ટેક
ચૈત્ર ત્રયોદશી શુક્લ પક્ષમાં,
જન્મ્યા પ્રભુ મહાવીર;
વિશ્વોદ્યાને પરિમલ પ્રસરે,
વાયે મધુર સમીર—પ્રેમે. ૧
નારકીમાં ક્ષણ શાંતિ પ્રસરી,
સાગરમાં ઉલ્લાસ;
દાનવ કિન્નર દેવ માનવે,
પ્રગટ્યો પ્રેમ પ્રકાશ—પ્રેમે. ૨
રાયરંક નિજ ભેદો ભૂલ્યા,
ટળ્યો પાપનો ભાર;
અખંડ જ્યોતિ આત્મસ્વરૂપની,
ઝગતી અપરંપાર—પ્રેમે. ૩
ભક્તિરૂપ મયૂરો વાણી-કેકા-
શ્રવણે કરતા નૃત્ય;
અમૃત સમ ઉપદેશ ગ્રહીને,
થાતા સૌ કૃતકૃત્ય—પ્રેમે. ૪
અજિત છો પ્રભુ ત્રિભુવનદીપક,
બુદ્ધિસાગર નાથ !
મુનિ હેમેન્દ્ર શરણમાં રાખો,
હેતે ઝાલી હાથ—પ્રેમે. ૫

**રચયિતા મુનિશ્રી હેમેન્દ્રસાગરજી.**

(૧૮) વરસાદ માગ્યા વગર વરસે છે. તેમ સજ્જનો માગ્યા વગર પોતાની સમૃદ્ધિ પરોપકારનાં કામોમાં ખર્ચે છે.

(૧૯) પદવીએ ચઢયા પછી ગરીબોના ઉપર દયા ન રાખે તે જ શેતાન. શેતાનના ઉપર કાંઈ શીંગડા ઊગતા નથી.

(૨૦) સખાવત સ્વર્ગની કુંચી છે, અને દયા ખાનદાનીનો ખજાનો છે. પથ્થર જેવા હૃદયની સાથે ખાનદાની રહેતી નથી.

(૨૧) નદીનું પાણી અસલ સમુદ્રમાં મળે છે તેમ દાન આપનારની દોલત પાછી વ્યાજ શીખે દાતારને જ મળે છે.

(૨૨) ભુંડાઇને બદલે પણ ભલાઈ કરે અને અપકારીનો પણ ઉપકાર કરે તે ખરો સત્પુરુષ સમજવો.

(૨૩) ચડતીમાં ગર્વ ન કરે, પડતીમાં ખેદ ન કરે અને શરણાગતનો કદી પણ ત્યાગ ન કરે તેજ મોટો માણસ.

(૨૪) સાંભળે કે ગ્રહણ કરે તેને જ શિખામણ આપવી સારી. મૂર્ખને શિખામણ દેવી તે સર્પને દૂધ પાવા બરાબર છે.

(૨૫) બીજાને ઠપકો આપો તે જ અવગુણ પોતાનામાં હોય તો પ્રથમ પોતાનો અવગુણ દૂર કરવો, પછી બીજાને કહેવું.

(૨૬) ચોર, વ્યભિચારી, ધર્મદ્રોહી, રાજદ્રોહી માણસથી હંમેશ દૂર રહેવું. તેમની સોબત પાયમાલીમાં ઉતારનારી છે.

(૨૭) અનેક યુદ્ધોમાં જીત મેળવનાર યોદ્ધા કરતાં મનોરાજ્ય ઉપર જીત મેળવનાર મોટો યોદ્ધો ગણાય.

(૨૮) શ્રીમંતો અને ત્યાગીઓને સંતોષમાં જે સુખ મળી શકે તે સુખ બીજી કોઈ પણ ચીજમાં મળતું નથી.

(૨૯) ધનમાં, મોજશોખમાં અને ખાવાપીવામાં સંતોષ રાખવો પણ જ્ઞાનમાં, દાનમાં અને ધર્મમાં સંતોષ ન રાખવો.

(૩૦) જેનાથી દુઃખ મટે તેની જ પાસે હૃદય ખોલવું. જેની તેની પાસે હૃદય ખોલવાથી માણસની હલકાઈ થાય છે.

(૩૧) અફીણ કરતાં કરજ વધારે ઝેરી છે. અફીણ ખાનારને જ મારે છે ત્યારે કરજ દીકરાના દીકરાને પણ મારે છે.

(૩૨) ઉત્તમ પુસ્તકો સત્સંગ જેટલું કામ કરે છે, ત્યારે ખરાબ પુસ્તકો સત્સંગની સારી અસરને ભૂસી નાખે છે.

(૩૩) ધર્મનું મૂળ વિનય છે. કપટથી નહીં પણ ખરા દિલથી વડીલો, સજ્જનો અને ગુરુઓનો વિનય સાચવવો.

(૩૪) ઉપકારીનો ઉપકાર ભૂલી જનારામાં માણસાઈનો ગુણ રહી શકતો નથી. પશુઓ પણ ઉપકારનો બદલો વાળે છે.

(૩૫) જો તમારે પવિત્ર જીવન ગુજારવું હોય તો અંતઃકરણ પવિત્ર કરવા પૂરતો પ્રયત્ન કરો, બહારના સાધનો નકામાં છે

(૩૬) પરમાત્મા પવિત્ર છે. તે પવિત્ર પ્રભુને મેળવવા તમારે પણ ખુલ્લાં હૃદયના નિષ્કપટી અને પવિત્ર થવું જોઈએ.

(૩૭) સત્યવ્રત સર્વથી ઉત્તમ વ્રત છે. એક વખત પણ જૂઠું બોલવાથી પ્રમાણિકપણામાં ખામી આવે છે.

(૩૮) મનુષ્યો તમારા વિચારના નહી થાય પરંતુ તમે વિશાળ વિચારવાળા થઈ દરેક મનુષ્ય સાથે પ્રેમથી નિભાવી લો.

(૩૯) આઠ માસ એવું કાર્ય કરવું કે ચોમાસામાં કરવું ન પડે.

(૪૦) તમારા ઘરમાં ભિન્ન ભિન્ન મત હોય તો તેને માટે તકરાર નહિ કરતાં એકસંપથી કાર્ય કરશો તો સુખી થશો.

## દેવ-ડૉક્ટરને.

તબીયત તપાસી તુરત જ,
દે જે દવાઇ દેવા !
દરદો અસાધ્ય દાબી,
લે જે ભલાઇ દેવા !
કાયા-કષાય કોરે,
વિકથા પ્રમાદ જોરે !
ઉન્માદ મોહ તોરે,
શક્તિ હણાઈ દેવા !
સમતા વિના અનિદ્રા,
મસ્તક ભમાવે મમતા;
ખાધું-ઝરે અનીતિ-
કેરી કમાઈ દેવા !
દુર્બુદ્ધિ હાંફ આવે,
ખુજલી કુકર્મ લાવે;
મૂર્છા અધર્મે પામી,
સૂઝે ન વાત દાહી.
સંસારમાંહી સરજન,
તુંથી ન કોઈ ઉત્તમ;
શાંતિ પમાડ હરદમ,
અમીજ્ઞાન પાઈ દેવા !

લલિતાંગ.

(૪૧) 'સંપ ત્યાં જંપ' એ સૂત્રનું યથાર્થ સ્વરૂપ ખ્યાલમાં રાખીને તમારું વર્તન ચલાવો.

(૪૨) મતની અંદર ભિન્નતા ભલે હોય પણ જ્યારે ખરું તમારા સમજવામાં આવે ત્યારે તેને બીજાની નજરમાં હલકા પડવાની દરકાર કર્યા વિના ગ્રહણ કરો.

# પરમાત્માનું અધિરાજ્ય.

[ ગતાંક પૃષ્ઠ ૨૫૬ થી શરૂ. ]

**આ** ક્ષણભંગુર સંસારમાં આકર્ષક જણાતી વસ્તુઓના વ્યામોહથી જ મનુષ્યને દુઃખ રહે છે. એ વસ્તુઓથી પર થતાં, મનુષ્યને પોતાના વસ્તુ-સ્વરૂપનું ભાન થાય છે. પોતાનું ગૌરવ અને મહત્તા યથાર્થ રીતે સમજી શકાય છે. સમસ્ત વિશ્વ પોતાનાં જ્ઞાનની જ્યોતિરૂપ જણાય છે.* આત્માનો મહિમા એટલો મોટો છે કે એ મહિમાનું મૂલ્ય કોઇ રીતે ઓછું ન જ અંકાય. અસત્ય અને ક્ષણભંગુર વસ્તુઓના મોહને વશ થવામાં આત્માનો વિનિપાત છે. ભૌતિક લાલસાઓના વ્યામોહમાં, અસત્યનું જ સેવન થાય છે. આથી અસત્ય અને ક્ષણભંગુર ભૌતિક વસ્તુઓના મોહને તિલાંજલી આપી, સત્યરૂપ આત્માનું જ જ્ઞાન પ્રાપ્ત કરવું અને આત્માનો જ સાક્ષાત્કાર કરવો એ દરેક મનુષ્યનું પરમ કર્ત્તવ્ય છે. અસત્ય માર્ગનો આશ્રય અને અસત્યનું સેવન એ અક્ષમ્ય પાપો છે. અસત્યના આશ્રય અને સેવનથી થયેલાં પાપનાં દુષ્પરિણામો મનુષ્યને અસહ્ય થઇ પડે છે. અસત્યના આશ્રય અને અસત્યનાં સેવનમાં, આત્માનાં જ સત્યનો અસ્વીકાર થાય છે. આથી અસત્ય–સેવનનું મહા પાપ અક્ષમ્ય થઇ પડે છે.

* સિદ્ધ આત્માનાં કેવળજ્ઞાન(સર્વજ્ઞતા)માં સર્વ વસ્તુઓનું પરાવર્ત્તન થાય છે. વિશ્વ એ વિશુદ્ધ આત્માનાં જ્ઞાનની જ્યોતિરૂપ છે એમ આથી ફલિત થાય છે.

(૪૩) જો તમારો હઠાગ્રહ પકડી રાખશો તો તમે હાંસીને પાત્ર થશો; નહિતર પાછળથી તમારી પ્રશંસા થશે.

(૪૪) તમે ભોળા હૃદયના થજો, પણ તમારી ભોળાઇનો લોકો ખોટો લાભ ન લઈ લે તેને માટે સાવચેત રહેજો.

(૪૫) દરેક તરફ નમ્ર થજો પણ સ્વમાન ગુમાવવાનો પ્રસંગ આવે નહિ તે માટે સાવચેત રહેજો.

(૪૬) દરેક તરફ સભ્ય થાઓ. ગમે તેવું કામ હોય તો કંટાળીને તોછડાઈથી બોલતા નહિ.

(૪૭) " અહિંસા પરમો ધર્મઃ " એ સૂત્રનો અર્થ બરાબર સમજજો ને કોઈ જીવને મારી નાંખવો તે ફક્ત હિંસા છે એટલું જ નહિ પણ કોઈની લાગણી દુખાવવી તે પણ એક જાતની હિંસા છે, માટે તમારા બંધુઓની તથા મૂંગા પ્રાણી વિગેરે કોઈની લાગણી દુખાય તેમ કરશો નહિ.

(૪૮) જ્ઞાનરૂપી શક્તિનો સદુપયોગ કરવાનો પ્રયત્ન કરજો. તમારી બુદ્ધિ તમારા બંધુઓને છેતરવામાં ને તેમને દુઃખ દેવામાં વાપરશો નહિ.

(૪૯) સ્વદારાસંતોષી થાઓ, પરસ્ત્રી સાથે હાંસી મશ્કરી કરશો નહિ તથા તેમના અવયવો તાકી તાકીને જોશો નહિ. લગ્ન ફક્ત વિષયસુખને માટે નથી પણ તેના ઘણા આશયો છે. દિવ્યપ્રેમ એ બધાનું મૂળ છે.

(૫૦) તમારી વાસનાઓ–ઇચ્છાઓના તમે ગુલામ થશો નહિ, પણ તેમને તમારા ગુલામ બનાવજો; તમારા હુકમમાં રાખજો.

[અપૂર્ણ]

પાપને માટે મહદય પશ્ચાત્તાપ થાય તો શરીર અને મસ્તિષ્કના અણુઓનુ ઉત્પાદન શક્તિથી પુન સૃજન થાય છે મનોભાવનુ પણ પુનર્વિધાન થવા માડે છે ઉત્પાદન—શક્તિના આ કાર્યમા શ્રદ્ધા હોય તો જ દુષ્ટ વૃત્તિઓનો નાશ પરિણમે છે જો શ્રદ્ધા જ ન હોય તો સૃજન–શક્તિ નિરર્થક થઈ પડે છે તાત્પર્ય એ કે, આત્મા સપૂર્ણતાનો સર્વોચ્ચ આદર્શ સિદ્ધ કરી શકે છે, આત્માનુ ઘોરમા ઘોર અધપતન થઇ, આત્મા અનાથમા અનાથ સ્થિતિમા પણ મુકાય છે આત્મા ઉપર શ્રદ્ધાનો પ્રભાવ અવિરતપણે પડયા કરે છે આથી જેવી શ્રદ્ધા હોય તેવી આત્માની સ્થિતિ થાય છે આત્મા ઉચ્ચમા ઉચ્ચ દિવ્યપદ પ્રાપ્ત કરી શકે છે આત્માને સર્વજ્ઞતા પ્રાપ્ત થાય છે આત્મા દરેક બધનોથી મુક્તિ પણ ભોગવે છે શ્રદ્ધા ન હોય તો આત્મા ઘોર અજ્ઞાનમા ટળવળે છે આત્મા સત્યપ્રના શક્તિ અને કાર્યસાધકતાથી વચિત થાય છે ઇચ્છા–શક્તિ અર્થાત્ શ્રદ્ધાથી આત્માને દરેક ઇષ્ટ પરિણામો સભવી શકે છે શ્રદ્ધાનુ મહત્ત્વ આ પ્રમાણે સવિશેષ છે શ્રદ્ધાના મહત્ત્વની ઉપેક્ષા કર્યાથી કે શ્રદ્ધાને હાસ્યાસ્પદ ગણ્યાથી આત્માનુ કઇ પણ શ્રેય થતું નથી

શ્રદ્ધાને અભાવે મનુષ્યની અવનતિ જ દિન પર દિન થયા કરે છે સુશ્રદ્ધાની પરિણતિ ન થવી એ ઘોર અક્ષમ્ય પાપ છે, જે જીવોને સત્શ્રદ્ધાનુ પરિણમન નથી થતુ તેઓ સસારસાગરમા પરિભ્રમણ કર્યા કરે છે તેમને મુક્તિ ક્વાપિ મળતી નથી સસારમા અનત જીવો એવા છે જેમને સુશ્રદ્ધાને અભાવે કોઇ પણ કાળે મુક્તિ નહિ મળે આ જીવોને અભવ્ય કહેવાય છે અભવ્ય સિવાયના જીવોને ભવ્ય જીવો કહે છે

ઉપવીત સસ્કાર, જળસસ્કાર (બેપ્ટીઝમ) આદિ ધાર્મિક સસ્કારોથી મનુષ્યનો તે જ જન્મમા ખરા જન્મરૂપ પુનર્જન્મ થાય છે એમ સામાન્ય રીતે મનાય છે માતાના ઉદરમાથી બાળકનો જન્મ થાય એ ધર્મદષ્ટિએ જન્મ નથી ગણાતો એ જન્મ સ્થૂલ દૃષ્ટિએ જ જન્મ લેખાય છે ઉપવીત આદિ સસ્કારથી કે પશ્ચાત્તાપથી જ મનુષ્યનો ખરો જન્મ થાય છે મનુષ્ય ખરા આત્મારૂપ બને છે, એમ સુજ્ઞ પુરુષો માને છે સુજ્ઞ પુરુષોની આ માન્યતા યથાર્થ જ છે મનુષ્ય વિશુદ્ધ બને, તેને આત્માનુ સત્ય સ્વરૂપ સમજાય તો જ તે પરમાત્માનુ અધિરાજ્ય પ્રાપ્ત કરી શકે છે તે પાપના ઘોર અધકારમાથી આધ્યાત્મિક પ્રકાશમા આવે છે આધ્યાત્મિક પ્રકાશથી જ તેને મુક્તિ મળે છે

પુનર્જન્મનો સિદ્ધાન્ત ખાસ કરીને હિન્દુઓ અને જૈનોને પરિચિત છે બ્રાહ્મણ ક્ષત્રિય અને વૈશ્ય એ હિદુઓના ઉચ્ચ ગણાતા ત્રણ વર્ણોમા ઉપવીત ધારણ કરવાનો રિવાજ છે ઉપવીત સસ્કારથી મનુષ્યનો પુનર્જન્મ થાય છે એમ આ ત્રણે વર્ણો માને છે આથી આ ત્રણે વર્ણોને 'દ્વિજ' (બે વાર જન્મ પામેલ) કહેવામા આવે છે ઉપવીત એ બીજા જન્મનુ સૂચક ચિહ્ન છે જન્મથી સર્વ મનુષ્યો શુદ્રો જેવા છે એમ હિન્દુઓ માને છે, ઉપવીત ધારણ કર્યાથી પુનર્જન્મ થાય છે, મનુષ્ય વિશુદ્ધ બને છે એવુ હિન્દુઓનુ દૃઢ મતવ્ય છે એક પૂર્વકાલીન મહર્ષિએ હિન્દુઓની આ માન્યતાનુ સમર્થન કરતા કહ્યું છે કે—

"ઉપવીત ધારણ કરે અને ધાર્મિક અભ્યાસથી પુનર્જન્મ પ્રાપ્ત કરે ત્યા સુધી સુજ્ઞ પુરુષો બ્રાહ્મણોને પણ શુદ્ર સમા લેખે છે પુનર્જન્મ બાદ શુદ્રત્વ ટળી જાય છે"

પોતાના આત્માના દિવ્ય સ્વરૂપના જ્ઞાનથી જ પાપ ભસ્મીભૂત થાય છે આત્મા વિશુદ્ધ બને છે આત્મા આધ્યાત્મિક જીવન નિર્વહવા માટે તત્પર થાય છે જે મનુષ્ય જ્ઞાનરૂપી અગ્નિથી વિશદ્ધ નથી થયો તેને પરમાત્માનુ અધિરાજ્ય અપ્રાપ્ય બને છે પહેલો જન્મ સસારી જન્મ છે બીજો જન્મ ઇશ્વત્વનો જન્મ છે પ્રજ્ઞા (જ્ઞાન)નો આ સર્વ પ્રભાવ છે આથી જ્ઞાનનુ માહાત્મ્ય વર્ણવતા ગીતામા સત્ય જ કહ્યુ છે કે—

"આ સંસારમાં જ્ઞાન જેવું બીજું કંઇ શુદ્ધિદાયી નથી એ સત્ય જ છે. જ્વલંત અગ્નિ જેમ ઇન્ધનને ભસ્મીભૂત કરે છે તેમ જ્ઞાનરૂપ અગ્નિ પાપને બાળીને ભસ્મસાત કરે છે."

અજ્ઞાનરૂપી વિનાશક બીજ જ્ઞાનરૂપી અગ્નિથી ભસ્મીભૂત થાય છે ત્યારે જ શ્રદ્ધાની પરિણતિ થાય છે. અજ્ઞાનનો ઉચ્છેદ થતાં 'મૃતદશા' બંધ પડે છે. ખરૂં જીવન પ્રાપ્ત થઇ આધ્યાત્મિકતાના માર્ગનું અનાવરણ થાય છે. આ પ્રમાણે જીવનમાં પ્રવેશ અર્થાત્ આત્મા અને સુશ્રદ્ધાની સંલગ્નતા એ પુનર્જન્મના સિદ્ધાન્તના એક પ્રકારના પ્રત્યય રૂપ છે પણ પુનર્જન્મના સિદ્ધાન્ત ઉપરથી ઇશ્વર જગતનો કર્ત્તા છે એમ કંઇ નિષ્પન્ન નથી થતું.

સદ્ગુરુઓ પ્રાચીન કાળથી પિતારૂપ મનાતા આવ્યા છે. આત્માને ધર્મની દીક્ષા આપી તેઓ ખરા જન્મનાં કારણરૂપ બને છે અને એ રીતે તેઓ પિતા સમા છે એ આ માન્યતાનું રહસ્ય છે. સંસારી પિતા કરતાં ધર્મ-દીક્ષાથી પુનર્જન્મ આપનાર ગુરુ વિશેષ પૂજ્ય છે એ સર્વથા નિઃશંક છે. તીર્થંકરો આત્માનાં દિવ્ય પદના મહાનમાં મહાન્ આવિષ્કારકો છે. તેમની ધર્મ-દીક્ષા અપ્રતીમ છે. આથી તેઓ જગતના મહાનમાં મહાન્ ગુરુઓરૂપ છે.

તીર્થંકરોએ આત્માનું જે દિવ્ય સ્વરૂપ સમજાવ્યું છે તે અનેક કારણે કાળે કરીને ભુંસાઇ ગયાથી, જનતાને આત્માનું-આધ્યાત્મિક સ્વરૂપ વિસારે પડયું છે. આત્મા જ પરમાત્મા છે એ ભાવનું વિસ્મરણ થયું છે. જગત્કર્તૃત્વના અસત્ય મંતવ્યોથી હજારો આત્માઓ વિમાર્ગગામી બન્યા છે. કોઇ ઇશ્વરને જગત્કર્તા તરીકે માનવાની ભ્રમણામાં અનેક મનુષ્યો આત્માનાં સર્વોચ્ચ શ્રેયથી પરાઙ્મુખ થયા છે.

સત્ય જ્ઞાન અભ્યાસ અને ધ્યાનથી પ્રાપ્ત થાય છે. જ્ઞાનની ઇચ્છાવાળા મનુષ્યો ધ્યાન અને અભ્યાસમાં જ મગ્ન રહે છે. તેમને જ્ઞાન સિવાય બીજા કશાની અપેક્ષા નથી રહેતી. આત્માના યથાયોગ્ય પરિપૂર્ણ વિકાસ માટે તેઓ સર્વથા સ્વાશ્રયી બને છે. પોતાની શક્તિ ઉપર જ નિર્ભર રહીને તેઓને બીજાઓની સહાય લેવા માટે લેશ પણ ઇચ્છા નથી થતી.

પ્રભુની પ્રશંસા કે પ્રાર્થનાથી પરમાત્માનું અધિરાજ્ય કે મુક્તિ મળી શકે એવી માન્યતા સાવ અર્થરહિત છે. પરમાત્માનું અધિરાજ્ય કે મુક્તિ કોઇ કહેવાતા પ્રભુની કૃપાથી પણ પ્રાપ્ય નથી. પરમાત્માનું અધિરાજ્ય અને મુક્તિ સતત આધ્યાત્મિક કાર્ય અને વિકાસથી પાપોનો ક્ષય થતાં જ પ્રાપ્ત થાય છે.

મનુષ્ય જ્યારે છેક અનાથ દશામાં આવી જાય છે ત્યારે પ્રાર્થના, દુઃખ-રુદન આદિ કરવા મંડી જાય છે એમ ઘણા મનુષ્યો માને છે. જડવાદીઓનું આ ખાસ મંતવ્ય છે. પ્રાર્થના આદિથી ચિત્તને કેટલીક રીતે આશ્વાસન મળે છે. આમ છતાં પ્રાર્થના એ એક પ્રકારનો સમયનો દુરૂપયોગ છે એમ પ્રાર્થનાના વિરોધીઓ ઘણીવાર કહે છે. લાખો મનુષ્યો પ્રતિદિન અનેક પ્રકારની વિવેકશૂન્ય, અસંગત અને શ્રદ્ધા કે ભક્તિરહિત પ્રાર્થનાઓ કરે તેનો કુદરતથી સ્વીકાર થાય અને એ પ્રાર્થનાનું કોઈ પણ પ્રકારનું ફળ મળે એમ માની શકાતું નથી. કરોડો માણસો નિશદિન પ્રાર્થના કરે અને એ પ્રાર્થનાઓ કોઈ ઇશ્વર પ્રાર્થનાખાતાંના નિયામક તરીકે સાંભળે એવું કોઈ કાળે સંભાવ્ય નથી. આત્માના ખરા આનંદને પ્રાર્થના આદિ કૃત્રિમ સાધનો સાથે કશાયે લેવાદેવા ન હોઇ શકે. વિશ્વનો કોઇ નિયંતા સત્યતઃ હોય જ અને તે સર્વજ્ઞ અને અત્યંત બુદ્ધિશાળી હોય તો એના ઉપર પ્રાર્થનાથી શો પ્રભાવ પડી શકે એ સમજવું મુશ્કેલ થઈ પડે છે. વિશ્વનો કહેવાતો નિયંતા સર્વજ્ઞ જ હોય તો, તેને દરેક જીવનાં દુઃખની ખબર જ હોય. તેને પોતાનાં દુઃખ આદિ વારંવાર જણાવવાની કોઇ મનુષ્યને જરૂર જ ન હોય. વારંવાર પ્રાર્થના કર્યાં છતાં મનુષ્યનાં દુઃખ આદિ કશુંયે નિવારણ નથી થતું એ ઉપરથી પ્રાર્થના સાંભળનારો અને પ્રાર્થના ઉપરથી કંઈ ઇચ્છિત ફળ દેનારો કોઈ પ્રભુ કયાંય બેઠો નથી એમ નિષ્પન્ન થાય છે.

જો વિશ્વનો કોઈ સર્વજ્ઞ નિયંતા હોય તો તે સર્વ ભાવી ઘટનાઓથી પણ વાકેફ જ હોય. વિશ્વના કહેવાતા પ્રભુને ભવિષ્યનું પણ જ્ઞાન હોય તો સૃષ્ટિનાં નિયમન આદિના સંબંધમાં તેનો ઉદ્દેશ નિશ્ચયાત્મક હોય. વિશ્વ–વ્યવસ્થા સંબંધી તેની યોજનાનું સ્વરૂપ પણ નિશ્ચય યુક્ત જ હોય. એ નિશ્ચય કે એ યોજનાથી કોઈ એને પરાઙ્મુખ ન કરી શકે વળી પ્રભુ જો ખરેખરો કૃપાળુ અને સર્વ પ્રાણીઓના પિતા તુલ્ય જ હોય તો, પ્રાર્થનાઓની તેને જરૂર જ શા માટે હોય? પોતાનાં જ બાળકોની પ્રાર્થનાની તેને શી અપેક્ષા હોય? પ્રાર્થના વિના જ તેમનાં દુઃખ આદિનું તે નિવારણ ન કરે?

બુદ્ધિવાદની દૃષ્ટિએ વિચાર કરતાં, પ્રાર્થના અને બુદ્ધિવાદનો કશોયે મેળ નથી જણાતો. પ્રાર્થના અને વિજ્ઞાન એ બન્ને પણ પરસ્પર અસંગત છે. વિજ્ઞાનને અભાવે જ પ્રાર્થના સંભવી શકે છે. વિજ્ઞાન ન હોય ત્યાં જ પ્રાર્થનાનું અસ્તિત્વ થાય છે. અજ્ઞાન અને આશંકાવૃત્તિ એ પ્રાર્થનાનાં પોષક તત્ત્વો છે. અજ્ઞાનનું નિવારણ થતાં, પ્રાર્થનાવૃત્તિનો નાશ જ થાય છે. બુદ્ધિનો સ્વલ્પ અંશ હોય એવો મનુષ્ય પ્રાર્થનાનો વિચાર પણ ન કરે. બુદ્ધિવાદનાં પ્રખર તેજ આગળ પ્રાર્થનાનું કહેવાતું ગૌરવ નામ માત્ર રહે છે. સંસારનાં દરેક ઇષ્ટ અનિષ્ટ કાર્યો કર્મવશાત્ બને છે એવી જે મનુષ્યને અપ્રતીમ શ્રદ્ધા હોય છે તેને પ્રાર્થનાની ઇચ્છા પણ નથી થતી. પ્રાર્થનાથી આત્માનો વિનિપાત થાય છે એવા દૃઢ પ્રત્યયપૂર્વક તે પ્રાર્થનાથી સદા પર રહે છે. પ્રાર્થના દુનિયામાં ખરેખરી આવશ્યક જ હોય તો પછી મનુષ્યને દરેક પ્રસંગે પ્રાર્થના જ કરવાની રહે. પાણી ગરમ કરવું હોય કે ટપાલ નાખવી હોય તે સમયે પણ પ્રાર્થના જરૂરી થઈ પડે. યુદ્ધમાં શત્રુ પક્ષના લાખો માણસોના સંહાર થાય એવી પ્રાર્થના કરનારાઓ પણ નીકળી આવે. આવું કંઇ ભાગ્યે જ બને છે. મનુષ્ય યુદ્ધમાં વિજય માટે જ પ્રાર્થના કરે છે. સાધન અને સાધ્ય વચ્ચેનો કારક સંબંધ તૂટેલો જણાય ત્યારે વહેમી મનુષ્યો જ પ્રાર્થના કરે છે. પ્રાર્થનાના વિરોધીઓ એ સમયે પોતાનો પુરુષાર્થ સ્ફુરાવે છે.

'પ્રાર્થનાથી મનુષ્યને કંઇક રાહત મળે છે, ચિત્તને ઓછુંવત્તું સુખ પણ કેટલીક વાર મળે છે પણ એ રાહત કે સુખ વસ્તુતઃ પ્રાર્થનાજન્ય નથી. એ રાહત અને સુખ પ્રાર્થના સમયની તાત્કાલિક પરિત્યાગ વૃત્તિને પરિણામે સમુદ્ભવે છે. જો પ્રાર્થનામા ત્યાગવૃત્તિ બીલકુલ ન જ, પરિણામે તો મનુષ્યને સુખ થવાનો સંભવ જ નથી. કાયદાની કચેરીનો આશ્રય લેનાર કોઇ મનુષ્ય લડીલડીને થાકી ગયો હોય, પૈસાથી પાયમાલ થયો હોય, અને બધી રીતે કંટાળી ગયો હોય એ સ્થિતિમાં પોતાનો મુકદ્દમો કોઇ બાહોશ ધારાશાસ્ત્રીના હાથમાં મૂકતાં તેને ભાવિ વિજયના વિચારોમાં સુખ અને આનંદ પ્રાપ્ત થાય છે. આજ પ્રમાણે આધ્યાત્મિક સહાય માટે પ્રાર્થના કરનાર મનુષ્ય એક પ્રકારનો આનંદ મેળવે છે. સંક્ષોભ–વૃત્તિનું તાત્કાલિક નિવારણ થતાં, તેને એક પ્રકારનો સંતોષ થાય છે. પોતાના મુકદ્દમામાં વિજય પ્રાપ્ત થાય તે માટે પોતે બનતું કર્યું છે એવા દૃઢ નિશ્ચયથી તેનાં ચિત્તમાં શાન્તિ પરિણમે છે. આ સર્વનું ઊંડું કારણ તપાસતા, તાત્કાલિક ત્યાગવૃત્તિ જ સુખ, શાન્તિ અને સંતોષપ્રદ નીવડી હોવાનો સુપ્રત્યય થાય છે.

પ્રભુ પ્રાર્થનાનું ફળ અવશ્ય આપે છે એવી અંધશ્રદ્ધાળુ અને વહેમી મનુષ્યોની માન્યતા હોય છે. આ માન્યતા સાવ ગલત છે. પ્રાર્થનાનો પ્રતિઘોષ સ્વયમેવ આત્માથી, કોઇ બીજા મનુષ્યની સહાનુભૂતિથી અને કોઈ આકસ્મિક ઘટનાથી એમ ત્રણ રીતે જ સંભાવ્ય કલ્પી શકાય કે માની શકાય. આમાંની પ્રથમ સંભવનીય મનાતી રીત એ છે કે, આત્મા પોતે જ પોતાની મુશ્કેલીઓનું નિવારણ કરે છે. મુશ્કેલીઓનું નિવારણ થાય તે માટે કોઈ માર્ગ શોધી કાઢે છે. આત્માથી દુર્ઘટ સ્થિતિનું નિવારણ ન થાય તો કોઇ બીજો મનુષ્ય (આપ્તજન, હિતૈષી, મિત્ર વિગેરે) અનુકંપાવૃત્તિથી સહાય કરી દુઃખ આદિનું શક્ય નિવારણ કરે છે એ બીજું કારણ છે.

દુ:ખ નિવારણનું ત્રીજું કારણ ખરેખર આકસ્મિક છે એમ જ કહી શકાય.

પ્રાર્થનાના દરેક પ્રકારના પ્રતિઘોષ આ ત્રીજા કારણમાં આવી જાય છે એમ વસ્તુતઃ કહી શકાય. વિવેકશૂન્ય માન્યતા કે શ્રદ્ધાને કારણે જ, પ્રાર્થનાના પ્રતિઘોષનું કાલ્પનિક મંતવ્ય પરિણમે છે.*

સત્ય પરમાત્મા વિશ્વનો નિયામક ન જ હોય. તે કોઇને કંઈ સુખ-દુઃખ પણ ન જ આપી શકે. ઉપહાર આદિનું પ્રદાન પણ સત્ય પરમાત્મા માટે સંભાવ્ય નથી. પરમાત્માનું સ્વરૂપ જ એવું છે કે, તેનાથી વિશ્વની નિયામકતા, સુખ-દુઃખનું પ્રદાન આદિ કોઈ કાળે પણ શક્ય બને જ નહિ.

પ્રાર્થનાના પ્રતિઘોષરૂપે મનાતી સંપાતિક ઘટનાઓ પણ કુદરતના નિયમ અનુસાર જ બને છે. કોઇ ઘટના પ્રાકૃતિક નિયમના ભંગથી નથી થતી. પ્રાર્થના કરનારની ઈચ્છા સંપાતિક રીતે ફલિત થાય છે એમાં વાસ્તવિક રીતે આશ્ચર્ય જેવું કશુંયે નથી હોતું. કોઇ સંપાતિક ફલને આશ્ચર્યરૂપ માને તો તે એક પ્રકારનો ભ્રમ છે. પ્રાર્થના થાય કે ન થાય પણ જે ઘટનાઓ બનવાની જ છે તે અવશ્ય બને છે. એ ઘટનાઓને પ્રાર્થના સાથે કશોયે સંબંધ નથી હોતો. પ્રાર્થનાથી પર અને સ્વતંત્ર ઘટનાઓમાં આશ્ચર્ય જેવું કશુંયે ન હોય. કોઇ સંપાતિક ઘટનાથી, કોઇ કહેવાતા પ્રભુએ પ્રાર્થના સાંભળીને ઈષ્ટ ફળ આપ્યું એમ ન માની શકાય. કુદરતમાં એવી સંપાતિક ઘટનાઓ અનેક બને છે. મનુષ્યની પ્રાર્થનાના પ્રતિઘોષરૂપે એ ઘટનાઓ બને છે એમ કોઈ માને તો તે સર્વથા વિવેકશૂન્ય થઇ પડે છે. કોઇ શત્રુના મૃત્યુ માટે પ્રાર્થના કર્યા બાદ ઓછેવત્તે અંશે સંપાતિક રીતે તેનું મૃત્યુ થાય કે તેને કંઇ દુઃખ આવી પડે એથી પ્રભુ પ્રાર્થનાનાં ફળરૂપે એ બનાવ બન્યો એમ ન માની શકાય. શત્રુના મૃત્યુ આદિમાં કે મૃત્યુ આદિની ફલિતતામાં પ્રભુને જ સર્વ રીતે ઈષ્ટ ફલદાયી ગણવામાં આવે તો એ રીતે પ્રભુ ઉપર જનતા અનેક પ્રકારનાં કલંક ચઢાવે છે એમ કહી શકાય. પોતે દોષયુક્ત અને પાપી હોવા છતાં, જનતા સર્વ દોષ અને સર્વ પાપ ઈશ્વર ઉપર જ ઓઢાડે છે. જનતાની કેવી વિચિત્રતા !

જૈનોના સામાયિક વ્રતમાં પ્રાર્થનાનો ખરો ભાવ આવે છે. ધર્મપ્રેમી જૈનો ધર્મધ્યાન આદિ નિમિત્તે આ વ્રતનું અનુષ્ઠાન પ્રાયઃ નિત્ય કરે છે. એ વ્રતથી આત્માનો સર્વોચ્ચ આદર્શ યથાર્થ રીતે સાધી શકાય છે. અન્તર્મુહૂર્ત અર્થાત્ ૪૮ મિનિટ સુધી સર્વ પાપોથી મુક્ત રહેવું અને સર્વ પાપોનું વિરમણ કરવું એનું નામ સામાયિક. સામાયિકથી સમભાવરૂપ મહાનમાં મહાન્ લાભની પરિણતિ થાય છે. ( ચાલુ )

---

* ગત મહાન્ વિગ્રહ અને એ અગાઉ થઈ ગયેલા અનેક વિગ્રહોનો સૂક્ષ્મતાથી વિચાર કરતાં, વિશ્વનો કોઇ નિયામક પ્રભુ હોય એમ બુદ્ધિપુરઃસર માની શકાતું નથી. વિશ્વનો કોઇ કહેવાતો પ્રભુ જનતાની પ્રાર્થનાનો સ્વીકાર કરી તેનો યોગ્ય અમલ કરવા સમર્થ હોય એમ કોઈ રીતે પણ નથી જણાતું. વિગ્રહોમાં હજારો ગામો લુંટાય છે, લાખો માણસોનો સંહાર થાય છે, કરોડો માણસો અનેક રીતે દુઃખી બને છે, વિગ્રહોથી દુનિયા ઉપર અનેક પ્રકારની ભયંકર આપત્તિઓ આવે છે. વિગ્રહોથી વિવિધ પ્રકારની દુઃખદાયી રાજ્ય-ક્રાન્તિ પણ પ્રાયઃ થાય છે. વિગ્રહમાં નિર્દોષ મનુષ્યોની પણ ઘણીયેવાર કતલ થાય છે. આ બધું કોઈ સર્વજ્ઞ અને સર્વ શક્તિમાન પ્રભુની ઈચ્છાથી જ થતું હોય તો તેને કોઈ પ્રભુ કહે ? નહિ જ. એ કહેવાતો પ્રભુ નિરાધાર સ્ત્રીઓ અને અનાથ બાળકોનું પણ રક્ષણ નથી કરતો એ તેની વિચિત્રતાની પરાકાષ્ઠારૂપ કહી શકાય. કરોડો મનુષ્યો અને કરોડો અન્ય જીવોનો સંહાર જે પ્રભુથી બંધ ન થઈ શકતો હોય તેને પ્રભુ જ કેમ કહી શકાય ? આવા ભયંકર સંહારનું નિવારણ થાય તે નિમિત્તે, પ્રભુને અનેક પ્રાર્થનાઓ થઈ હશે, ઘોર સંહારના નિવારણ માટે પ્રાર્થનારૂપે પ્રભુની મદદ મંગાઈ હશે પણ એ સર્વ પ્રાર્થનાઓ અદ્યાપિ નિષ્ફળ જ નીવડી છે. કહેવાતા પ્રભુ ઉપર ખાસ અસર થાય તે માટે દુનિયાભરમાં કેટલીક વાર એક જ સમયે લાખો પ્રાર્થના પણ થાય છે. એ પ્રાર્થનાઓ પણ નિરર્થક નીવડે છે. કોઇ કહેવાતો પ્રભુ મનુષ્યોનાં દુઃખ આદિનું પ્રાર્થનાથી નિવારણ કરે છે, દુઃખી મનુષ્યોને વિવિધ પ્રકારનાં સુખ આપે છે એ સર્વથા અસત્ય હોવાનું આ સર્વ ઉપરથી પ્રતીત થઈ શકે છે.

શ્રી કનૈયાલાલ જગજીવન રાવળ બી. એ.

# દુઃખનાં મીઠાં ફળ.

જીવન એટલે અસારતા, અપૂર્ણતા, સ્પર્ધા, ઘર્ષણ, વેદના અને દુઃખ.

માનવજીવન એટલે દુઃખનો સાગર. દરેક મહાપુરુષોએ આ દુઃખો પ્રતિ અંગુલિનિર્દેશ અચૂક કર્યો જ હોય છે.

જીવનનો પ્રધાન સૂર. દુઃખ જ છે.

આપણે ઘણીવાર એમ ધારી લેવામાં મૂર્ખાઈ કરી બેસીએ છીએ કે દુઃખ એ અનિષ્ટ છે અને અનિચ્છનીય છે, પરંતુ સહેજ બુદ્ધિ દોડાવી વિચાર કરવાથી ખાત્રી થશે કે દુઃખ અને સુખ એ કેવળ સાપેક્ષ ઘટનાઓ છે, બંને અન્યોન્યપૂરક છે, અન્યોન્ય અનુગામી–પુરોગામી છે. એકબીજા વગર સંભવી નથી શકતું. તે બંને પાસાંજ છે. ઘણીવાર એવું પણ જોવામાં આવે છે કે એક જણને જે સુખ લાગતું હોય તે બીજાને દુઃખરૂપ હોય, જેમ એક જણનો ખોરાક એ બીજાને ઝેર સમાન હોય છે તેમ. દ્રવ્ય એ એકને મન સુખ ને બીજાને મન દુઃખ છે. રાગ–વિલાસ એ એકને મન આનંદનું સાધન છે, બીજાને મન દુઃખનાં ઉત્પાદક બળો છે.

દરિદ્રતા, નિર્વાહ માટે જરૂરીઆતનો પુકાર, જીવનની આધિ–વ્યાધિઓ, ઊંચા પદથી ઓચિંતુ અધઃપતન–આ સર્વ આફતના અંગો છે, પરંતુ એટલું યાદ રાખવાની જરૂર છે કે જેણે દુઃખ અને અનિષ્ટનો રજમાત્ર પણ અનુભવ કર્યો નથી હોતો તેને ઇષ્ટ અને સુખ જોવાની તક જ સાંપડી નથી. માનસિક વિકાસ અર્થે દુઃખ જરૂરી છે. દુઃખ વગર સુખની મઝા માણી શકાતી નથી; દુઃખ વગર સુખની ભરતીનો ખ્યાલ આવી શકતો નથી. દુઃખ વગર સુખની ઊંચી કિંમત આંકી શકાતી નથી. જેવી રીતે ગ્રીષ્મના ઉકળાટ વગર અષાઢની વર્ષાઋતુનો આનંદ યથેચ્છ પામી શકાતો નથી તેમ. સૂર્યની ગરમી વગર ચંદ્રની શીતળતા અને આહ્લાદક પ્રકાશભર્યાં કિરણો આપણને શાંતિ નથી આપી શકતા.

દુઃખનાં પ્રકાર બે: એક દુઃખ વિધિનિર્મ્યું છે અને બીજું જાણે આણેલું દુઃખ. બંને અરસપરસ સંકલિત છે, પણ મોટે ભાગે દુઃખ તો આપણે આપણાં વર્તનો, વેણો ને અવિચારોથી જ ઘસડી લાવીએ છીએ. આપણે જ આપણા પગ ઉપર કૂહાડો મારીએ છીએ.

આ પણ એક જાતનો સ્વાનુભવ છે ને!

દુઃખનું મૂળ અસંતોષ છે. કામ, ક્રોધ, ઈર્ષ્યા, લોભ વગેરે તત્ત્વો દુઃખ ઉપજાવવામાં મદદગાર થાય છે. આ અસુખનાં પિતા પોષક અને પરિચારિકા તો આપણે પોતેજ છીએ. અને એમાં મન મોટું કામ કરે છે. મનને આપણે આપણો વકીલ અને ન્યાયાધીશ બનાવીને આપણે કેટલાય અનિષ્ટો સહેવાં પડે છે. છૂટ આપી દઈને અસુખને વિરાટ થવા આપણે દીધું છે.

દુઃખનું સર્વોત્તમ કાર્ય તો એ છે કે મોજશોખ, વિલાસ વગેરે કંઈ જીવનનું અંતિમ ધ્યેય નથી એમ બતાવે છે. મહાનમાં મહાન્ પુરુષો તો તે જ કહેવાય જે સુખથી છલકાઈ જતો નથી, હર્ષથી ઉન્મત્ત થઈ જતો નથી, રિદ્ધિસિદ્ધિથી અંજાઈ ગર્વિષ્ઠ બનતો નથી, દુઃખભારથી દબાઈ જતો નથી, આફતોના પ્રહારથી હારી જતો નથી. તે સુખ–દુઃખને, લાભ–અલાભને, જય–અજયને સરખા ગણે છે. પણ ખરી મહત્તા કયાં છે? મહાપુરુષ બંનેને તિરસ્કારે છે અને અવગણે છે. ચારિત્ર્ય–વિકાસ અથવા સાધના એજ માનવજીવનનું ધ્યેયબિન્દુ છે. આધ્યાત્મિક સંપૂર્ણતા એ જ જીન્દગી જીવ્યાનું સાર્થકપણું બતાવનાર છે. જિન્દગીની અપૂર્ણતામાં સુખ અને દુઃખ તો માત્ર આકસ્મિક આવી પડનારા ઓળા છે. સુખ કરતાં દુઃખ આપણું ભલું ઘણું કરે છે. આપણને ઉન્નત બનાવે છે, આપણું છીછરાપણું દૂર કરી ઊંડાણ આપે છે, પ્રખર વિચારક બનાવે છે, આપણી સમદ્રષ્ટિ ખીલવે છે, આપણી આકરી કસોટી લે છે, બોધ આપે છે, અનુભવની સરાણે આપણી જાતને ચડાવે છે અને અવળે માર્ગેથી દોરી લઇ સવળે માર્ગે લઈ જાય છે.

દુઃખ એ આરોગ્ય બક્ષનાર સંજીવની છે. જેમ જ્વર શરીરના રોકબીજોનું–સડાનું નિવારણ કરે છે તેમ. દુઃખ આપણી અપૂર્ણતાઓને નબળાઇને, દુર્વર્તનને નિવારે છે. દુઃખ એ જગતનો મોટો શિક્ષક છે. ( જેમ અનુભવ પણ શિક્ષક છે તેમ )

દુઃખમાં સાંભરે રામ, સુખમાં નહિ. ઇશ્વર તરફ સુખી માણસ ભાગ્યેજ નજર ફેંકશે. દુઃખની વેળા આવી પહોંચતા પોતાની જાતને માણસ ઈશ્વરના હાથમાં સોંપી દે છે. દા. ત. દ્રૌપદીએ દુઃખવેળા પોતાની જાતને કૃષ્ણને સોંપી દીધી. કૈકેયી ન હોત તો રામાયણ રચાત જ નહિ. દુઃખ વગર તો એકે પ્રસંગ બનતો જ નથી. ઘણા લેખકો દુઃખી અવસ્થામાં, પથારીવશ સ્થિતિમાં, જેલમાં, માનસિક વ્યથાના સમયમાં, દેશનિકાલની હાલતમાં ઊંચા ઊંચા ગ્રંથો લખે છે, ને ઉમદા વિચારો પ્રગટ કરી જગતને ભેટ આપે છે. વિચારો એ દુઃખરૂપી મંથનનું સારસત્વ છે. ગરીબ અને દુઃખી કલાકારો, તત્ત્વચિંતકો અને સાહિત્યકારોવડે જ જગત સમૃદ્ધ અને સુખી બનતું જાય છે એ કેવો વિરોધાભાસ છે! તીલક મહારાજે ગીતા રહસ્ય જેલમાં લખ્યું; ગરીબાઈએ જ પાંડવને અમર બનાવ્યા અને જગતના મનમાં સમભાવ પેદા કર્યો. કુન્તાને ભગવાન કૃષ્ણે વરદાન માગવા કહ્યું ત્યારે તેણે જવાબ આપ્યો કે મને પ્રભુ! દુઃખ આપજો કે જેથી પ્રભુને નિશદિન સંભાર્યા કરું.

દુઃખથી એક મહાન્ ગુણ આવે છે–દુઃખથી સહનશક્તિ આવે છે. તે કદિ નાશ પામતી નથી, પછી ભલે ગમે તેટલી વાર દુઃખ આવે છતાં તે હિંમત નથી હારતો.

દુઃખથી માનવીની નિગૂઢ શક્તિઓ ખીલી ઊઠે છે. દુઃખ એ કડવું ઓસડ છે પણ તેનાં ફળ સુન્દર ને મીઠાં છે તેનો ઉપયોગ મધુરો છે. તે માનવહૃદયને ધોઇને સ્વચ્છ બનાવે છે.

અસહ્ય દુઃખ આવી પડવાથી ઘણા લોકો ધીરજ ગુમાવી બેસે છે ને આત્મઘાત કરી ચૂકે છે, એ દુઃખનું ખરાબમાં ખરાબ પરિણામ છે. તે ભયંકર ગુન્હાઓ કરાવે છે, અનીતિ કરાવે છે; પણ સમજુ ને ડાહ્યા

લેખક–મોહનલાલ દી. ચોકસી.

# જિનવરમાં સઘળા દર્શન છે.

અધ્યાત્મમાર્ગના પ્રવાસી માટે એકવીશમા જિનપતિ યાને મિથિલાપતિ નમિનાથનું સ્તવન એ આરંભેલ પ્રવાસની પૂર્ણાહુતિ સમું છે, અર્થાત્ લાંબી મુસાફરીએ નીકળેલ વટેમાર્ગુ જેમ ઇચ્છિત સ્થળની ઝાંખી કરાવનાર એ સ્થળની ભાગોળે પગ મેલે અને એના અંગે અંગમાં આનંદની ઊર્મિઓ પ્રગટી ઊઠે–મન પોકારી ઉઠે કે આ ભાગોળ તો આવી અને સામે જ નગરનો દરવાજો છે. હાશ ! આજે પ્રવાસનો છેડો આવી ગયો–તેમ કેવલ આત્માના સ્વરૂપદર્શન નિમિત્તે જે મુમુક્ષુની યાત્રાના મંગળાચરણ થયા છે અને શ્રીમદ્ આનંદઘનજી કૃત, તીર્થંકર પ્રભુ આશ્રયી સ્તવન શ્રેણીદ્વારા પ્રગતિના પગલા ભરાતા ગયા છે એને માટે આ હારમાળાનો ક્રમ પણ એકવીશમા જીનના સ્તવનમાં સંપૂર્ણતા વરે છે એ માટે નિમ્ન કારણો આલેખી શકાય.

(૧) પૂર્વાપર સંબંધ વિચારી લઈ સ્તવનની સંકલના પ્રતિ ધ્યાન કાયમ રાખી પુરાતત્ત્વના અભ્યાસીઓ કે પ્રાચીન ઇતિહાસના ગવેષકો જે અનુમાન ઉપર આવે છે તે એ છે કે ચોવીશીના એકવીશ સ્તવનો જ ખુદ શ્રીમદ્ આનંદઘનજીના રચેલા છે. બાકીનાની રચના આ એકવીશથી જુદી પડતી હોવાથી, ભલે એ ચોવીશીમાં તેઓશ્રીના નામે દાખલ કરવામાં આવેલા હોય પણ એના રચયિતા શ્રીમદ્ તો નથી જ. આ મંતવ્યમાં કોઈ એટલો સુધારો સૂચવે છે કે બાવીશમા જિનનું સ્તવન પણ શ્રીમદ્ આનંદઘનજીનું બનાવેલુ છે; કારણ કે ત્યારપછીના બે જિનોના સ્તવનો તો એક કરતાં વધુ સંખ્યામાં દૃષ્ટિગોચર થાય છે જે અન્ય કર્તાની વાતને પુરવાર કરવા પર્યાપ્ત છે. બાવીશમા જિનના સ્તવન માટે આવું કંઇ નથી; માટે તે મૂળ કર્તાની કૃતિ હોવી સંભવિત છે. આ સામે એક દલીલ આડી દીવાલ ખડી કરે છે અને તે એ છે કે એકવીશ સ્તવનની રચનાથી અને એમાં સમાવેલ અધ્યાત્મવિષયના અનુપમ

---

માણસના હાથમાં તો તે પ્રબળ સાધનરૂપ છે. તે વિજયની ચાવી છે. પોતાનું રક્ષણ કરનાર તરવાર છે. પણ અણસમજુ ઉતાવળીઆ છીછરી બુદ્ધિના માણસને મન તો તે પોતાનો ઘાત કરાવનાર તીક્ષ્ણ કટારી છે. જે વ્યક્તિ તેનો સફળતાપૂર્વક ઉપયોગ કરી શકે, તેને જીતી શકે, ને શુભ કાર્યમાં વાપરી શકે તેને તો આ અતિ આવશ્યક શસ્ત્ર છે.

દુઃખ કોને ઈજા કરે ? જે માણસ આંતરિક નિર્બળતાવાળો હોય ને સ્વાશ્રયની ભાવનાનો જેનામાં અભાવ હોય તેને તે નુકશાન કરે જ દુઃખ કંઈ જગતના મોટા ભાગના લોકોની શાળા બની ન શકે, પણ સૃષ્ટિબાગના અમૂલ ફૂલ માનવનાં જીવનવિકાસ માટે એ યોગ્ય ક્ષેત્ર છે. સુખથી જે સારું પરિણામ લવાય છે તે આપણે ઇચ્છવું જોઇએ; પણ દુઃખથી જે સારું પરિણામ લવાય છે તેને તો હંમેશા પ્રશંસાની વાણીથી વધાવવુજ જોઈએ.

મશાલાથી બાવીશમાની રચના સાવ નિરાળી ને અનોખી છે. એમાં અધ્યાત્મ કરતાં પ્રેમી પ્રત્યેનો ઉપાલંભ અને પ્રેમની સાચી પિછાન મુખ્ય ભાગ ભજવે છે. આ જાતના મંતવ્યમાં સત્યતા કોને સ્પર્શે છે અથવા તો સાચી માનીનતા કઇ છે એના ઊંડાણમાં ન ઊતરતાં એક વાત જે સ્પષ્ટ છે તે અવધારી લઈએ અને તે એજ કે અધ્યાત્મ વિચારણાનો પ્રાંત ભાગ એકવીશમામાં પર્યાપ્ત થાય છે.

( ૨ ) સાધુ જીવનમાં વિચરતો આત્મા, સામાન્યત: દેવતાનું આયુષ્ય બાંધે તેવો નિયમ છે. એના પરિણામની ધારા વિશુદ્ધતામાં વૃદ્ધિંગત થતી રહે તો એમાં પણ તરતમતા વધી જાય. આજે પંચમ કાળ હોવાથી અને ભારતવર્ષની નજરે મુક્તિદ્વાર પર પુણ્યશ્લોક જંબૂસ્વામીએ છેલ્લી અર્ગલા આડી ધરેલી હોવાથી અહિંથી દેવલોક કિંવા મહાવિદેહમાં પહોંચવાનો રાહ લ્યે. આ સંકલના પ્રતિ મીટ માંડી વિચારીએ તો દેવ આયુષ્યમાં બાર દેવલોક, નવ ગ્રૈવેયક અને પાંચ અનુત્તર વિમાનવાસીઓનો સમાવેશ થાય. એમાં બાર અને નવ મળી એકવીશ અર્થાત્ બાર દેવલોક ને નવ ગ્રૈવેયકવાસીને પડવાનો ચોકખો સંભવ–પણ એ મર્યાદા વટાવતાં અનુત્તરવાસી માટે તેવી ભીતિ નથી તેમ અહીં એકવીશમા તીર્થપતિના સ્તવનમાં અવગાહન કર્યા પછી અધ:પતનનો જરા પણ ભય નથી.

(૩) અધ્યાત્મરસિક આત્મા, સમ્યગ્દૃષ્ટિપણાની મર્યાદા વટાવી ગયેલ હોય જ એટલે એનું સ્થાન દેશવિરતિની કે સર્વવિરતિની ગમે તે કક્ષામાં પ્રારંભના સમયથી આરંભી, લગભગ ઇષ્ટ સિદ્ધિના સમય સુધી હોય. અલબત્ત એ વેળા ભિન્ન આત્મત્વને લઈ વિચાર કે તત્ત્વચિંતન અંગે એકરૂપતા ન જ સંભવે, આમ છતાં ધ્યેયની સ્પષ્ટતા હોવાથી આત્મા શ્રાવકદશામાં હોય તો તે સહજ શ્રમણના જીવનમાં આકર્ષિત થવાનો. ધીમે ધીમે સાધુતાના રંગોથી રંગાવાનો અને દ્રવ્યથી મુનિ ન હોવા છતાં ભાવમાં સાચા સાધુત્વને જ સૌ પ્રથમ મહત્ત્વ આપી એની શીળી છાયામાં રાચવાનો. જ્યાં શ્રાવક આ ભૂમિકા સ્પર્શે ત્યાં જે ત્યાગી જીવનમાં વિહરે છે તે તો અવશ્ય ભાવયતિપણાને અર્થાત્ અપ્રમતને નિરતિચાર ચારિત્રને સ્પર્શવાનો. આ જાતની મનોગત વિચારમાળાના જોરે, કર્મવિવર દઈ માર્ગ મોકળો બનાવે નહિં કે ભવિતવ્યતા બારમા ગુણસ્થાનકે પહોંચવાનું સામર્થ્ય પ્રગટાવે નહિ ત્યાં સુધી છઠ્ઠા–સાતમા ગુણસ્થાનકોમાં ઝોળા ખાવાનો એકવીશમાં પ્રભુના સ્તવનનો ભાવ યથાર્થપણે સમજી લીધા પછી તેને માટે આત્મશ્રેય સંબંધી કોઇ ગૂંચ અણઉકેલી રહેવાની નહિં જ. ષડ્દર્શનની સર્વાંશે પિછાન કરનાર માટે તત્ત્વની એવી કોઈ સમસ્યા સંભવતી જ નથી કે જેના ઉકેલ માટે અન્ય કોઈ શક્તિના પગ ઢંઢોળવા પડે અથવા તો અન્ય કોઈ જોગ માયાના સધિયારા શોધવા પડે.

સર્વ પ્રકારના મતભેદો કે વિવિધ પ્રકારના વાદોની ઝડી વચ્ચે આત્માના મૂળ સ્વરૂપનું દર્શન સ્ફટિકરત્નવત નિર્મળ ને પ્રભાઓના એક માત્ર તેજ:પુંજ સમ થવાનું. એ સારૂ એક કુંચી સાચવી રાખવાની અને જરૂર પડયે ઉપયોગમાં લેવાની નજર સન્મુખ સચોટ સમજી

લેવી જોઇએ અને તે એ જ કે-

**ષડ્દર્શન જિન અંગ ભણીજે,**
**ન્યાય ષડંગ જો સાધે રે.**

ન્યાયપૂર્વક પ્રત્યેક પદાર્થને વિચારવાની, અપેક્ષા પર લક્ષ્ય દઈ હરકોઇ વસ્તુ વિમૃશ્યવાની, અથવા તો જડ-ચેતનની પિછાન કરતા ક્ષીર-નીર જુદા પાડવાની, અગર તો ઉપસ્થિત થતી ગૂંચોનો તોડ આણતી વેળા સ્વ-પરનો યાને નફા-ટોટાનો ભેદ કરવાની દિવ્ય શક્તિ જેને હસ્તામલકવત્ છે તેને સાચા નિર્ણય પર આવવામાં કંઇ જ હરકત નડતી નથી.

**નમિ જિનવરના ચરણ ઉપાસક,**
**ષડ્દર્શન આરાધે રે;**

એ ટંકશાળી વચનો સદા ય હૃદય-ઊંડાણમાં થનગનાટ મચાવી મૂકવાના. એટલે જ આ એકવીશમું સ્તવન મુમુક્ષુ આત્મા માટે આખરી ભૂમિકારૂપ છે.

આટલી લાંબી પ્રસ્તાવના પછી અધ્યાત્મના કાંઠે ઊભી મુમુક્ષુ આત્મા વિચારે છે કે-અત્યાર સુધી સ્તવના કરતાં એણે પોતે જાત-જાતની વલણ બદલી. કોઈમાં સીધી પ્રાર્થના આદરી તો બીજામાં વળી ધ્યેયસમા તીર્થપતિના ગુણોનું સ્મરણ કર્યું. ત્રીજી વેળા સખીના સંવાદરૂપે રજૂ કર્યું અને છેલ્લા સ્તવનોમાં એ સંવાદોએ કેવળ પરસ્પરના પ્રશ્નોત્તરની ભૂમિકા છોડી દઈ અંતરના ઊંડાણમાંથી શનૈઃ શનૈઃ બહિરગત થતાં તત્ત્વોના નિચોડનું રૂપ ધારણ કર્યું. એ બધામાં માથે બેસે એવી આજની રીત છે. એમાં જ એની વિલક્ષણતા અને સાથોસાથ સર્વોત્કૃષ્ટતા છે.

છએ દર્શનો જિનપ્રભુના અર્થાત્ વીતરાગ દેવના અંગરૂપ છે એ પૂર્વાર્ધનું અર્ધું પાદ ઉચ્ચારતાં જ કઇંક ખુટે છે એવો ભાસ થાય છે અને તરતજ 'ન્યાયપૂર્વક વિચારાય તો' એવી સાદી ને સીધી સૂચના પ્રાપ્ત થાય છે. આમ પૂર્વાર્ધ ટંકશાળી છાપ મેળવે છે અને ઉત્તરાર્ધમાં એ જાતની છાપનો અમલ કરનારની વાત આવે છે.

**નમિ જિનવરના ચરણ ઉપાસક,**
**ષડ્દર્શન આરાધે રે;**

આ ઉપરથી કોઈ એમ ન માની લ્યે કે અગાઉના વીશ તીર્થંકરના ઉપાસકો ષડ્દર્શનની આરાધના એટલે ગવેષણા નહોતા કરતાં. તેઓ જરૂર કરતાં હતાં એટલું જ નહિં પણ હરકોઇ મુમુક્ષુને સ્તવનરૂપે કે અન્ય પ્રકારે, ઇષ્ટસિદ્ધિ અર્થે એ સર્વ જાણવા, વિચારવા અને યોગ્ય લાગે તો અવધારવાની અગત્ય છે. અહીં જે વાત પર વજન મૂકવામાં આવ્યુ છે તે 'ન્યાયપૂર્વકની વિચારણા' સંબંધી છે. અધ્યાત્મપંથના પથિકે-એટલે કે એ પંથના નિષ્ણાત યોગીરાજે પોતાના સર્વ અધ્યયન, અભ્યાસ અને ચિંતનના સારરૂપે શ્રી નમિજિનના સ્તવનમાં જે પ્રકારે ચિત્ર દોર્યું છે એ એટલું યથાર્થ ને અસરકારક છે કે એનું પાન કરનાર કોઈપણ વ્યક્તિ સાચી ઉપાસકદશા પ્રાપ્ત કર્યો વિના ન જ રહે.

સ્તવનના અંતે સહજ લાગે કે ભિન્નભિન્ન દર્શનો એ મતમતાંતરના અખાડા કે ચર્ચા કરવાના ચોરા નથી અને નથી તો વાદવિવાદ ખેડવાના સમરાંગણો. કેવળ છે વસ્તુને સંપૂર્ણપણે ઓળખવાના સાધનો.

સ્તવનના બીજા ચરણથી જ રહસ્યની શરૂઆત થાય છે. એ ઊકેલવાનું છે, કેવળ આત્મકલ્યાણ માટે. તેથી જ હૃદયભૂમિકાને સ્ફટિક રત્નવત્ નિર્મલ કરી આગળ વધીએ.

( ચાલુ )

અનુ૦ અભ્યાસી બી. એ.

# ભાગ્ય શું છે ?

ઘણે ભાગે એવું જોવામાં આવે છે કે જ્યારે કોઇ માણુસ પર દુઃખ આવી પડે છે અને તેને કંઇ નુકશાન થાય છે અથવા કોઇ કાર્ય એની ઇચ્છાનુકૂળ નથી થતું ત્યારે તે તેનો દોષ ભાગ્ય પર મૂકીને અલગ થઈ જાય છે. જોવાનું એ છે કે ખરી રીતે ભાગ્ય શું છે? અને કોઈપણ કાર્ય માટે જવાબદાર કોણ છે? સર્વસાધારણ લોકો ભાગ્યને દૈવની ઈચ્છા કહે છે. તેમના મત પ્રમાણે દૈવ જેવું ઇચ્છે છે તેવું જ થાય છે અને તેમાં પ્રાણીનું કશું ચાલતું જ નથી. દૈવને જ ઇશ્વિરીશક્તિ માને છે, જે મનુષ્યની શક્તિથી પર છે. એ કારણથી તેમના મત પ્રમાણે ઇશ્વિર જ સર્વ હાનિ, દુઃખ અથવા દોષનું કારણ છે અને તેથી જ તે જ તેને માટે જવાબદાર છે. દેખીતી રીતે એ યુક્તિ બહુ સરસ છે, પરંતુ એમ માની લેવું એ ઇશ્વરી—ન્યાયને દૂષિત કરવા જેવું છે. એક તરફ આપણે ઇશ્વરને ન્યાયકારી માનીએ છીએ, પરંતુ બીજી બાજુ કાર્ય બગડતાં તેનો દોષ ઇશ્વર ઉપર ઢોળી દઇએ છીએ. શું ઇશ્વર એવો અન્યાય કરશે કે અપરાધ વગર કોઇને પણ પોતાની ઇચ્છાથી એ રીતે સજા કરશે? એમ હોય તો તો એનું અસ્તિત્વ ન જ સ્વીકારવું એ જ સારું છે. પરંતુ વસ્તુતઃ એમ નથી. સંસારમાં એક (કર્મની) નિયમિતતા છે અને એ કોઇ અપાર શક્તિ વગર અસંભવિત છે. એમ છે તો પછી મનુષ્ય ધારે છે કંઇ અને બને છે કંઇ એનું શું કારણ? સેંકડો દુષ્ટ અને આતતાયી માણસો આનંદી—સુખી જીવન વ્યતીત કરતા જોવામાં આવે છે, સેંકડો સજ્જન દુઃખ ભોગવતા જોવામાં આવે છે, એક પ્રાણી સારાં કાર્યો કરતો હોય છે, છતાં પણ પરિણામે દુઃખ પામે છે. કેટલાક પર તો અચાનક દુઃખના ડુંગર તૂટી પડે છે. એ બધું શા માટે બને છે? ફલાશાની દૃષ્ટિએ સર્વ કર્મોના બે જ વિભાગ પાડી શકાય છે. એક તો કામ્ય અથવા 'સકામ' કર્મ અર્થાત્ ફળની ઇચ્છાથી કરેલાં કર્મ અને બીજું 'નિષ્કામ' અર્થાત્ ફલાશા રાખ્યા વગર અથવા માત્ર આત્મકલ્યાણ જ માટે જ. અહીં સકામ કર્મનો જ ઉલ્લેખ કરવામાં આવશે; કેમકે એક તો સાધારણ રીતે સૌ લોકો સકામ કર્મ જ કરે છે. એવા તો કોઇ વિરલા જ હોય છે કે જેઓ ખરેખરી રીતે નિષ્કામ બુદ્ધિથી કર્મ કરતા હોય છે. બીજું નિષ્કામ બુદ્ધિથી કર્મ કરનારને તો ફળની ઇચ્છા જ નથી હોતી, તેથી તેઓની દૃષ્ટિમાં દુઃખ તેમજ સુખ સમાન જ હોય છે અને ત્યાં ભાગ્યનો પ્રશ્ન જ નથી ઊઠતો.

સકામ કર્મ કરનાર ફળની ઇચ્છાથી કર્મ કરે છે, તેથી તેનામાં અહંભાવ ચોક્કસ હોય છે અર્થાત્ તે 'હું કરું છું' એવી બુદ્ધિથી કર્મ કરે છે. તેથી તેના કરેલા કર્મો માટે બીજું કોઇ જવાબદાર છે એમ માનવાનું કારણ નથી. તેને તો જેવું તે કરશે તેવું જ ફળ મળવું જોઇએ અને વાસ્તવિક રીતે એમ જ બને છે. એ કર્મનો સિદ્ધાંત છે.

> कर्मणः सुकृतस्याहुः सात्त्विकं निर्मलं फलम्।
> रजसस्तु फलं दुःखमज्ञानं तमसः फलम्॥

અર્થાત્ પુણ્ય કર્મનું ફળ નિર્મળ અને સાત્વિક હોય છે, રાજસ કર્મનું ફળ દુઃખ અને તામસ કર્મનું ફળ અજ્ઞાન હોય છે. એ રીતે પ્રત્યેક પ્રાણી પોતાનાં કર્માનુસાર ફળ પામે છે. જેવી રીતે બાવળ વાવીને કેરી મેળવવી અથવા કેરી વાવીને બાવળ મેળવવાનું અસંભવિત છે તેવી જ રીતે ખરાબ કર્મ કરીને સારાં ફળ મેળવવા અથવા સારાં કર્મ કરીને ખરાબ ફળ મેળવવાનું સંભવિત નથી. જે કર્મોનું ફળ આપણને ઊલટું દેખાતું હોય છે તે આપણા વર્તમાન કર્મોનું ફળ નથી, પરંતુ આપણા પૂર્વ

કર્મોનું પણ પરિણામ હોય પ્રત્યેક કર્મનું ફળ તરત જ નથી મળી જતું, પરંતુ એનો અર્થ એવો નથી કે જે કર્મોનું ફળ તરત નથી મળી જતું તેનું ફળ મળતું જ નથી એવા કર્મોના ફળ ભવિષ્યમા ભાગ્યના રૂપમા પ્રકટ થાય છે એ રીતે ભાગ્ય કેવળ આપણા પૂર્વ કર્મોનું સંચિત પરિણામ છે, જે વારંવાર આવીને આપણી સમક્ષ પ્રકટ થાય છે અને આપણને ભૂલાવામા નાખી દે છે ખરી રીતે આપણે એમાથી બોધ લેવો જોઇએ કે કોઇ પણ કર્મનું ફળ નષ્ટ નથી થતું, પરંતુ તે કોઇ ને કોઇ કાળે ભવિષ્યમા જરૂર આવે છે, પરંતુ આપણે નાદાનીથી તેને ભાગ્ય અથવા દૈવની ઇચ્છા કહીને ટાળી દઇએ છીએ, કેમકે તે સમયે તે આપણા કાબુની વાત નથી હોતી એમા તો લેશ પણ સંદેહ નથી કે સઘળી વાતો કર્મના નિયમ પ્રમાણે જ થાય છે સાચું તો એ છે કે તે પણ આપણા પોતાના કર્મ પ્રમાણે જ ઘડાય છે આપણને તો કર્મ કરવા માટે સ્વતંત્ર છોડી દેવામા આવ્યા છે, પરંતુ એ સ્વતંત્રતાનો કેવો ઉપયોગ કરવો એ આપણા હાથમા છે જો આપણે તેનો અયોગ્ય ઉપયોગ કરશું તો આપણને તેની સજા થશે એ સજા આપણને હમેશા તુરત જ કેમ નથી મળતી એ વિચારવા જેવી વાત છે જ્ઞાની પુરુષ જ એ સઘળી વાત સમજી શકે છે કે જ્યારે આપણને કેવા પ્રકારની સજા મળી કોઇ કોઇ વાર આપણને સમજાતું નથી કે એવું કેમ થયું? બસ, એ જ આપણા પૂર્વજન્મના કર્મોનું ફળ છે, અને તેથી તે સમજવાનો પ્રયત્ન કરવો પણ વ્યર્થ છે એ રીતે આપણને આપણા સારા કર્મોનું ફળ પણ જરૂર મળે છે જે યોગાભ્યાસ કરવા લાગે છે, પરંતુ પૂરા સમયના અભાવે વચમા ચલિત થઇ જાય છે, એવા પુરુષની શી ગતિ થાય છે? એના જવાબમા એમ કહેવામા આવે છે કે કલ્યાણમાર્ગી કર્મ કરનારની કદી પણ દુર્ગતિ થતી જ નથી તે તો પુણ્યશાળી પુરુષોને મળનાર સ્વર્ગ આદિ મેળવીને અને ત્યા ઘણા વર્ષ સુધી નિવાસ કરીને પવિત્ર શ્રીમાન્ લોકોના અથવા બુદ્ધિશાળી કર્મયોગીઓના કુળમાં જન્મ લે છે ત્યા તે પૂર્વજન્મના બુદ્ધિ-સંસ્કારના બળે વધારે સિદ્ધિ મેળવવાનો યત્ન કરે છે અને એ રીતે પ્રયત્નપૂર્વક ઉદ્યોગ કરતા કરતા પાપથી શુદ્ધ બની અનેક જન્મો પછી સિદ્ધિ પામીને અંતે ઉત્તમ ગતિ મોક્ષ પામે છે

આ રીતે પ્રત્યેક પ્રાણીનું ભાગ્ય તેના હાથમા છે અને તે પોતે જ પોતાના સુખદુઃખનું કારણ છે અને તેથી તે પોતે જ તેને માટે જવાબદાર છે પછી દુઃખ પડતા ભાગ્ય અથવા દૈવ પર દોષનું આરોપણ કરીને સંતોષ માની લેવો એમા કશી બુદ્ધિમત્તા નથી

उद्धरेदात्मनाऽऽत्मानं नात्मानमवसादयेत् ।
आत्मैव ह्यात्मनो बन्धुरात्मैव रिपुरात्मनः ॥
बन्धुरात्माऽऽत्मनस्तस्य येनात्मैवाऽऽत्मना जितः ।
अनात्मनस्तु शत्रुत्वे वर्तेतात्मैव शत्रुवत् ॥

અર્થાત્ મનુષ્ય પોતાનો ઉદ્ધાર પોતે જ કરે, પોતાની જાતને કદી પણ પડવા ન દે, કેમકે પ્રત્યેક મનુષ્ય પોતે જ પોતાનો બંધુ તથા શત્રુ છે જેણે પોતાની જાતને જીતી લીધી તે પોતાની જાતનો બન્ધુ છે પરંતુ જે પોતાની જાતને નથી જાણતો તે પોતે પોતાની જાત સાથે શત્રુની માફક વેર કરે છે

આ જ વાત આપણા જન્મના ભેદથી પણ સિદ્ધ થાય છે એક મનુષ્ય જન્મથી જ સુખ ભોગવતો જોવામા આવે છે તો બીજો શરૂઆતથી જ દુઃખમય જીવન વ્યતીત કરતો હોય છે એક ઉચ્ચ કુળમા ઉત્પન્ન થાય છે તો બીજો નીચ કુળમા એક મહાભાગ્યશાળી હોય છે તો બીજો ભૂખે મરતો, એક મોટો અને શાંત હોય છે, એક અત્યંત ચપળ હોય છે તો બીજો બાળ જ સુસ્ત હોય છે એકની પ્રવૃત્તિ ધર્મ તરફ હોય છે તો બીજાની અધર્મ તરફ એ રીતે પ્રાણી-પ્રાણીમા, આત્મા-આત્મામા ભેદ હોય છે એવો ભેદ જન્મથી જ શા માટે? એનું કારણ તો હોવું જોઇએ ને? વિચાર કરતા જણાશે કે તેનું કારણ આપણા પૂર્વજન્મોના કર્મ જ છે

સત્વગુણ સુખ તથા જ્ઞાનની ઉત્પત્તિ કરે છે, તો રજોગુણ, તૃષ્ણા તથા આસક્તિની તથા તમોગુણ પ્રમાદ, મોહ, નિદ્રા તેમજ આલસ્યરૂપી અજ્ઞાનની. એના ફળસ્વરૂપે પ્રાણી સાત્વિક, રાજસ અથવા તામસ કર્મ કરે છે જેમાં સાત્વિક કર્મનું ફળ તો નિર્મળ અને સુખદાયી હોય છે, રાજસનું દુઃખ અને તામસનું અજ્ઞાન હોય છે. સત્વગુણની પ્રબલતામાં દેહત્યાગ કરવાથી મનુષ્ય સ્વર્ગલોકમાં, રજોગુણની પ્રબળતામાં દેહત્યાગ કરવાથી મનુષ્યલોકમાં અને તમોગુણની પ્રબળતામાં શરીર છોડવાથી પશુપક્ષી આદિ મૂઢ યોનિમાં જન્મ પામે છે. એ રીતે પ્રત્યેક પ્રાણી પોતાના ગુણ તથા કર્મ અનુસાર જ જન્મ પામે છે અને તે અનુસાર જ તેની સ્વભાવિક વૃત્તિ થાય છે, જેને આપણે તેની પ્રકૃતિ કે તેનો સ્વભાવ કહીએ છીએ. તે પ્રકૃતિથી પ્રેરિત થઇને પ્રાણી કર્મ કરે છે. એ રીતે પ્રાણીની પ્રકૃતિ જ તેના કર્મોનું કારણ ગણાય છે. હંમેશા જીવનની જ વાત કરીએ. મનુષ્ય જે કંઈ પણ દિવસો સુધી કરતો હોય છે તેની તરફ તેનો ઝુકાવ રહે છે, તેની અંદર તેની આસક્તિ દૃઢ બનતી જાય છે અને તેવો જ તેનો સ્વભાવ બની જાય છે અને એક વખત સ્વભાવ બની ગયા પછી તેનાથી છૂટવું કઠિન થઈ જાય છે; પરંતુ ફરી પણ પ્રાણી ઇચ્છે તો અભ્યાસ તથા વૈરાગ્યવડે એનાથી બચી શકે છે. બસ, એવી રીતે જીવનભર જે વસ્તુ અથવા કાર્યમાં પ્રાણી વધારે આસક્ત રહે છે તે મરણ વખતે તેને વધારે યાદ આવે છે અને તે અનુસાર તેનું બીજું જીવન તથા સ્વભાવ બની જાય છે. તે જ આપણા ભવિષ્યના કર્મો પર અસર કરે છે અને આપણને સારા તેમજ ખરાબ કાર્ય કરવા પ્રેરિત કરે છે. તે જીવાત્મા ઉપર ભારે પ્રભાવ પાડે છે છતાં પણ આત્મા પરમાત્માનો અંશ થવા સ્વતંત્ર છે અને પ્રાણી ચાહે તો પ્રયત્નપૂર્વક પોતાની જાતને યોગ્ય માર્ગે લાવી શકે છે. અહિંયા એટલું સમજી લેવાની જરૂર છે કે જો કે આત્મા સ્વતંત્ર છે તો પણ પ્રકૃતિએ લાદેલા બોજાને તે એક જ ક્ષણમાં દૂર નથી કરી શકતો. તેથી આત્માને પોતાની મુક્તિ માટે પ્રકૃતિજન્ય વસ્તુઓનો જ આશરો લેવો પડે છે. એ સાધનો કર્માનુસાર અશુદ્ધ પણ હોઇ શકે છે. તેથી પહેલાં તો તેને શુદ્ધ કરવા પડે છે. જે માટે કેટલોક સમય વૈરાગ્યનો અભ્યાસ કરવો પડે છે. જેવી રીતે કુશળમાં કુશળ કારીગર પોતાના યંત્રોને ઠીક કર્યા વગર પોતાના કામ પર પૂરો અધિકાર નથી રાખી શકતો તેવી જ રીતે આત્મા પણ ઇન્દ્રિય, મન તથા ખાસ કરીને બુદ્ધિને શુદ્ધ કર્યા વગર પ્રકૃતિને સંપૂર્ણ રીતે પોતાને અનુકૂળ નથી કરી શકતો. એટલું થાય તો પણ ભૂખ, તરસ વગેરે દેહધર્મ તો છૂટતા જ નથી. એ રીતે જો કે આત્મા કર્મ કરવાની પ્રેરણા માટે સ્વતંત્ર છે તો પણ પ્રકૃતિદ્વારા જ તેને સઘળા કર્મ કરવા પડે છે, એટલા પૂરતો તે પરાવલંબી છે, અને તેને પહેલાં તો દેહેન્દ્રિય વગેરેને સાત્વિક બનાવીને પોતાને વશ કરી લેવા પડે છે અને તે કામ તે કરી શકે છે. કેમકે

**इन्द्रियाणि पराण्याहुरिन्द्रियेभ्यः परं मनः ।**
**मनसस्तु परा बुद्धिर्यो बुद्धेः परतस्तु सः ॥**
**एवं बुद्धेः परं बुद्ध्वा संस्तभ्यात्मानमात्मना ।**
**जहि शत्रुं महाबाहो कामरूपं दुरासदम् ॥**

અર્થાત્ ઇન્દ્રિયો શરીરથી પર છે, ઇન્દ્રિયોથી પર મન છે, મનથી પર બુદ્ધિ છે અને જે બુદ્ધિથી પણ પર છે તે આત્મા છે. હે મહાબાહુ અર્જુન ! એ રીતે જે બુદ્ધિથી પણ પર છે તેને જાણીને અને બુદ્ધિદ્વારા મનને રોકીને દુરાસાધ્ય કામરૂપી શત્રુનો તું નાશ કર.

એ રીતે પ્રાણી ચાહે તો અભ્યાસ તેમજ વૈરાગ્યથી ઇન્દ્રિય, મન તથા બુદ્ધિને કામ, ક્રોધ, લોભ, મોહ વગેરે વિકારોથી શુદ્ધ કરીને પોતે પોતાની જાતને યોગ્ય માર્ગે લાવી શકે છે અને પોતાનું ભવિષ્ય ઘડી શકે છે. આનું એવું તાત્પર્ય નથી કે તે પોતાના પૂર્વ કર્મોના પરિણામથી પણ બચી શકે છે. એ ભોગવવાનું તો એ માર્ગે નિશ્ચિત છે જ, પરંતુ

# વર્તમાન સમાચાર.

## ડૉ. જસવંતરાયને માનપત્ર આપવાનો મેળાવડો.

આ સભાના આજીવન સભ્ય ડૉ. જસવંતરાય મૂળચંદ શાહ એમ. બી. બી. એસ.ની છેલ્લી ડૉક્ટરી પરીક્ષામાં ઉત્તીર્ણ થયા. તેના માનમાં સભા તરફથી તેઓને માનપત્ર આપવાનો એક મેળાવડો ગત વૈશાક શુ. ૮ તા. ૪-૫-૪૧ રવિવારના રોજ ભાવનગર સ્ટેટના નાયબ દીવાન સાહેબ શ્રીયુત્ નટવરલાલ માણેકલાલ સુરતીના પ્રમુખપણા નીચે સવારના નવ વાગે સભાના વિશાળ હોલમાં મેળવવામાં આવતા રાજ્યના અમલદારો તેમજ આગેવાન ગૃહસ્થોએ સારી સંખ્યામાં હાજરી આપી હતી.

કાર્યના આરંભમાં શ્રીયુત્ નટવરલાલ માણેકલાલ સુરતી સાહેબે પોતાને આપેલ પ્રમુખસ્થાન માટે આભાર માની કાર્ય શરૂ કરવા ફરમાવેલ, ત્યારબાદ સભાના માનનીય મંત્રી શ્રીયુત્ હરજીવનદાસ દીપચંદ શાહે નિમંત્રણ પત્રિકા વાંચી સંભળાવ્યા બાદ સભાના માનનીય મંત્રી શ્રીયુત્ વલ્લભદાસ ત્રિભુવનદાસ ગાંધીએ સભાનો પરિચય આપતા જણાવ્યું કે ન્યાયાંભોનિધિ શ્રીમદ્ વિજયાનંદસૂરીશ્વરજી ( આત્મારામજી ) મહારાજના સ્મરણાર્થે શરૂ કરવામાં આવેલ આ સંસ્થા સાહિત્યના જુદા જુદા ક્ષેત્રોમાં કાર્ય કરી રહેલ છે.

વસુદેવ હિંડિ જેવા પ્રાચીન અને કઠણ ગ્રંથોથી માંડીને માગધી, ગુજરાતી વગેરે ભાષામાં આ સંસ્થાએ બસેંહથી વધારે અમૂલ્ય ગ્રંથો પ્રગટ કર્યા છે અને જેની કદર પાશ્ચિમાત્ય વિદ્વાનો તેમજ હિન્દના સાહિત્યપ્રેમી જૈનેતર વિદ્વાનોએ સારા પ્રમાણમાં કરી છે. આજે પણ ૭૫ હજાર શ્લોકોનું માગધી કામ મુદ્રિત થઇ રહ્યું છે. આવા અપૂર્વ અને ઉચ્ચ આદર પામતા સાહિત્ય પ્રકાશનનો યશ પૂજ્યપાદ્ પ્રવર્તકશ્રી કાન્તિવિજયજી મહારાજ અને તેઓશ્રીના વિદ્વાન શિષ્ય સ્વ. શ્રી ચતુરવિજયજી મહારાજ તથા મુનિશ્રી પુણ્યવિજયજી મહારાજને ફાળે જાય છે.

આ સંસ્થા દશ હજાર પુસ્તકોનું એક પુસ્તકાલય તથા દોઢ હજાર હસ્તલિખિત પ્રતોનો સંગ્રહ ધરાવે છે

ત્યારબાદ વેડફાઈ જતા પ્રાચીન જૈન સાહિત્ય અને પાટણના ગ્રંથભંડારને અંગે કેટલુંક વિવેચન કરી ડૉ જસવંતરાયને અંગે જણાવ્યું કે તેઓ ગ્રેજ્યુએટ થયા હોવાથી તેઓને સભાના નિયમ પ્રમાણે માનપત્ર આપવાનો આ મેળાવડો યોજવામાં આવેલ છે તેઓ આ ધંધામાં સેવાભાવે કાર્ય કરી રહ્યા છે અને ગરીબ દરદીઓની એક પાઇ પણ લીધા સિવાય દવા કરી તેઓનો આશીર્વાદ મેળવે છે. આ સેવાભાવ તેઓમાં વિકાસ પામતો આવે અને તેઓ પોતાના ધંધામાં સફળતા મેળવે તેટલું આ તકે આપણે ઇચ્છીએ.

ત્યારબાદ કવિ શ્રી રેવાશંકરભાઇ વાલજી બધેકાએ સમયને અનુસરતું વિવેચન કર્યું હતું.

ત્યારબાદ આ પ્રસંગે હાજર નહિ રહેવા માટે

---

ભવિષ્યનુ જીવન તેના જ હાથમાં છે અને તે ધારે તો પોતે પોતાનું ભાગ્ય બનાવી કે બગાડી શકે છે. ધન્ય છે એ પ્રણાલીને કે જેમાં આવો સાચો ન્યાય છે અને ધન્ય છે એવા સજ્જનોને કે જેઓ તેનો સારી રીતે વિચાર કરીને સમજપૂર્વક તેનું આચરણ કરે છે અને તેનાથી લાભ ઉઠાવે છે. इति शम्

દિલગીરી વ્યક્ત કરી, મેળાવડા માટે શુભેચ્છા દર્શાવતો કેળવણીખાતાના ઉપરી અધિકારી શ્રીયુત્ વિઠ્ઠલદાસભાઇ ખીમજી પટેલનો આવેલ સંદેશો સભાના માનનીય મંત્રી શ્રીયુત્ વિઠ્ઠલદાસ મૂળચંદ શાહે વાંચી સંભળાવ્યો હતો. તેમ જ ભાઇ જસવંતરાયને આપવામાં આવનાર માનપત્ર નીચે પ્રમાણે તેઓએ વાંચી સંભળાવ્યું હતું.

# મા ન પ ત્ર.

**ધર્મબંધુશ્રી જશવંતરાય મૂળચંદ શાહ,**
એમ. બી. બી. એસ.

**અમો, શ્રી જૈન આત્માનંદ સભા**–ભાવનગરના સભાસદો આપે આ વર્ષે એમ.બી. બી. એસ.ની ડોકટરી–વૈદકીય પરીક્ષા પસાર કરી છે; તેથી અમોને જે હર્ષ ઉત્પન્ન થયો છે, તે આ માનપત્રદ્વારા પ્રદર્શિત કરવાની **ઉત્તમ** તક હાથ ધરીએ છીએ.

વ્યવહારની અનેક મુશ્કેલીઓ પસાર કરી, કુટુંબથી છ વર્ષ દૂર રહી, ખર્ચાળ અને અથાગ પરિશ્રમવાળી આ ડીગ્રી મેળવવાને ફળિભૂત થયા છો તે આ ડોકટરી અભ્યાસ કરવામાં આપની તીવ્ર લાગણી, પૂરતી ખંત અને સરસ્વતી દેવીની પ્રસન્નતાને આભારી છે.

દરેક મનુષ્યનું ખરું જીવન તે ધાર્મિક જીવન છે અને આપણી આ સંસ્થા પણ ધાર્મિક જીવનને પુષ્ટ કરનારી એક સંસ્થા છે, તેના ઉચ્ચ કેળવણી પામેલા અને ધાર્મિકવૃત્તિને માટે ઉત્સાહ ધરાવનારા આપની જેવા એક બંધુને જોઇને જે પ્રમોદ થાય છે, તે આવા માનપત્રદ્વારા જણાવવાની ફરજ અદા કરવા ઉત્સુક થયા છીએ, જેથી આપ એક સભાસદ તરીકે સભા પ્રત્યેની આપની સ્નેહભરિત લાગણી અને ધાર્મિક પ્રવૃત્તિને સ્મરણમાં રાખી તેને સત્ય કરી બતાવશો એમ અમોને સંપૂર્ણ વિશ્વાસ છે.

ડોકટરી ધંધામાં પ્રમાણિકતા, સેવાધર્મ સાથે દયાની ભાવના મુખ્ય જોઇએ, જે માટે જૈનશાસ્ત્રોમાં પણ અનેક ઐતિહાસિક દૃષ્ટાંતો છે, તે પ્રમાણે હવે પછીની જુદું સ્વરૂપ ધારણ કરનારી આપની ઉજ્જવળ જિંદગીમાં આપ આ સિદ્ધાંતો લક્ષમાં રાખી ધંધાની પ્રવૃત્તિ ચલાવશો એવી અમારી આ સૂચના નિરંતર લક્ષમાં રાખી, ધર્મ પ્રત્યે પ્રેમ પ્રકટાવી, આપની કીર્તિને તેમજ આ સભા સાથેના સંબંધને ભવિષ્યમાં વિશેષ ઉજ્જવલ કરી બતાવશો; સાથે આપ દીર્ઘાયુ થઇ શારીરિક, માનસિક, આધ્યાત્મિક અને આર્થિક સંપત્તિ વિશેષ વિશેષ પ્રાપ્ત કરી સમાજ અને દેશની સેવા કરવા ભાગ્યશાળી થાઓ એવી પરમાત્માની પ્રાર્થના કરવા સાથે આ માનપત્ર આપને અર્પણ કરીએ છીએ.

સં. ૧૯૯૭ ના વૈશાખ શુદિ ૮ રવિવાર તા. ૪-૫-૧૯૪૧ વીર સં. ૨૪૬૭ ભાવનગર.

શેઠ ગુલાબચંદ આણંદજી.
પ્રમુખ,
શ્રી જૈન આત્માનંદ સભા,
તથા અન્ય સભ્યો.

નરવરલાલ માણેકલાલ સુરતી.
નાયબ દીવાન, ભાવનગર સ્ટેટ.
મેળાવડાના પ્રમુખ.

સભાના માનવંતા પ્રમુખ શ્રીયુત્ ગુલાબચંદ આણંદજીએ ચાંદીના કાસ્કેટ સાથે માનપત્ર ડૉ. જસવંતરાયભાઇને એનાયત કરવા માટે માન્યવર પ્રમુખ સાહેબને વિનંતિ કરી હતી. બાદ પ્રમુખશ્રીએ ડૉ. જસવંતરાયને શુભેચ્છા સાથે માનપત્ર અર્પણ કર્યું હતું.

માનપત્રનો જવાબ આપતા ડૉ. જસવંતરાયે જણાવ્યું કેઃ—

માનનીય પ્રમુખ સાહેબ, રાજ્યના અમલદાર સાહેબો અને ગૃહસ્થો

આ સભાએ એકત્રિત થઇ મને જે માનપત્ર આપ્યું છે તે બદલ મારે શું બોલવું તેની વિમાસણમાં હું પડ્યો છું. ડીબેટીંગ સોસાયટીમાં કોઇ વિષય ઉપર બોલવું હોય ત્યારે હિંમતથી બોલવાની ઉત્સુકતા આવતી, પરંતુ એક વ્યક્તિને પોતાની પ્રશંસાનો જવાબ કેવી રીતે આપવો એ એક મહાકઠિન કોયડો છે.

આપ આ માનપત્ર મને નહિં, પરંતુ જે કેળવણી પછવાડે મનુષ્યો પોતાના પ્રાણ ન્યોછાવર કરે છે તેને આપો છો. એ કેળવણીની અલ્પ સિદ્ધિ બદલ આ સભાના આશીર્વચનો અને આપેલ માનપત્ર માટે હું સભાનો અત્યંત આભારી છુ.

આજનો યુગ વૈજ્ઞાનિક યુગ છે. વૈજ્ઞાનિક યુગમા સર્વદેશીય પ્રગતિ સાધી ન શકાય તો મનુષ્ય તરીકે આપણી કશી કિમ્મત નથી. પ્રાચીન કાળનો માનવભક્ષી મનુષ્ય અને આજનો વીસમી સદીનો મનુષ્ય એ બંનેમાં એટલો જ તફાવત કે આજના મનુષ્યે પોતાની બુદ્ધિને ઉચ્ચ કક્ષાએ મૂકી, અમૂલ્ય સિદ્ધિઓ પ્રાપ્ત કરી છે. એ અમૂલ્ય સિદ્ધિઓ અને વૈજ્ઞાનિક પ્રગતિઓ થી સરસ્વતીદેવીના બાળ રમકડાં છે. અને એ એક રમકડું હસ્તગત થતાં જીવન કંઇ ઓર પલટા લે છે.

જીવન ગમે તેટલા પલટા લે, પરંતુ જીવનની પ્રથમ જરૂરીઆત આરોગ્યતાની છે. 'પહેલું સુખ તે જાતે નર્યા'. એ નક્કર સત્ય બહુ જ અનુભવમાંથી નીતરેલી વસ્તુ છે, અને નિઃસ્વાર્થી અને પ્રવૃત્ત ડૉક્ટરો માનવજીવનની આરોગ્યતા કેમ વધે ? મનુષ્ય અમર કેમ થાય ? બિમારી વિશ્વમાંથી કેવી રીતે નાબુદ થાય ? અને થયેલ બિમારીના સચોટ ઉપચારો કેવી રીતે થઇ શકે વિગેરે બાબતોમાં સતત પ્રવૃત્તિપરાયણ રહે છે. તેઓ આરોગ્યદેવીના પ્રચંડ પુજારીઓ છે. તે દિશામાં મારા નાના—અલ્પ પ્રયાસને વધાવી લઇ, મને જે પ્રોત્સાહન આપવા આપ એકત્રિત થયા છો, તેમાં મારા કરતાં એક સંસ્કાર અને કેળવણીની આપે કદર કરી છે.

લોકો ભલે કહે કે કેળવાયેલા બેકારોની કતારો મહાસાગરના મોજાઓની માફક ઉભરાય છે. કેળવાયેલ યુવકો આંખોનું તેજ અને જીવન નીચોવી નાંખી સામાન્ય મીલમજૂર કે પટાવાળા જેટલું પણ કમાઇ શકતા નથી. આજની કેળવણી આશીર્વાદ કરતાં શાપરૂપ છે. આવી વાતો આજના યુગમાં એક સામાન્ય ઘટના થઇ પડી છે, પરંતુ આપણે તટસ્થ વૃત્તિ અને સૂક્ષ્મ રીતે જીવનનાં વિધવિધ ક્ષેત્રનું અવલોકન કરશુ, તો આપણને સ્પષ્ટપણે દેખાશે કે મનુષ્ય જીવવા માટે ખાય છે, પરંતુ ખાવા માટે જીવતો નથી, એટલે રોટી તે આર્થિક અને જીવન નીભાવવાની દૃષ્ટિએ અગત્યનો પ્રશ્ન હોય તો પણ તે જીવનનો માત્ર એક જ પ્રશ્ન નથી, તેથી પણ મહત્ત્વના કેટલાએ અણઉકેલ્યા પ્રશ્નો આપણી પાસે ખડા છે; જેવાં કે સમાજનો ઉત્કર્ષ, સંસ્કૃતિનાં વહનો, આદર્શ ગજ્યરચના અને સમાજરચના, આધ્યાત્મિક વિકાસ વિગેરે. ભૌતિક અને આધ્યાત્મિક વિકાસ જીવનના પરસ્પર સંકળાએલાં તત્ત્વો છે, બે પૈડાં વગરનો રથ જેમ નિરર્થક છે તેમ બન્ને વગર આપણું જીવન નકામું છે. એક વસ્તુ માટે આપણે સતત જાગૃત રહેવાની જરૂર છે અને તે એ જ કે કેળવણી. રૂ. આ. પા. માં કોઇ દિવસ પરિણમી શકે નહિં અથવા ઘટાવી શકાય નહિં. કેળવણી એ મનુષ્યનો પ્રાણ અને સાચો આત્મા છે. આત્મા

વગરનો દેહ જેમ મુડદું કહેવાય છે તેમ કેળવણી વગરનો મનુષ્ય **मनुष्यरूपेण मृगाश्चरन्ति** અર્થાત ઢોર જેવો છે, કાર્ડીનલ ન્યુમેન તેના Idea of university માં કેળવણી વિષે બોલતા જણાવે છે કે માનવજીવનનો સર્વોત્કૃષ્ટ વિકાસ એ જ કેળવણીનું અંતિમ ધ્યેય છે. મૂઢ દશામાં પડેલ આત્માના અંધકારને દૂર કરવાનો જો કોઇ ચમત્કારી કિમીયો હોય તો તે કેળવણી છે. કેળવણી અને લક્ષ્મી, શ્રી અને સરસ્વતી એ બન્નેનો સંયોગ વિરલ છે, આકસ્મિક છે અને સ્વાભાવિક છે, કારણ કે લક્ષ્મી એ ભૌતિક વસ્તુ છે અને દુનિયાના તમામ તોફાની તત્ત્વોની પ્રણેતા છે; જ્યારે સરસ્વતી સાચી આધ્યાત્મિક વસ્તુ છે અને સચ્ચિદાનંદની દાત્રી છે,

આ સભાનો ભૂત અને વર્તમાન કાળ મારા ઉપલા વિધાનની અક્ષરશઃ સાક્ષી પૂરે છે. આ સભાએ, જેના મૂળમાં એક પ્રચંડ પ્રાતઃસ્મરણીય ધર્માત્મા છે, અને જેના નામ સાથે આ સભા સંકળાએલી છે તે સભાએ નિઃસ્વાર્થભાવે સાહિત્ય, સંસ્કૃતિ અને કેળવણીના ઉત્તેજનાર્થે અવિરત શ્રમ ઉઠાવેલ છે. સંસ્કૃત, પ્રાકૃત, ગુજરાતી ગ્રન્થોને લોકભોગ્ય બનાવવા તેમજ તેના પ્રકાશનો કરવામાં આ સભા જૈન સમાજમાં અગ્રસ્થાને આવે છે. આવી Glorious tradition આ સંસ્થા જાળવી રહી છે, તે પરમ ઉપકારી જીવનમુક્ત ગુરુદેવના પ્રતાપે છે.

આપના અમૂલ્ય સમયનો વ્યય નહિ કરતા આપણાં સમાજ પ્રત્યે, મારી ફરજ માની તે સંબંધી બે શબ્દો બોલીશ અને તે એ જ કે આપણો જૈન સમાજ કેળવણીમાં પછાત છે, તેનું કારણ આપણી નિરાધાર સ્થિતિ કરતાં સંસ્કાર પ્રત્યેની આપણી દુર્લક્ષતા છે. એ દુર્લક્ષતા ઓછી થતા આપણા જૈનોમાં મેઘનાથ શાહ અને C. V. Raman જેવા નીકળી આવે. એક જ વસ્તુની જરૂર છે, તમારા બાળકોને ઉત્સાહ અને હિંમત આપો અને તેને ઉચ્ચ માર્ગે લાવવાને તમારાથી બનતું કરો.

મેં આપનો ધાર્યો કરતાં વધારે સમય લીધો છે એટલે વધુ નહિ બોલતાં એક વસ્તુ વિષે થોડું સૂચન કરી હું મારૂં વક્તવ્ય સમાપ્ત કરીશ અને તે એ જ કે ભાવનગર જેવાં જૈનનગર કે જ્યાં જૈનનો મોટો સમૂહ છે ત્યાં ગરીબ, અનાથ અને નિરાધાર માટે જૈન દવાખાનાની બીલકુલ સગવડતા નથી. અહિંસાના પરમ હિમાયતીઓ અને પૂજારીઓ આપણે આ દિશામાં ઉપેક્ષા રાખીએ એ શું વાસ્તવિક લેખાય ? આપની દાનવૃત્તિ આવા ગરીબોને નવજીવન આપવામાં ખર્ચાય તેમાં જ પરમ સિદ્ધિ છે. આપે મને શાંતિથી સાંભળ્યા બદલ આપનો આભાર માની બેસી જઇશ.

છેવટ પ્રમુખ સાહેબ શ્રીયુત્ નટવરલાલભાઇએ જણાવ્યું કે સાહિત્યના ક્ષેત્રમાં આટલું સુંદર કાર્ય કરી રહેલ આવી મોટી સંસ્થા ભાવનગરમાં છે તે જાણવાનું મને આજે જ મળ્યું છે. સભાની સેવા આવકારદાયક છે. તેનું એક વખત અવલોકન કરવાની તક મને મળશે તો આનંદ થશે.

ભાઇ જશવંતરાયને માનપત્ર આપવાનો પ્રસંગ આનંદદાયક ગણાય. દરેક ધંધામાં સ્વાર્થ અને પરમાર્થના તત્ત્વો રહેલા હોય છે. એક કાપડનો વેપારી પોતાની દુકાનમાં સ્વદેશી જ કાપડ રાખે અને વ્યાજબી ભાવે તેનું વેચાણ કરે તો તે દેશસેવા, ઘરાકોનો સંતોષ અને પોતાનો સ્વાર્થ પણ સાધી શકે છે. બીજા સઘળા ધંધા કરતા ડોકટરી લાઇન એવી છે કે તેમાં વધારે પરમાર્થ કરી શકાય અને સ્વાર્થ પણ સાધી શકાય. ભાઇ વલ્લભદાસભાઇએ કહ્યું તેમ ડો. જસવંતરાયમાં દરદીઓની સેવા કરવાની ભાવના છે તે આવકારદાયક છે. તેઓ એવી શુભ ભાવના હરહંમેશ રાખે અને માનપત્ર સાર્થક કરે એટલું આપણે ઇચ્છીએ.

ત્યારબાદ શેઠ દેવચંદ દામજીએ પ્રમુખ સાહેબનો આભાર માન્યો હતો અને શેઠ અમૃતલાલ છગનલાલે આભારની દરખાસ્તને ટેકો આપ્યો હતો.

છેવટ શેઠ હરજીવનદાસ દીપચંદ તરફથી

અપાયેલ આઇસ્ક્રીમ પાર્ટીને માન આપી પ્રમુખશ્રી, અધિકારીઓ વગેરેને હારતોરા અર્પણ કરી મેળાવડો વિસર્જન કરવામાં આવ્યો હતો.

## પંજાબ સમાચાર

## સ્યાલકોટ(પંજાબ)માં આચાર્યશ્રીજીનું અપૂર્વ સ્વાગત.

આચાર્યમહારાજ **શ્રીમદ્વિજયવલ્લભસૂરીશ્વરજી** પોતાના પંન્યાસ શ્રી સમુદ્રવિજયજી આદિ મુનિમંડળ સહિત રામનગરથી વિહાર કરી સદ્દોકી, ખાનકીહેડ, કોટક્રીચીના, વજીરાબાદ, કંગણુસ્યાણાકડકા, ભુપાલવાલા, સમરીયાલ, ઉગોકી, પક્કાગડા વિગેરે ગ્રામોમાં ધર્મોપદેશામૃતનો પ્રવાહ વહેવડાતા ફા. વ. અમાવાસ્યાની સાંજરે સ્યાલકોટ શહેરની નજીકમાં લાલા ગોપાલશાહ જૈનના બંગલે પધાર્યા. ઉક્ત લાલાજીએ આચાર્યશ્રીજીનું અને બહારથી પધારેલા મહેમાનોનું સુંદર સ્વાગત કર્યું હતું.

સ્યાલકોટ એટલે પંજાબમાં સ્થાનકવાસીઓનું ૩૦૦ ઘરની આબાદીવાળુ જબરદસ્ત ક્ષેત્ર, પૂજ્ય પાદ ગણિવર્ય શ્રી મૂળચંદજી મહારાજની જન્મભૂમિ. અહીં આપણા સાધુઓનું કવચિત જ આવાગમન બને છે કેમ કે અહીં આપણા પૂજ ઘર છે.

સ્યાલકોટ સ્થાનકવાસીઓનું મોટું ક્ષેત્ર હોવાથી અને આચાર્યશ્રીજી અહીં પ્રથમ જ પધારતા હોવાથી બન્ને સમાજો તરફથી આચાર્યશ્રીજીનો સારો સત્કાર કરવામાં આવ્યો હતો અને બીજા શહેરમાંથી અનેક મનુષ્યો લાભ લેવા આવ્યા હતા.

તા. ૨૮-૩-૪૧ ચૈત્ર શુદિ ૧ ના સવારના આઠ વાગે લાલા ગોપાલશાહ જૈનના બંગલેથી વાજતે ગાજતે આચાર્યશ્રીજી સિંઘસભા પાસે પધાર્યા

સવારના આઠ વાગે ગુજરાંવાલા શ્રી સંઘની સ્પેશીયલ ટ્રેન સ્ટેશન પર આવી પહોંચતા સુંદર સ્વાગત કરવામાં આવ્યું. રાયસાહેબ શ્રીમાન્ કર્મચંદજી અગ્રવાલ ઓનરરી મેજીસ્ટ્રેટે દૂધ, ચા, મીઠાઇ, ફળ વિગેરે અલ્પાહાર આપી સેવાનો લાભ લીધો હતો. આજે આખા શહેરમાં આનંદની છોળો ઉછળી રહી હતી.

વરઘોડામાં ડંકાનિશાન, ચાંદીના હાથી પર શ્રી કલ્પસૂત્ર, મોટરોમાં ન્યાયામ્ભોનિધિ જૈનાચાર્ય શ્રીમદ્વિજયાનંદસૂરીશ્વરજી આદિની તસ્વીરો અને ચાંદીના રથમાં પ્રભુ બિરાજમાન કરવામાં આવ્યા હતા. સ્યાલકોટનું બેન્ડ, શ્રી આત્માનંદ જૈન સ્કુલ લુધીઆના બેન્ડ, શ્રી આત્માનંદ જૈન ગુરુકુળ બેન્ડ, નારોવાલથી લાવેલ શ્રી સંઘનુ બેન્ડ અને લાલા સરદારીલાલ જૈન લોહારીએ લોહારથી મગાવેલ સુપ્રસિદ્ધ બેન્ડ સામૈયામાં હતા. વરઘોડો મુખ્ય મુખ્ય બજારોમાં ફરી કણકમંડીસરાય નવા ઉપાશ્રયમાં આવી ઉતર્યો. અહીં તૈયાર કરવામાં આવેલ મંડપમાં રાયસાહેબ શ્રીમાન્ લાલા કર્મચંદજી અગ્રવાલ ઓનરરી માજીસ્ટ્રેટ વિ૦ની હાજરીમાં શ્રી આત્માનંદ જૈન સભા-સ્યાલકોટના તરફથી અભિનંદન પત્ર લાલા ભોળાનાથજીએ વાંચી આચાર્યશ્રીજીના કરકમળોમાં અર્પણ કર્યું આચાર્યશ્રીજીએ ૐકાર વિષય પર દિવ્યદેશના આપ્યા બાદ સભા વિસર્જન થઇ. ત્રણ વાગ્યે ફરી બીજી વાર સભા બાબુ અનંતરામજી જૈન વકીલ બી. એ. એલએલ. બી. ની અધ્યક્ષતામાં થઇ અને સ્વ. ગુરૂદેવ શ્રી બુટેરાયજી મહારાજની સ્વર્ગવાસ તિથિ અને શ્રીમદ્વિજયાનંદસૂરીશ્વરજી જન્મદિવસ ઉજવવામાં આવ્યો. પંડિત પુરુષોત્તમચંદ જૈનશાસ્ત્રી, એમ. એ. એમ. ઓ. એલ. વિગેરેના સુંદર ભાષણો થયા. આચાર્યશ્રીજીએ બન્ને મહાપુરુષોના જીવન પર સુંદર પ્રકાશ પાડ્યો. બાદ ૭ વાગ્યે સભા વિસર્જન થઇ અને ફરી ત્રીજી વાર રાતના આઠ વાગે સભા ભરાઇ. અધ્યક્ષસ્થાને રાયસાહેબ શ્રીમાન્ કર્મચંદજી બિરાજ્યા હતા. પંડિત હંસરાજજી શાસ્ત્રી, સુફી મહમદદિન વિગેરેના જૈન ધર્મ પર ઓજસ્વી ભાષામાં ભાષણો થયાં હતાં.

આજના પ્રવેશ મહોત્સવમાં જૈનેતરો, રાયસાહેબ શ્રીમાન્ કર્મચંદજી ઓનરરી માજીસ્ટ્રેટ ઇત્યાદિ

સદ્‌ગૃહસ્થો પણ ઊઘાડે પગે ચાલી વરઘોડાને દીપાવી રહ્યા હતા.

ચૈત્ર શુદિ ૨ ના રોજ પણ સવાર, બપોર અને રાતના એમ ત્રણ સભાઓ ભરાઇ. એમાં આચાર્યશ્રીજીના મહત્ત્વપૂર્ણ–પ્રભાવોત્પાદક વ્યાખ્યાનો થયા. રાતની સભામાં પંડિત હંસરાજજી શાસ્ત્રી વિગેરેના સુંદર ભાષણો થયા.

ચૈત્ર શુદિ પહેલી ત્રીજનાં રોજ સવારની સભામાં આચાર્યશ્રીજીએ અઢી કલાક ઐક્યતા પર ભાવવાહી વ્યાખ્યાન આપી સભાજનો પર અજબ પ્રભાવ પાડ્યો હતો.

રાયસાહેબ શ્રીમાન્ લાલા કર્મચંદજી ઓનરરી માજીસ્ટ્રેટની આગ્રહભરી વિનંતિને માન આપી બપોરે ત્રણ વાગે સભા તેમના વિશાલ બંગલામાં રાખવામાં આવી, જ્યાં અનેક મનુષ્યોને જગ્યા નહિં મળવાથી પાછા ફરવું પડ્યું. આવી પરિસ્થિતિ જોઇ રાયસાહેબ લાલા કર્મચંદજીએ ઊભા થઇ જાહેર કર્યું કે મકાન વિશાલ હોવા છતાં આચાર્યશ્રીજીના વ્યાખ્યાનના કારણે નાનું થઇ ગયું જેથી મારા ઘણા બંધુઓને અગાસીઓમાં–અટારીઓમાં બેસવું પડ્યું છે અને ઘણા ભાઇઓને નિરાશ થઇ પાછા ફરવું પડ્યું છે, આથી મને ઘણી જ દિલગીરી છે પણ હું આપને વિશ્વાસ આપું છું કે આચાર્યશ્રીજી ફરીથી સ્યાલકોટ પધારશે ત્યારે આપ એથી પણ વિશાળ મકાન જોશો.

ખાનબહાદુર ફિરોજદિન ઓનરરી માજીસ્ટ્રેટ અને પંડિત હંસરાજજી શાસ્ત્રીના ઓજસ્વી ભાષણો થયા બાદ આચાર્યશ્રીજીએ **बुद्धेः फलं तत्त्वविचारणं च** એ વિષય પર મહત્ત્વપૂર્ણ વ્યાખ્યાન આપ્યું.

દરરોજ આચાર્યશ્રીના વિદ્વત્તાભર્યા વ્યાખ્યાનો ચાલે છે, જનતા સારા પ્રમાણમાં લાભ લે છે બપોરે ધર્મચર્ચા ચાલે છે. જમ્મુ શ્રીસંઘની આગ્રહભરી વિનંતિને માન આપી થોડા દિવસ અહીં સ્થિરતા કરી આચાર્યશ્રીજી કાશ્મીરની રાજધાની જમ્મુ શહેર તરફ પધારશે.

## સ્યાલકોટમાં શ્રી મહાવીર જયંતિ

શ્રી મહાવીર જયંતિ જમ્મુ શહેરમાં ઉજવવાનો આચાર્યશ્રીજીનો વિચાર હતો પરંતુ રાયસાહેબ લાલા કર્મચંદજી ઓનરરી મેજીસ્ટ્રેટ સંભાવિત સદ્‌ગૃહસ્થોની આગ્રહભરી વિનંતિને માન આપી અહીં ઘણા જ સમારોહથી શ્રી મહાવીર જયંતિ ઉજવવામાં આવી. કણકમંડીસરાય નવા ઉપાશ્રયે આચાર્યશ્રીજી દરરોજ વ્યાખ્યાન ફરમાવે છે ત્યાં જ મંડપ ઊભો કરવામાં આવ્યો હતો. ચાંદીના સિંહાસન ઉપર ભગવાન મહાવીરદેવ બિરાજમાન કરવામાં આવ્યા હતા. આચાર્યશ્રીજી આદિ પણ ઉચ્ચાસન પર બિરાજમાન થયા હતા. પ્રથમ વાસક્ષેપ પૂજા કર્યા બાદ આચાર્યશ્રીજીએ બુલંદ અવાજથી દોઢ કલાક સુધી વ્યાખ્યાન આપી ભગવાનશ્રી મહાવીર દેવના સમ્યક્ત્વપ્રાપ્તિથી લઇને ચ્યવન, ગર્ભસ્થાનમાં રહી માતાપિતા જીવતા સુધી મારે દીક્ષા ન લેવી એવો લીધેલો અભિગ્રહ, ૫૬ દિગ્કુમારીઓ અને ચોસઠ ઇંદ્રોએ કરેલ જન્મમહોત્સવ, દીક્ષા, તપશ્ચર્યા, કેવલજ્ઞાન, નંદીશ્વર દ્વીપમાં અઠાઇ મહોત્સવ, સંઘની સ્થાપના ઉપદેશ અને ઉપસર્ગ વિગેરે વિષયો પર સુંદર પ્રકાશ પાડયો હતો અને ભારપૂર્વક જણાવ્યું હતું કે જન્મ થતાં ઇંદ્ર મહારાજ આવીને ભગવાનને મેરુપર્વત ઉપર લઇ ગયા હતા ત્યારે માતાની કુક્ષી ખાલી ન રહે એટલા માટે પ્રતિબિંબ લાવીને મૂકે છે. આ વાત શાસ્ત્રકારો પોકારી પોકારીને કહે છે અને આપણે માનીએ છીએ છતાં કહેવું કે અમો પ્રતિમા–પ્રતિબિંબને માનતા નથી યા માનવા ન જોઇએ એવું કહેવું ક્યાં સુધી ઉચિત છે?

બાદ માસ્તર ભગવાનદાસે જણાવ્યું કે મહારાજશ્રીજીની વિદ્વત્તા અને વ્યાખ્યાનશૈલી એવી તો જબરદસ્ત છે કે ગમે તેવા માણસ પણ પીગળી જાય છે. હું મૂર્તિપૂજામાં માનતો નહતો પણ આચાર્યશ્રીજીના યુક્તિયુક્ત વ્યાખ્યાનોથી મૂર્તિ માન-

વાવાળો થયો છું અને પ્રતિજ્ઞા કરું છું કે હું દરરોજ મૂર્તિપૂજા કરીશ.

જહેલમનિવાસી લાલા વિલાયતીરામજી જૈને કાવ્યના રૂપમાં બનાવેલું અભિનંદન પત્ર રાયસાહેબ લાલા કર્મચંદજીને અર્પણ કરવામાં આવ્યું.

બપોરે ગુજરાંવાલાનિવાસી લાલા માણેકચંદજી છોટાલાલ જૈન દુગડ અને લાલા પ્યારેલાલજી જૈન બરડે તરફથી પંચકલ્યાણક પૂજા અને પ્રભાવના થઇ. સાધર્મિક વાત્સલ્ય કરવામાં આવ્યું. પૂજારીઓ તથા ગરીબોને શીરાનું જમણ આપવામાં આવ્યું. રાતના ભજનો થયા હતા.

પંજાબ શ્રી સંઘની સ્યાલકોટમાં એક ભવ્ય દેરાસર બનાવવાની ભાવના છે અને તે માટે ટીપ પણ શરૂ થઇ ગઇ છે તે શ્રી ગુરુદેવની કૃપાથી સફળ થાય. આચાર્યશ્રીજી અહીંથી વિહાર કરી કાશ્મીરની રાજધાની જમ્મુ શહેર પધારશે. (ચાલુ)

## નિવેદન—

ચુડા. ચૈત્ર વદ ૧ શનિ.

અમારા દીક્ષાપર્યાયનાં પચીશ વર્ષ પૂર્ણ થયાં એ શુભ નિમિત્તે મિટીંગો થઈ, શુભ ભાવના અને અનેક મંગલકામના પ્રગટ કરાઇ છે, તેમજ ઘણા પત્રો પણ એવા જ આવ્યા છે. અમે લાંબા વિહારમાં હોવાથી આ પત્રોના જુદા જુદા જવાબો આપવા જેટલો સમય ન મળવાથી તે માટે ખુશાલી પ્રદર્શિત કરનાર દરેકને "ધર્મલાભ"ના શુભાશીર્વાદ આપવા સાથે અમે ઇચ્છીએ છીએ કે ગુરુદેવ અમને એ બળ, એ શક્તિ અને એ આશીર્વાદ આપે કે જેથી અમો તેઓશ્રીની શુભ ભાવનાનુસાર શાસનસેવામાં સદા ય તત્પર રહીએ. સાથે શ્રી સંઘ પાસે અમારી સાદર પ્રાર્થના છે કે અમે આરંભેલા શ્રી વીતરાગદેવના ઉપાસકો ( નવા જૈન ) વધારવાના, જિનવાણી, સાહિત્યનો પ્રચાર કરવાના અને જિનવરેન્દ્ર દેવના શાસનની પ્રભાવના કરવાના શુભ કાર્યમાં તન-મન-ધનથી પૂર્ણ સહયોગ આપી આત્મકલ્યાણના મંગલ કાર્યમાં સંપૂર્ણ સહકાર આપે.

—મુનિ દર્શનવિજય
મુનિ જ્ઞાનવિજય.

## ભરૂચ-વેજલપુરમાં ઉજવાયેલ આયંબિલ તપની ઓળી

આ. શ્રી વિજયલલિતસૂરિજી મહારાજશ્રીની અધ્યક્ષતામાં આયંબિલ તપની ઓળી વિધિસહિત ઉજવવામાં આવી હતી. આંગી, પૂજા, ભાવના, પ્રભાવનાદિ કરવામાં આવ્યા હતાં. ત્યાંના શ્રી સંઘ તરફથી મહાવીર જયંતિના દિવસે વરઘોડો ચઢાવવામાં આવ્યો હતો. રાત્રિના પાઠશાળાના વિદ્યાર્થી તેમજ વિદ્યાર્થીનીઓના લાક્ષણિક સંવાદ તથા ગરબા વિ. ના કાર્યક્રમથી તે દિવસ ઉજવ્યો હતો.

## પ્રાંતીજ

આ. શ્રી ઋદ્ધિસાગરસૂરિજીના પ્રમુખપણા નીચે ત્રણે ફીરકાના શ્રાવકોએ એકત્ર થઈ મહાવીર જયંતિ ઉજવી હતી. ભગવાન મહાવીરના જીવન પરત્વે મુનિશ્રી હેમેન્દ્રસાગરજી મહારાજે તથા મુનિ શ્રી લક્ષ્મીસાગરજી મહારાજે સારો પ્રકાશ પાડ્યો હતો. રાત્રે જાહેર સભા થઇ હતી.

## રાજકોટ

આ શ્રીમદ્ વિજયમોહનસૂરીશ્વરજી મહારાજશ્રીની અધ્યક્ષતામાં ચૈત્ર માસની ઓળીની આરાધના અઠ્ઠાઇ મહોત્સવાદિ ધર્મકાર્યો સાથે સારી રીતે થઇ હતી. ચૈત્ર શુદિ ૧૩ મહાવીર પ્રભુના કલ્યાણકનો દિવસ હોઈ તે પ્રસંગનું ખાસ વ્યાખ્યાન રાખવામાં આવતા બે અઢી હજાર માણસો ઉપરાંત સ્ટેટના દીવાન સાહેબ વ્યાખ્યાનમાં આવ્યા હતા. રાજકોટ સ્ટેટમાં ચૈત્ર શુદિ ૧૩ ના દિવસે દર વરસે કસાઈખાનું બંધ રહે અને તે દિવસ જાહેર તહેવારરૂપે પળાય તે માટે તેમને ઉપદેશ આપવામાં આવ્યો હતો.




**૧. પાપ, પુણ્ય અને સંયમ** (વિપાક, અંતકૃતદશાંગ તથા અનુત્તરોપપાતિકદશા અંગ ગ્રંથોનો છાયાનુવાદ ) સંપાદક, ગોપાળદાસ જીવાભાઇ. પ્રકાશક, શ્રી જૈન સાહિત્ય પ્રકાશન સમિતિ C/o ગુજરાત વિદ્યાપીઠ–અમદાવાદ. શ્રી પૂંજાભાઇ જૈન ગ્રંથમાળા પુસ્તક ૨૦ મું. આ ગ્રંથમાળા તરફથી કેટલાક જૈનાગમોના છાયાનુવાદ સંપાદક મહાશય તરફથી તૈયાર થયેલ પ્રસિદ્ધ કરવામાં આવેલ છે. આવા અનુવાદો અમારા ધારવા પ્રમાણે તૈયાર કરી આગમનું જ્ઞાન ધરાવનાર મુનિમહારાજને દૃષ્ટિગોચર થાય તે ઇચ્છવા યોગ્ય છે. આ ગ્રંથમાળાનો ઉદ્દેશ સાચવી સાહિત્ય પ્રકાશન સમિતિ ધર્મગ્રંથો વગેરે પ્રકટ કરે છે. કિંમત બાર આના, પ્રકાશકને ત્યાંથી મળશે.

**૨. શત્રુંજય ઉદ્ધાર**–પ્રકાશક, શાહ કિસનદાસ ભૂખણદાસ–માલેગામ ( દક્ષિણ ). આ ગ્રંથની રચના કાવ્યરૂપે પ્રકાશકે પ્રગટ કરી છે. સામાન્ય રીતે સંક્ષિપ્તમાં થોડી ઐતિહાસિક બાબતો પણ આપેલી છે. પ્રકાશકને ત્યાંથી મળી શકશે.

**૩. શ્રી વિજયહર્ષસૂરિ પ્રબંધ**–પ્રકાશક, શ્રી વર્દ્ધમાન–સત્ય–નીતિ–હર્ષસૂરિ જૈન ગ્રંથમાળા. આ ગ્રંથમાં પદ્યમાં શ્રી વિજયહર્ષસૂરિ મહારાજનું જીવનવૃત્તાંત આપી ગુરુભક્તિ કરવામાં આવી છે. વ્યવસ્થાપક શ્રેષ્ઠી ભોગીલાલ સાંકળચંદ અમદાવાદને ત્યાંથી મળી શકશે.

**૪. વિમાનની વાતો**–ગુર્જરબાળ ગ્રંથાવલીની શ્રેણી ૩ જી. પુ. ૧૧–૧૨. લેખક નવલકાન્ત નેમચંદ ભાવસાર બી. એસ.સી. પ્રકાશક, ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય–અમદાવાદ. કિંમત સાત આના.

લડાઇમાં વપરાતા વિમાનો શું છે ? તે સમજી શકે તેવી સાદી શૈલીમાં ચિત્રો સાથે આ લઘુ ગ્રંથની રચના કરવામાં આવી છે. બાળસાહિત્યના આવા ગ્રંથો પ્રકટ કરવાનો તેમનો આ પ્રયત્ન આવકાર છે. પ્રકાશકને ત્યાંથી મળી શકશે.

**૫. શયતાન**–તરુણ ગ્રંથમાળાનું આ પંદરમું પુસ્તક છે. મહાત્મા ટૉલ્સ્ટોયની મૂળ કૃતિનો અનુવાદ છે જાતિય વાસનાના ભોગ બનેલ મૂળ લેખકને જે અનુભવ થયેલ અને તે વખતે શા શા પરિણામો ભોગવવા પડે છે તે બહુ જ ઝીણવટથી આ ગ્રંથમાં આપવામાં આવેલ છે. જનસમાજમાં આવા ગ્રંથો વાંચવાથી કેટલીક વખત તેવા ભોગ બનેલાનું વર્તન પણ સુધરી જાય છે. કિંમત એક રૂપીયો. પ્રકાશક ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય–ગાંધીરોડ અમદાવાદ ત્યાંથી મળી શકશે.

**૬. પ્રતાપી જૈનાચાર્ય શ્રીમદ્વિજય વલ્લભસૂરીશ્વરજી મહારાજનું** સંક્ષિપ્ત જીવન વૃત્તાંત. હિંદી ભાષામાં પંન્યાસજી મહારાજ શ્રી સમુદ્રવિજયજી ગણિએ સુંદર અને તમામ ઉપકારક કાર્યો સહિતની હકીકતો સાથે સુંદર અને સરળ લખેલ છે. સાથે છબી આપી છે. પ્રકાશક, આદર્શ ગ્રંથમાળાએ–મુલતાન ( પંજાબ ) ગુરુભક્તિ દર્શાવી પ્રકટ કર્યું છે. ખાસ વાંચવા જેવું છે. આ લઘુ ગ્રંથ સહાયક તરફથી એક આનાની પોસ્ટની ટિકિટ મોકલનારને ભેટ શ્રી આત્માનંદ જૈન ગુરુકુળ ગુજરાંવાલા (પંજાબ) લખવાથી મળી શકશે.

